આર્ય સમાજ કાઢનાર પંડિત દયાનંદ સરસ્વતીના

# સત્યાર્થ પ્રકાશનું ખંડન.

## પ્રથમ ભાગ.

૬૯ શંકાનો જવાબ.

કીંમત રૂા. ૦—૧૦—૦

તું કહે ( ઓ મોહમ્મદ ) ખચીત મારી નમાઝ તથા મારી કુરબાની ( અથવા હજ્જની ક્રિયા )તથા મારી જીંદગી તથા મારૂં મોત સઘળા જહાનના પાલનાર અલ્લાહને માટે છે. સુરા અનઆમ ૬; ૧૬૩.

આર્ય સમાજ કાઢનાર પંડિત દયાનંદ સરસ્વતીના

# સત્યાર્થ પ્રકાશનું ખંડન.

## પ્રથમ ભાગ


રચી પ્રસિદ્ધ કરનાર

ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદિક

મુ૦ રાંદેર જીલ્લા સુરત.



શાબાન ૧૩૨૬ હિજરી





પ્રત ૧૦૦૦

ધી " રાંદેર " પ્રીન્ટીંગ પ્રેસ. ભાગાતળાવ—સુરત

કીંમત રૂ. ૦-૧૦-૦

# પ્રસ્તાવના.

## મોટો મેહેરબાન રહમકર્ત્તા અલ્લાહના નામથી.

સર્વ સ્તુતિ અલ્લાહને માટે છે જેણે આસમાનો અને ઝમીનને ઉત્પન્ન કર્યાં અને અંધારાં તથા નૂરને બનાવ્યાં. તેના સર્વ નામ ખૂબી ભર્યાં છે તે સર્વ ઐબોથી પવિત્ર છે. સર્વ ચીજની તેને ખબર છે કોઇ ચીજ તેના જ્ઞાનથી બહાર નથી. તેના કારખાનામાં કોઇને દખલ નથી. સર્વ તેના મોહતાજ છે તે કોઈનો મોહતાજ નથી. કોઈપર આધાર રાખનાર નથી. પ્રકૃતિ અને પ્રમાનુ તથા સઘળા જીવો તેના તાબામાં છે અને એ તાબે રાખવાનું હક્ક એને ઉત્પન્ન કરવાથી છે. તે એકલોજ અનાદિ છે તેના એ ગુણમાં કોઈ શરીક નથી. તે ક્ષમા કરનાર છે ઐબોને ઢાંકનાર છે રહમ કરનાર છે તેમ ઈનસાફ પણ કરનાર છે. જીવડાવનાર છે તેમ મારનાર પણ છે. હું શાક્ષી આપું છું કે તેના સિવાય કોઈ પૂજ્ય નથી તે એકલો છે કોઇ તેનો શરીક નથી. અને હું શાક્ષી આપું છું કે હજરત મોહમ્મદ તેના બંદા છે તથા તેનો હુકમ પોહોંચાડનાર (રસૂલ) છે જે ધર્મ તેવણે જારી કર્યો તેજ સત્ય છે અને તે કયામત સુધી રહેનાર છે. અલ્લાહ તેમના ઉપર તેમની આલ ઉપર તેમના અસહાબ ઉપર તથા સઘળા ઈમાનવાળાઓ ઉપર અગણીત દોરૂદ અને સલામ મોકલે.

એ પછી **ગુલામ મોહમ્મદ બીન હાજી હાફેજ સાદિક** કહે છે કે આજ કાલ ધર્મ સંબંધી છેડછાડ આર્યાઓ તરફથી થાય છે અને અભણ મુસલમાનોને તરેહ તરેહથી ભેહકાવે છે. જ્યાં સુધી સત્યાર્થ પ્રકાશ ઉર્દુમાં નહીં થયું હતું ત્યાં સુધી હિન્દી ભાખા નહીં જાણવાથી જોઈએ તેવો બચાવ ઓલમા કરી શકયા નહોતા પણ જ્યારે સત્યાર્થ પ્રકાસ ઉર્દુમાં થયું તો ફરી ઓલમાઓએ એવા ઉત્તરો આપ્યા કે આર્યાઓ નહાસતા ફરે છે.

આર્ય સમાજના બાની સ્વામી દયાનંદજીએ એક કિતાબ સત્યાર્થ પ્રકાશ રચી તેમાં પોતાના નવા પંથનું મંડન કર્યું છે અને બીજા ધર્મોનું ખંડન કર્યું છે તેનો રદીઓ મુસલમાનો તરફથી હક્ક પ્રકાશ તથા સત્યાર્થ પ્રકાશ દર્પણ બહાર પડયાં છે. અને હિંદુઓના જૈનો તથા સનાતનીઓ તરફથી અજ્ઞાન તિમિર ભાસ્કર, દયાનંદતિમિર ભાસ્કર, સત્યાર્થ ભાસ્કર અને દયાનંદ સ્વભાવ પ્રકાશ પ્રકટ થયાં છે. પણ પાદરીઓપર અફસોસ કે સત્યાર્થ પ્રકાશના ૧૩મા સમુલ્લાસમાં ખ્રીસ્તી ધર્મનું ખંડન છે પણ તેનો ઉત્તર તેઓથી હજુ થયો નહીં અને જુઓ તો તેઓ કલેકટરી પગાર રૂ. ૮૦૦–૯૦૦નો એજ માટે ખાય છે.

જ્યારે સત્યાર્થ પ્રકાશનો તરજુમો ગુજરાતીમાં બહાર પડયો ત્યારે ગુજરાતીમાં જવાબ કાઢવાની જરૂર જોઇ. હું ધારતો હતો કે કોઈ એ કામ કરશે પણ કોઇએ નહીં કર્યું તો આખર અલ્લાહપર ભરોસો કરી એ કામ મેં શરૂ કર્યું ખોદા તેના ફજલથી પૂરૂં કરાવે અને લોકોપયોગી થાય

ગુજરાતી સત્યાર્થ પ્રકાશવાળાએ આખી સત્યાર્થનો તરજુમો ગુજરાતીમાં કર્યો અને ઇસ્લામને લગતા ૧૪મા સમુલ્લાસનો તરજુમો કર્યો નહી. અને ભાખા ભાષાજ રહેવા દીધી. ખોદા જાણે એથી તેની શી મતલબ છે. કદાચ એમ હશે કે મુસલમાનો હિન્દી ભાષા જાણતા નથીં જેથી કોઇ તેનો ઉત્તર આપે નહીં. પણ આખર તેનો ઉત્તર થયો. મેં પણ દયાનંદજીની ભાષા રહેવા દીધી છે.

સત્યાર્થ પ્રકાશના ૧૪ મા સમુલ્લાસમાં દયાનંદજીએ ૧૫૯ શંકા ઇસ્લામ ઉપર કરી છે તે સઘળાનો જવાબ અત્યાર સુધી તો કયારથી પ્રકાશ થતે પણ અનેક અડચણો નડવાથી પૂરો કરી શકયો નહીં. પણ લોકોની ખાહેશ તેમ જરૂરતનો ખ્યાલ કરી હાલ ૬૯ શંકાના જવાબનો

પ્રથમ ભાગ બહાર પાડું છું. અને ખોદા ચાહશે તો બાકીની શંકાઓનો જવાબ દ્વિતીય ભાગમાં પ્રગટ કરીશ. મને આશા છે કે આ ભાગોને વાંચાનાર આર્યાઓના દરેક લખાણનો જવાબ આપી શકશે. કારણ કે આર્યાઓના જેટલાં લખાણો છે તે સઘળા આ દયાનંદજીનીજ માયા પુંજીથી જૂદા જૂદા રૂપમાં કાઢવામાં આવ્યાં છે ધર્મ પાલે "તરકે ઇસલામ" નામની ચોપડી કાઢી છે જેમાં ૧૧૫ શંકા કરી છે અને જેની હજારો કોપી ઉર્દુમાં નાગરીમાં છપાવી મફત વેહેંચી છે અને જેના વિષે એઓ ફખર કરેછે તે પણ ખરૂં જોતાં દયાનંદજીની શંકાઓને બીજા રૂપમાં વર્ણી છે તેના જવાબો મુસલમાનો તરફથી મારી જાણ પ્રમાણે આઠ બહાર પડયા છે. અને આ પુસ્તક પણ તેના જવાબ માટે બસ છે.

દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશમાં કેટલીક નસીહત લખી છે "જો દુસરે મતોંકાં કિ જીસમેં હજારોં ક્રોડોં મનુષ્ય હોં ઝૂઠા બતલાવે ઔર અપનેકો સચ્ચા ઉસ્સે પરે ઝૂઠા દુસરા મત કૌન હો સકતા હૈ" સત્યા૦ પૃ. ૫૧૬ વળી તે કહે છે "જે પોતાનાજ મોહડે પોતાની પ્રશંસા અને પોતાનાજ ધર્મને મોટો કહે છે અને બીજાની નિન્દા કરે તે મુર્ખનાની વાત છે" સત્યાર્થ. પૃષ્ઠ ૪૧૨ વળી તે કહે છે હવે જુઓ કે તમે મહા અવિદ્યામાં છો કે નહી? કે નાના નાના જીવો પર દયા કરવી અને અન્ય મતસ્થો (મજહબો)ની નિન્દા અને અનુપકાર કરવો એ શું થોડું પાપ છે" સત્યાર્થ પૃ. ૪૩૪ વળી તે કહે છે જે જેવો મનુષ્ય હોય છે તે પ્રાયઃ પોતાજ જેવા બીજાને સમજે છે.... જ્યાં સુધી મનુષ્યમાં અતિ અજ્ઞાન અને કુસંગથી ભ્રષ્ટ બુદ્ધિથાય છે ત્યાં સુધી અન્યોની સાથે અતિ ઇર્ષ્યા દ્વેષાદિ દુષ્ટા નથી છોડતા. સત્યાર્થ પૃ. ૪૧૫ વળી તે કહે છે. અને સર્વ સાથે પ્રીતિ પુર્વક પરોપકારાર્થ વર્તવું એ શુભ ચરીત્ર કહેવાય છે. સત્યાર્થ પૃ. ૪૨૧ "ચાહે કોઈ પણ મતમાં કેમ નહોય તો પણ મનુષ્યાદિ ઉપર દયા કરીને તેનો અન્ન પાનાદિથી સતકાર કરવો અને બીજા મતના વિદ્વાનોનું માન્ય અને સેવા કરવી શું દયા નથી?" સત્યા. પૃ. ૪૧૬એ વગર બીજી ઘણી ડહાપણ ભરી વાતો બીજા મતો વાળાઓને શીખવે છે પણ તે દયા રહિત પંડીતે ઇસ્લામનો મુકાબલો કરવા શરૂ કર્યો તો તેની અકલ જતી રહી અને તે શીખામણ ભૂલી ગયો. અને કુરઆન, ઇસ્લામ, રસૂલુલ્લાહ, અને અલ્લાહને એવી ગાળો ભાંડી કે અલ અમાન કુફરની નકલ કરવી કુફર નથી મારીમાં છે છતાં મારી તબીઅત કબૂલ નહી કરતી કે તે નાપાક શબ્દોનું લિસ્ટ અતરે લખું. પણ જો કોઇને વાકેફ થવું હોય તો આ ૬૯ શંકામાં **સમીક્ષક** શબ્દની નીચેની ઇબારત તપાસે.

દયાનંદજીએ પોતે પોતાનું જન્મ ચરિત્ર લખી થ્યોસોફીકલના કોઇ માસિકમાં છપાવ્યું છે તેનો તરજુમો જગરાનુવાળા દલપતરાઇએ ઉર્દુમાં કર્યો છે તેમાં દયાનંદજીએ પોતાના માબાપનું નામ ઠામ બીલકુલ લખ્યું નથી. એટલુંજ નહીં પણ પોતાનું ખરૂ નામ પણ બતાવ્યું નથી. કેટલાકોએ લખ્યું છે કે તે કાઠીઆવાડમાં ગાવા વગાડવાનો ધંધો કરનાર ભાટ જાતનો હતો ગમે તે હોય પણ તેની ચાલ ઉપરથી જણાય છે કે તે એક કમીનો માણસ હતો. વગર પેંદીના ઘડિયાની જેમ તે કદી કેમ અને કદી કેમ ફર્યા કરતો હતો. તેની જન્મ ચરિત્રના પૃષ્ટ ૨૧માં દયાનંદજી કહે છે કે મને એક બ્રહ્મચારી મળ્યો તેણે મને સલાહ આપી કે તું અમારા થોકમાં આવી જાય તો ઠીક છે, ફરી હું તેની થોકમાં ભેળાયો. તેણે મારૂં નામ શુદ્ધ ચેતન પાડયું. વળી પૃષ્ટ ૨૭ માં છે કે "બ્રહ્માનન્દ વગરે સત્ય પુરૂષોએ મને પૂરે પૂરી ખાતરી કરી આપી કે

બ્રહ્મ એટલે ઇશ્વર મારી હસ્તીથી જૂદી કોઇ વસ્તુ નથી. જીવ તથા બ્રહ્મની ઐકતાની નિશ્ચય મને ખાતરી કરી આપી. પ્રથમ પણ ઘણીવાર મારા દિલમાં આ વાત આવતી હતી પણ આજે આ મહાત્મા પુરૂષોએ આ વાતને મારા દિલમાં સમ્પૂર્ણ રીતે સિદ્ધ કરી આપી અને મને સમ્પૂર્ણ ખાતરી થઇ કે બ્રહ્મ (ખોદા) હુંજ છું. વળી પૃષ્ટ ૩૨, ૩૩ અને ૩૪નો સાર આ છે કે પ્રમાનંદ સરસ્વતીએ દયાનંદજીને સંન્યાસીના ચોથા દરજામાં ભેગો કર્યો અને તેને એક દંડો આપ્યો અને તેનું નામ દયાનંદ સરસ્વતી પાડયું. આથી જણાયું કે તે પ્રથમ બ્રહ્મચારીનો ચેલો બન્યો તેના મતમાં દાખલ થયો ફરી એ મત તજ્યો અને બ્રહ્માનંદજીની અસરથી પોતાને ઇશ્વર સમજવા લાગ્યો ફરી શંકરાચાર્ય મતમાં સંન્યાસી થયો અને અદ્વૈત એટલે સર્વ ઇશ્વરજ છે માનવા લાગ્યો. અને લાંબી મુદત તેમાં રહ્યો અને ફરી એ મત પણ છોડયો. આ મતના માનવામાં એટલે પોતાને ઇશ્વર જાણવામાં સર્વને ઇશ્વર જાણવામાં દયાનંદજીના મત પ્રમાણે પણ તે મોટું પાપ કરનાર થયો અને તેના મત પ્રમાણે વગર સજા ભોગવે છુટકો નથી ઇશ્વર પાપ માફ કરી શકતો નથી. તો જરૂર તેણે કુતરાં બિલાડાં કે ડુકરનો જન્મ લીધો હશે. આર્યાઓનું તેને મહા ઋષિ મુકિત પામનાર નિરપરાધી ગણવું નકામું થયું. એવીજ રીતે બીજી બાબતોમાં હમેશા મત ફેરવ્યા કરતા હતો. સને ૧૮૮૬ના લાહોરના "ધર્મ જીવન" પેપરમાં છે કે છેવટમાં દયાનંદજી કહેતા હતા કે મારો વિશ્વાસ વેદોપર રહ્યો નથી. શાબાશ ? દયાનંદજી લાંબી મુદત સુધી પોતાને ઇશ્વર માનતા રહ્યા એમાં જેમ દયાનંદજીનો ગુનોહ છે તેમ હું તો વેદવાળાઓનો પણ ગુનોહ માનું છું. કેમકે વેદ એવુંજ શીખવે છે યજુરવેદ આ. ૪૦ મં. ૧૭માં છે "માણસનો આત્મા કહે છે તે પરમેશ્વર જે સુરજમાં છે તે હુંજ છું." વળી ઋગ ભાર ૨ સુ૦ ૯૦ મં ૧૦ મં. ૨ સર્વ આત્મા તેનોજ આત્મા છે અને જે કંઈ છે તે તેજ હતો" મં. ૪ જમીનની સઘળી મખલૂક એ તેનો પા ભાગ છે અને પોણો ભાગ આકાશમાં છે" વળી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૨માં છે "જેમાં સર્વ આકાશાદિ ભૂત વસે છે અને જે સર્વમાં વાસ કરી રહ્યો છે તેથી તે પરમેશ્વરનું નામ વસુ છે" આથી સાફ રીતે જણાય કે છે સૃષ્ટિ અને ઇશ્વર એકજ છે.

દયાનંદજી ફરેબ તથા ધોકો આપવામાં પણ ઘણોજ ચાલાક હતો સંન્યાસીને રૂપીયા પૈસા લેવાની મનાઈ પોતે લખી જ્યારે લોભ વધ્યો તો મનાઇના શ્લોકો સત્યાર્થમાંથી કાઢી રૂપીયા પૈસા ધન દોલત લેવાનો કલ્પીત શ્લોક લખી દીધો જે વિષે હું શંકા ના૦ ૩૧માં વધુ લખી આવ્યો છું.

વળી તા૦ ૨૩ મારચ સને ૧૮૮૭ના ધર્મ જીવન પેપર વાંચવું બસ છે જેમાં એના ઘણા ફરેબો લખ્યા છે. મુનશી ઇન્દ્રમણિ મુરાદાબાદવાળાના મુકદમા માટે દયાનંદજીએ ફંડ ખોલ્યું જ્યારે મોટી રકમ થઈ તો સંન્યાસીજીની નૈયત બદલાઇ ગઇ. આખર ઇન્દ્રમણિએ મુરાદાબાદથી એક પત્ર લખ્યો "તમે મારા નામથી હજારો રૂપીયા ભેગા કર્યા છે અને મને એક કોડી પણ આપવા ચાહતા નથી અને પોતે હજમ કરવા ચાહો છો તો હું આપની આ જૂઠા સંન્યાસની કલાઇ ખોલવા તૈયાર છું" તે પછી એક લાંબી ચોડી જાહેર ખબર તેણે છપાવી તેનો ઉત્તર દયાનંદજીએ છપાવ્યો ફરી તેનો ઉત્તરોત્તર ઇન્દ્રમણિએ એવો છપાવ્યો કે જેમાં દયાનંદજીની જૂઠની સઘળી હકીકત ખોલી તે પછી જગન્નાથદાસે દયાનંદજીના ફરેબોની એક ચોપડી છાપી છે. ૧૮૮૩ના ડીસમ્બરના ધર્મ જીવનમાં પણ એના ફરેબોનો હાલ છે.

ઇંગ્રેજી જાણનાર જુવાનીયાઓને પોતાના સંપ્રદાયમાં દાખલ કરવા તેણે ફરેબ આપ્યો કે યુરોપમાં જે કળા હુનરો છે તે સઘળા વેદમાં છે. ટેલીગ્રાફનું બયાન પણ વેદમાં છે ઋ૦ અ૦ ૧ અ૦ ૮ વ૦ ૨૧ મં૦ ૧૦ આવી રીતે છે **युवं पेदवे पुरुवारमश्विना स्पृधां श्वेतं तरुतारं दुवस्यथः । शर्यैरभिद्युं पृतनासु दुष्टरं चर्कृत्यमिन्द्रमिव चर्षणीसहम्** ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃ. ૧૬૨ આ મંત્રના અર્થ સાયણાચાર્યની ટીકા પ્રમાણે આવી રીતે છે “ એ અશ્વિની તમોએ પેદ્દુ (નામના રાજા) માટે કબૂલ કરવા લાએક બહાદુરોથી યુદ્ધમાં ફતેહ નહીં થઈ શકે તેવા ચમકતા કામમાં આવેલા ઇન્દ્રના જેવા બહાદુરી કરનાર સફેદ ઘોડાને આપ્યા છે ” આથી સાફ જણાય છે કે ટેલીગ્રાફ સાથે આ મંત્રને કશો સંબંધ નથી. પણ દયાનંદજીએ આ મંત્રમાં શબ્દ “ **तारं** ” જોઇ ઝટ કહેવા લાગ્યા કે જુઓ વેદથી તારથી સાબેતી થાય છે. પણ તેણે આટલું નહીં વિચાર્યું કે આ જગ્યા **तरुतारं** છે. જો **तारं**ના અર્થ તાર છે તો **तरू**નો શો અર્થ ? અને આ **तरुतारं** એક શબ્દ છે કે બે ? વળી ઇંગ્રેજી ટેલીગ્રાફને સામાન્ય બોલચાલમાં હિંદી ઉર્દુ તથા ગુજરાતીમાં તાર કહે છે પણ એજ અર્થમાં સંસ્કૃત ભાષામાં પણ તારજ છે અથવા એ શબ્દ સંસ્કૃતજ છે એની સાબેતી શી ? વ્યાકરણથી સાબેતી કરવી જોઇએ. વળી આ મંત્ર ૧૦મો છે તો શું આગલા ૯ મંત્રોમાં હુનર ઉદ્યોગનું બયાન છે ? ત્યાં કઈ બાબત ચાલી રહી છે તે કંઈ દયાનંદજીએ વર્ણવ્યું નથી. આવીજ રીતે તે લોકોને ધોકો આપતો હતો. ગુરૂકલ કાંગડીના હેડ માસ્તરે (આર્યા) માસ્તર આતમારામજીને શું ઠીક કહ્યું છે “સ્વામીજીનો ભાષ્ય ઇગ્રેજી લખેલા પઢેલાઓને ફસાવવા માટે છે” વાંચો તા૦ ૨૪ નવમ્બર સને ૧૯૦૫ના હતકારી પેપરના પૃષ્ટ ૫ કાલમ ૨ આર્ય સમાજમાં સેંકડે ૯૮ સંસ્કૃત જાણનાર નથી જેથી દયાનંદજીના ધોકામાં ફસી વેદ વેદ કર્યા જાય છે.

સત્યાર્થ પ્રકાશમાં તે લખે છે કે આર્યાઓને જે હિંદુ કહેવાય છે એ મુળ શબ્દ ફારસી છે એના અર્થ ચોરના, ગુલામના છે. મુસલમાનોએ આર્યાઓની હલકાઇ તથા બેઇજ્જતી માટે એ નામ રાખ્યું છે એથી બચવું જોઇએ. આ ધોકા * નો જવાબ કેટલાક પંડિતોએ, પાદરીઓએ અને મુસલમાનોએ સારી રીતે આપ્યો છે હું તેઓના લખાણથી અત્રે કેટલુંક લખું છું. આ ફરેબ દેવામાં દયાનંદજીની બે મતલબ જણાય છે ૧ લી આ કે હિંદુઓ જ્યારે આ નામ છોડી આર્યા કહેવડાવશે તો ચાલાકીથી તેનો પંથ દિન પરતીદિન વધતો જશે. બીજી આ કે હિન્દુ તથા મુસલમાનોમાં જે મીલાપ અને ઇત્તેફાક છે તેની જગ્યા દુશમની ઉત્પન્ન થાય. પણ આખર તે પોતાની નેમમાં ફાવ્યો નહીં અને લોકો તેના ફરેબને સમજી ગયા. હિંદુ નામ મુસલમાનોએ પાડયું એની સાબેતી શી ? દયાનંદજીને જોઇતું હતું કે ઇતિહાસથી સિધ્ધ કરતે કે ફલાણા મુસલમાન બાદશાહે પોતાના વખતથી આર્યાઓનું એ નામ રાખી હલકાઇ કરી છે. હિંદુસ્તાનનો મુસલમાની રાજ્યનો ઇતિહાસ પૃષ્ટ ૯માં છે કે સિંધુને કાંઠે આર્યાઓ વસ્યા માટે હિંદુ નામ પડયું. એવીજ રીતે બીજા ઇતિહાસોમાં છે. અને સિંધુનો “સ” “હ” થી બદલાયો એમાં કંઈ તાજુબ નથી ઘણીવાર એ અક્ષરો એક બીજાની જગ્યા બદલાય છે. જેમકે “ સપતા ” અને “ હફતા ” અને “સમ” અને “ હમ ” વગેરે. વળી કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે બનવા જોગ છે કે હિંદુ શબ્દ એ શબ્દ હિન અને દોષથી બન્યો હોય જેના અર્થ છે બેઐબ (ઐબ વગરનું) અને ફરી ઘણા વપ-

---

* ઋગ વેદમાં ઈશ્વરને ફરેબ તથા ધોકો દેનાર લખ્યો છે. ઋ૦ અ૦ ૧ અનુ ૩ સુ૦ ૪ મં૦ ૭ “ એ ઇદ્ર તેં સોશનાને ફરેબથી માર્યો છે.” કદાપી ધોકો દેવામાં દયાનંદજી આ મંત્રનો આધાર લેતા હોય. ગુ. મો.

રાસથી કેટલાક અક્ષરો છૂટા પડયા હોય જેમકે " હિંદુસ્થાન "ની જગ્યા ઘણા વપરાસથી હિંદુસ્તાન કહેવાય છે. ઇરાની અને આર્યા એકજ ધાતુ આરથી નીકળા છે અને આર્યા તથા ઇરાનીના અર્થ હળ ચલાવી ખેતી કરનારના છે. અને એઓના જુલમ કરવાનો હથિયાર પરાણીને મથાળે જે ખીલી છે તેપણ આર કહેવાય છે. અને હાલ પણ પંજાબમાં ખેતી કરનારને અરાઇં કહે છે. જ્યારે એઓ હુનરમાં વધ્યા તો હિંદુઓના વડા વિદ્વાનોએ પોતાના દેશ માટે એવું ઉમદા નામ રાખ્યું હોય એ અકલ કબૂલ રાખે છે. વળી હિદુસ્થાનમાં રાજ કરતા ચંદ્ર વંશીઓ છે. અને ચંદ્રનું એક નામ ઇન્દુ પણ છે અને ઇન્દુની જગ્યાને ઇન્દુસ્તાન કહે છે. અને ઇંગ્રેજો પણ ઇન્ડીયા ઇન્દુસ્તાન જ કહે છે ફરી ઘણા વપરાસજી "અ" "હ"થી બદલાયો. વળી એ શબ્દ હઝરત મોહમ્મદ (સલ)ની પેદાશ પેહલાંથી વપરાતો ચાલ્યો આવે છે. પારસીઓનું દસાતીર માંહેનું " નામએ ઝરતોસ્ત "ના ૬૫મા કલમમાં છે. " હમણા બ્યાસ નામાનો બ્રહ્મણ હિન્દથી આવે છે ફરી કા. ૧૬૫માં છે "જયારે બ્યાસ હિન્દી બલખમાં આવ્યો " વળી બૈબલમાંનું એક પુસ્તક એસતેર છે જે હજરત મોહમ્મદ (સલ)થી એક હજાર વર્ષ પેહેલાનું છે તેના પ્રથમ અધ્યાયના પ્રથમ કા. માં. હિંદુસ્તાન શબ્દ છે. વળી ફલાદી જોસીફસ ઇતિહાસીક જે સને ૩૭ ઇશ્વીમાં જન્મયો છે અને હજરત મોહમ્મદ (સલ)થી છસો વર્ષ પેહેલાં થયો છે તે પોતાના ઇતિહાસના ૮માં ભાગના ૫મા અધ્યાયમાં લખેછે "અને બાદશાહે તેને ઓફેરમાં મોકલ્યો જેનું નામ અદરયા માજપર સોંસ છે અને આ જમીન હિંદુસ્તાનથી લાગેલી છે " વળી હજરત મોહમ્મદથી પહેલા સબઅ મોઅલ્લકા નામની સાત માણસોની રચેલી કવિતાની કિતાબ પ્રખ્યાત છે તેમાં "હોસામીલ મોહંનદ " શબ્દ છે જેના અર્થ છે હિંદુસ્તાનની તલવાર. હિન્દ નામ કંઇ ઐબનું નથી. અરબીનો કોશ " કામુસ " એક પ્રખ્યાત પુસ્તક છે તેમાં એના અર્થ આવી રીતે છે. હિન્દ એટલે સો ઊંટનું ટોલું, અરબના અમર બાદશાહની માનું નામ, બનુ હિન્દ અરબનો એક કબીલો, હિન્દ એક પહાડનું નામ, હિંન્દ એટલે તલવાર તેજ કરવું વગરે. ખોરાસાનની એક નદીનું નામ હિન્દુવાન છે અને ફકીહ અબુ જાફર હિન્દુવાની ત્યાંના રહેવાશી હતા. અને થઇ શકે છે કે આર્યાઓના વડા પણ તે નદીના કિનારાથી આવ્યા હોય તેથી હિન્દુ કહેવાયા હોય. મક્કા તથા મદીનામાં હિન્દુસ્તાનના મુસલમાનોને હિન્દી કહે છે અને તેઓના પટેલયાને શેખુલ હોનૂદ કહે છે. વળી અકબર બાદશાહના વખતમાં હિન્દુઓને તેના દરબારમાં ઘણું માન હતું તેઓ જેમ સંસ્કૃત જાણતા હતા તેમ ફારસીમાં પણ તેઓને સારી માહિયતગારી હતી. તો જો હિન્દુ શબ્દમાં એબ હતે તો જરૂર તેઓ એ નામ બદલાવવાની કોશીશ કરતે પણ તેમ કર્યું નહીં. ફારસીમાં હિન્દુના અર્થ કદી ચોરના થાય છે તેમ કદી માશુક (પ્રિય)ના પણ થાય છે દિવાને હાફિજમાં છે " બખાલે હિન્દોવશ બખશમ સમરકંદો બોખારારા " વળી પારકી બોલીમાં એક શબ્દના ખરાબ અર્થ થતા હોય અને તેથી બદલવું પડે તો ઘણી મુશકેલી પડશે રામના અર્થ ફારસીમાં ગુલામ તાબેદાર અને આજીઝના થાય છે. દયાનંદજી પોતાના લખાણમાં વેદોને અનાદી અનાદી કહેતો આવ્યો છે. હવે એને જરા ફેરથી એનાદી કહે તો તેના અર્થ દુશમનીના થાય છે. એ વગર બીજા ઘણા દાખલા મુનશી ઇન્દ્રમણિએ " આર્યતત્વ પ્રકાશ "માં પણ લખ્યા છે પણ લમ્બાણને લીધે આટલા પણ ટુંક કરૂં છું.

દયાનંદજીએ ઇશ્વરના ગુણ સર્વ શકિતમાનના એવા કર્યા છે કે શાયદ કોઇએ કર્યા હોય. સત્યાર્થ પૃષ્ટ ૨૦૩માં આવી રીતે લખે છે " જે સ્વભાવિક નિયમ અર્થાત જેમ અગ્નિ ઉષ્ણ

જલ શીતલ અને પૃથિવ્યાદિ સર્વ જડોને વિપરીત ગુણવાળા પણ ઈશ્વિર નથી કરી શકતો " આ વિષે કોઈ તરેહનો પુરાવો આપ્યો નથી આ વાત તેણે ચમતકારોને નહીં માનવા માટે લોકોને ધોકો આપવા લખી છે અને નાસ્તિકોનો સાથી થયો છે. તેણે દશ ઉપનિષદો માનવા લાએક * લખ્યાં છે તેમાંના કીનોપનિષદ ખં. ૩ના પ્રથમના કેટલાક મંત્રો લખું છું (મં૦ ૧) બ્રહ્મે ખાતરી પૂર્વક દેવતાઓથી ફતેહ મેળવી તો તે બ્રહ્મની ફતેહની દેવતાઓએ હલકાઇ કરી અને તેઓએ જાહેર કર્યું કે આ ફતેહ અમારી છે તથા આ મહીમા પણ અમારી છે. (મં. ૨) તે બ્રહ્મ એઓ (દેવતાઓ)ને સમજાવવા માટે તેઓની વચ્ચે નિશ્ચય + આવી ગયો પણ તેને કોઇએ જાણ્યો નહીં આ યક્ષ કોણ છે. (મં. ૩) તે દેવતાઓએ અગ્નિને કહ્યું ઓ જાતવેદ (રોશની આપનારી) તું એને ઓલખ કે આ યક્ષ શું છે તેણે કહ્યું ઠીક છે (મં. ૪) તે અગ્નિ તેની પાસે ગઇ. તેણે (યક્ષે) પૂછ્યું તું કોણ છે તે બોલી હું ખાતરીથી અગ્નિ છું. અને નિશ્ચય હું જાતવેદ છું. (મં. ૫) તેણે કહ્યું જો તું એવી છે તો તારામાં કેવી શકિત છે ? તણે (અગ્નિએ) ઉત્તર આપ્યો કે આ પૃથ્વીપર જે કંઇ છે તેને હું બાળીને ભસ્મ કરી શકું છું. (મં. ૬) તેણે [યક્ષે] તેની આગળ તણખલું નાખ્યું અને કહ્યું કે તું આને બાળીને ભસ્મ કર તે અગ્નિ પોતાની તમામ શકિતની સાથે કોશીશ કરીને થાકી પણ તે તૃણને બાળી શકી નહીં ત્યારે તે અગ્નિ તેનાથી જુદી પડી અને આ વાત દેવતાઓને કહી, કે હું જાણી શકતી નથી કે આ યક્ષ શું છે. (મં.૭) તે પછી તે (દેવતા)ઓએ વાયુને કહ્યું, ઓ વાયુ તું એને ઓળખ આ યક્ષ શું છે તેણે કહ્યું ઠીક છે. [મં. ૮) ને વાયુ તેની પાસે ગયો તેણે (યક્ષે) તેને પૂછ્યું તું કોણ છે ? તેણે જવાબ આપ્યો હું વાયુ છું અને હું માતરિશ્વા [સઘળા આકાશને ભરવાની શકિતવાળો) છું (મં. ૯) તે (યક્ષ) બોલ્યો જો તું એવો છે તો તારામાં શી શકિત છે. ? તેણે કહ્યું પૃથ્વીપર જે કંઇ છે તે સર્વને હું ઉડાવી લઇ જાય શકું છું. [મં. ૧૦] તેણે તે (વાયુ) માટે એક તણખલું નાખ્યું કે એને ઉડાવી લઇજા. તે વાયુ પોતાની સઘળી શકિતની સાથે યત્ન કરીને થાકયો પણ તે તૃણને ઉડાવી શકયો નહીં. ફરી તે (વાયુ) તેથી જૂદો પડયો અને પોતાનો હાલ દેવતાઓને કહ્યો, હું ઓળખી શકતો નથી કે આ યક્ષ શું છે ? " આથી સાફ જણાયું કે અગ્નિ તથા વાયુની શકિત ઇશ્વરની મરજી વિરૂદ્ધ ચાલી શકતી નથી. અને તે જ્યારે ચાહે ત્યારે તે શકિત બદલી શકે છે.

સત્યાર્થ પ્રકાશના ભૂમિકા પૃષ્ટ ૧ માં લખે છે કે મને ભાખાનું વિશેષ જ્ઞાન નહોતું જેથી ભાષા અશુદ્ધ બની ગઈ હતી.........આ ગ્રંથને વ્યાકરણનુસાર શુદ્ધ કરી બીજી વાર છપાવ્યો છે કહીં કહીં શબ્દ વાકય રચનાનો ભેદ થયો છે તે કરવો ઉચીત હતો કેમકે એનો ભેદ કર્યા વિના ભાષાની પરિપાટી સુધરવી મુશકેલ હતી પરંતુ અર્થનો ભેદ કરવામાં આવ્યો નથી બલકે વિશેષ તો લખવામાં આવ્યું છે ઇત્ય. આ પણ દયાનંદજીનો ફરેબ છે. પ્રથમ આવૃત્તીને જે કોઇ જોઈ બીજી અને ત્રીજીને જોશે તો તે જાણશે કે આ દરેક પુસ્તક જૂદાંજ છે પ્રથમ આવૃત્તીમાં માંસ ખાવાનું

---

* દશ વગર બીજાં ઉપનિષદોને નહીં માનવાં એ પણ તેનો ધોકો છે દયાનંદજીની પોતાની મતલબ નીકળતી હોય તો પોતે વાપરે છે સત્યાર્થ પૃષ્ઠ ૩માં કૈવલ્ય ઉપનિષદને અને પૃષ્ઠ ૧૯૯માં શવેતા શવતરોપનિષદને વાપર્યાં છે. એવીજ રીતે બીજા પુસ્તકોને ઘણી જગ્યા વાપરે છે. અને બીજો કોઇ એની વિરૂદ્ધ તે ઉપનિષદો વાપરેતો કહે છે એ માનવા લાએક નથી. શાબાશ ગુ. મો.

+ આ બે મંત્રો શંકા ના. ૬૨ તથા ૬૯નાં ઉત્તર માટે બસ છે. ગુ. મો.

માંસથી હોમ કરવાનું લખ્યું છે તેમ મુરદાઓના શ્રાદ્ધનું લખેલું છે આત્માને રચીત (મખલૂક) લખી છે સંન્યાસી વિષેના મનુના સઘળા શ્લોકો આ સર્વ આ સત્યાર્થમાં કયાં છે? અને અશુદ્ધ પણું તો હજુ પણ છે. દયાનંદજી ને "હે" અને "હૈ" નો ફેરતો ખબરજ નથી તેથી એકની જગ્યા બીજો વાપરે છે. એઓ હમેશ ફેરફાર કર્યા કરે છે માટે મારે અત્રે લખવું અગત્યનું થયું. આ ખંડનમાં વિક્રમાર્ક ૧૯૬૧ માં છપાયલું સત્યાર્થ પ્રકાશ પ્રથમાવૃત્તિથી તથા વિક્રમાર્ક ૧૯૬૧ માં છપાયલા પ્રથમાવૃત્તિથી આધાર લીધો છે તથા વિક્રમાબ્દ ૧૯૫૪ માં છપાયલા ઉર્દુ સત્યાર્થ પ્રકાશથી આધાર લીધો છે.

તેના ફરેબને કયાં સુધી લખ્યા કરૂં. કેટલાક ધોકા જવાબોની વચ્ચે પણ લખ્યા છે.

હવે કોઈ આર્યો આ મારા પુસ્તકનું ખંડન કરવા ચાહેતો હું ખુશી છું પણ તેને જરૂર છે કે જેવી રીતે મેં દયાનંદની પૂરી ઇબારત લખી ખંડન કર્યું છે તેમ મારી પૂરી ઇબારત લખે. તથા એકજ જાતની એકથી વધુ શંકા હોય તે દરેકને તપાસે. આટલું કહીને કોઈ આર્યો લોકોને બેહકાવે નહીં કે ગુલામ મોહમ્મદ સંસ્કૃત જાણતો નથી તથા સ્વામીજીના મુકાબલામાં એની ગણતરી શી કે એ રદ કરી શકે. કારણ કે હું તો ગુજરાતી ભાષા જાણી શકું છું અને તે આધારે આર્યાઓના બહાર પાડેલાં એ ભાષાનાં ઉર્દુ ભાષાનાં પુસ્તકોથી રદ કરૂં છું પણ દયાનંદજી તો અરબી ફારસી તો કોરે રહી ઉર્દુ પણ જાણતો નહોતો તે કેમ રદ કરવા નીકળ્યો. તથા શું તે હજરત મોહમ્મદના જેવો ઇલમમાં સમજમાં હતો? ફરી તે કેમ મુકાબલો કરવા નીકળ્યો? મુસલમાનોએ આ બહાનું નહીં કર્યું કે દયાનંદ હજરત મોહમ્મદના મુકાબલાનો નથી એના લખાણપર ધ્યાન દેવાની જરૂર નથી.

આ પુસ્તકમાં મેં મૌલવી સનાઉલ્લાહ મૌલવી નુરૂદ્દીન મૌલવી મોહમદ અલી પંડિત જવાળા પ્રસાદ પંડિત જગન્નાથ વગેરેના પુસ્તકોથી ઘણી મદદ લીધી છે જે વિષે હું તેઓનું એહસાન માનું છું.

છેવટમાં ખુદાથી ચાહું છું કે જેવી રીતે મારી કિતાબ તોહફતુલ હિંદ તથા ઇજહારૂક્કને ઘણા માણસોના મુસલમાન થવાનું તથા ખ્રીસ્તી ધર્મમાં જતા અટકાવવાનું સાધન બનાવ્યું તેમ આ પુસ્તકને કરે અને આશા છે કે જે આર્યો પોતાના ૪થા નિયમ ઉપર જમેલો હશે તેને આ પુસ્તક ઘણુંજ લાભ કારક છે તથા મારા ખાતેમા ખેર અને ઈમાનની સલામતીનું કારણ પણ ખોદા મારી અદના મેહનતને કરે. આમીન.

મુસલમાનોથી મારી નમ્રતા પૂર્વક અરજ છે કે તેઓ આવા કામમાં કોશીશ કરે મારા લખાણમાં કંઈ ભૂલ હોયતો તેથી મને ખબર કરે અને બીજો ભાગ કોઇ બીજા પાસે તૈયાર કરાવે. એનો સવાબ વાએજનીશીરીનીમાં ખરચાતા રૂપીઆથી સેકડો દરજા વધારે છે. અને જો આ ભાગ પ્રસંદ પડશે અને એ ફેલાશે તો હું બીજો ભાગ પણ પ્રગટ કરીશ. ખોદા મદદ કરનાર છે તેજ કારસાજ છે તેજ હિમ્મત આપનાર છે. આ જે કંઇ મુજ અદનાથી થયુ તે તેનું એહસાનજછે એ વિષે તેને માટે **સઘળી સ્તુતી** છે.





## સત્યાર્થનું ખંડન

# ખોદાના નામથી જે મોટો મેહેરબાન રહમકર્તા.

૧ આરંભ સાથ નામ અલ્લાહ કે ક્ષમા કરનેવાલા દયાલુ. મંઝીલ ૧ સિપારા ૧ સુરત ૧.

**સમીક્ષક** મુસલમાન લોક ઐસા કહતે હૈં કિ યહ કુરઆન ખુદાકા કહા હૈ પરંતુ ઇસ વચનસે વિદિત હોતા હૈ કિ ઇસકા બનાનેવાલા કોઇ દુસરા હૈ. ક્યોં કિ પરમેશ્વરકા બનાયા હોતા તો "આરંભ સાથ નામ અલ્લાહ કે" ઐસા ન કહતા.! યદિ મનુષ્યોંકો શિક્ષા કરતા હૈ કિ તુમ ઐસા કહો તોભી ઠીક નહીં. ક્યોં કિ ઇસસે પાપકા આરંભભી ખુદા કે નામસે હોકર ઉસકા નામભી દૂષિત હો જાયગા. જો વહ ક્ષમા ઔર દયા કરને હારા હૈ તો ઉસને અપની સૃષ્ટિમેં મનુષ્યોં કે સુખાર્થ અન્ય પ્રાણિયોં કો માર, દારૂણ પીડા દિલાકર મરવા કે માંસ ખાનેકી આજ્ઞા ક્યોં દી? ક્યા વે પ્રાણી અનપરાધી ઔર પરમેશ્વર કે બનાયે હુએ નહીં હૈ. ઔર યહભી કહનાથા કિ "પરમેશ્વર કે નામપર અચ્છી બાતોંકા આરંભ" બુરી બાતોંકા નહીં. ઇસ કથન-

મેં ગોલમાલ હૈ. કયા ચોરી, જારી, મિથ્યા ભાષણાદિ અધર્મકાભી આરંભ પરમેશ્વરકે નામ પર કિયા જાય ? ઇસિસે દેખ લો કસાઇ આદિ મુસલમાન, ગાય આદિ કે ગલે કાટનેમેંભી "બિસમિલ્લાહ" ઇસિ વચનકો પઢતે હૈં. જો યહી ઇસકા પુર્વોકત અર્થ હૈ તો બુરાઇયોંકા આરંભભી પરમેશ્વરકે નામપર મુસલમાન કરતે હૈ. ઔર મુસલમાનોંકા "ખુદા" દયાલુભી ન રહેગા કયોંકિ ઉસકી દયા ઉન પશુઓપર નહીં રહી. ઔર જો મુસલમાન લોગ ઇસિકા અર્થ નહીં જાણુતે તો ઇસ વચનકા પ્રગટ હોના વ્યર્થ હૈ. યદિ મુસલમાન લોક ઇસકા અર્થ ઔર કરતે હૈં તો સુધા અર્થ કયા હૈ ?

**જવાબ** દયાનન્દજી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૩૮૫ માં ચારવાક વગેરેને કહે છે. "જો ચારવાક આદિએ વિદ્યાદિ સત્યશાસ્ત્ર જોયાં સાંભળ્યાં કે શીખ્યાં હોત તો વેદોની નિન્દા કદી ન કરત" તેજ વચન હું કહું છું કે જો દયાનન્દજીએ કુરઆનશરીફ તથા તેની ટીકા કદી જોયાં સાંભળ્યાં કે શીખ્યાં હોત તો કુરઆનની નિન્દા કદી ન કરત. એટલુંજ નહીં પણ ઋગ્વેદના પેહેલાજ મન્ત્ર ઉપર ધ્યાન આપ્યું હોત તો કદી આ બકવો નહીં કરત. તે આ છે. "અમો લોક તે અગ્નિની તારીફ કરીએ છીએ કે જે અમારો પૂરોહિત કરનાર યજ્ઞનો હોન કરનાર પ્રકાશ મોસમોને ફેરફાર કરનાર સઘળા જવાહેરાતનો ઉત્પન્ન કરનાર છે" આ અગ્નિથી મતલબ ખોદા છે એમ આર્યો લોક માને છે. તથા વેદ ખુદાનું કલામ છે તો દયાનન્દના કહ્યા પ્રમાણે આ મન્ત્રનો કહેનાર ખોદા નથી. જો ખોદાનું કલામ હોત તો એમ કહત કે "હું મારી તારીફ કરૂં છું" અથવા "અગ્નિ પ્રમેશ્વર માટે સર્વ તારીફ છે" અથવા "લોકોને આજ્ઞા છે કે તેઓ કહે" આતો "લેને ગઈ પુત તો ખો આઇ ખસમ" વાળી વાત થઇ કે જે શંકા કુરઆન ઉપર દયાનન્દે કરી તેજ શંકા વેદપર પડી. વળી બીજા દાખલા યજુરવેદ આ. ૨૧ મ. ૧૮ ઋ. અ. ૬ અ. ૧ વ. ૬ મ. ૫. યજુ આ. ૩૨ મ. ૧૪. યજુ. અ. ૨૦. મ. ૫૦ અથર્વ ક. ૬ અ. ૧૦ વ. ૬૮ મ. ૧ યજુ. અ. ૧૫. મ. ૫૪ વગેરે જુઓ. એ મંત્રો પણ એવીજ રીતે લખાયાં છે.

દયાનન્દજી આવા મોટા વિદ્વાન હોવા છતાં આટલી પણ ખબર નથી કે ઇલિહામી કિતાઓનો મહાવરો કંઇ તરેહનો હોય છે કદી તો ખોદા પોતે પેહેલો પુરૂષ સર્વનામ (મોતકલ્લીમ) ની રીતે આજ્ઞા કરે છે કદી ત્રીજે પુરૂષ સર્વનામ (ગાએબ)ની રૂપ ઉપર હુકમ કરે છે. અને કોઇ મતલબ એવી હોય છે કે જેમાં પ્રાર્થના કે દોઆ કે માંગણી હોય અને બંદાને શીખવવું હોય છે તો ત્યાં બંદાઓના મહાવરા પ્રમાણે મજમુન બ્યાન થાય છે. અને આ બિસમિલ્લાહ તથા અલ હમ્દો પણ એજ મહાવરા પ્રમાણે કહેવાયાં છે. પણ દયાનન્દજીએ કુરઆનના મહાવરાની નાવાકેફીથી નકામી શંકા કરી છે. વળી "સાથ નામ અલ્લાહ કે" એનું અરબી "બિસમિલ્લાહ" છે એને વયાકરણુના કાયદા પ્રમાણે કોઇ શબ્દની સાથે વલગણ થવી જોઇએ. તો કુરઆન સુરા અલક ના૦ ૯૬ની પેહેલી આયત (શ્લોક) કે જે કુરઆનની સર્વ આયતોથી પ્રથમ ઉતરી છે તેના અર્થ "પઢતું સાથ નામ તેરે પરવરદિગાર કે" છે. એને આધારે એના આ અર્થ થવાના. "પઢતું સાથ નામ અલ્લાહ કે ક્ષમા કરનેવાળા દયાલુ" એમાં ખોદા એવી આજ્ઞા કરે છે કે તમો કુરઆનને મારૂં નામ લઇને પઢો. એમાં શી શંકા છે તે સમજાતી નથી.

ઉપર બ્યાન થએલા ઋગવેદના તરજુમાની નોટમાં દયાનન્દ સરસ્વતી લખે છે કે "આ ખોદાના તરફથી બંદાઓ (સેવકો) ને આજ્ઞા છે કે તમો લોક આવી રીતે મારી તારીફ કર્યા કરો" તો કુરઆન ઉપર શંકા કરતાં નહીં સુજુ કે "આ ખોદાના તરફથી બંદાઓને આજ્ઞા છે કે તમો આવી રીતે મારી તારીફમાં બિસમિલ્લાહ તથા અલ-હમ્દો કહ્યા કરો" આથી જણાય છે કે દયાનન્દજી લોકોને ખોટી શંકા કરી...ની ને.કરી બજાવે છે. પણ આ કુરઆનનો ચમત્કાર છે કે કોઇ શખ્સ કુરઆન ઉપર શંકા કરે તો તેવોજ વાકય કે શ્લોક તેની માનેલી કીતાબમાંથી નીકળે.

વળી દયાનન્દનું કહેવું કે "ઔર યહભી કહનાથાકિ પરમેશ્વરકે નામ પર અચ્છી બાતોંકા આરંભ બુરી બાતોંકા નહીં" આ પણ તેમની અકલનો નમુનો છે. દયાનન્દજીને આટલી પણ ખબર નથી કે જે કામ ઉપર બિસમિલ્લાહ કહેવાઈ તે ચીજનું આરંભ સમજાય છે એક માણસ ખાણું ખાતાં બિસમિલ્લાહ કહે તો ખાણાનો આરંભ. કિતાબ લખતાં બિસમિલ્લાહ કહે તો તે કિતાબનો આરંભ અને આ જગ્યા કુરઆનનો આરંભ છે એમાં શંકા શેની? અને "પાપકા આરંભભી ખોદાકે નામસે હો કર" એ શંકા કેમ લાગુ પડે.?

કસાયોના જુબહ કરતી વેળા બિસમિલ્લાહ કહેવાને બુરૂં કામ કહ્યું છે પણ એ વિષે કાંઈ દલીલ નહીં લખી. તેઓ જાણે છે કે સર્વ પ્રાણી ખોદાની મિલકત છે છતાં મુર્તિ પૂજકો દેવીઓને નામે વધ કરે છે તેને નામે અર્પણ કરે છે તો મુસલમાનો જુબહ કરતી વેળા અલ્લાહનું નામ લઇ જેની મિલક તેને અર્પણ કરી ખોદાની તોહીદ તેની ઐકતા જાહેર કરે છે તો પોતાનું કામ પણ થયું અને ખોદાની બંદગી પણ થઈ. એમાં બુરાઈ શી? હા આ શંકા છે કે "ખોદા દયાલુ ભી ન રહેગા ક્યોંકિ ઉસકી દયા ઉન પશુઓં પર ન રહી" તેનો જવાબ કે મુસલમાનો જે જનાવરોને ખાય છે તેના જુબહ કરવામાં ખોદાની મોટી મેહેરબાની છે. તમો માનો છો કે આત્માઓ પોતાના બુરાં કર્મને લીધે પશુ પક્ષીઓનું દેહ ધારણ કરે છે (ઉપદેશ મનજરી પૃષ્ટ ૬૦) અને ગાયો માટે તો ખાસ લખાયલું છે કે જ્યારે કોઈ બ્રહ્મણી વ્યભિચાર કરે તો તે ગાયના અવતારમાં આવે છે. તો જુબહ કરવાથી તેઓની જીન્દગીના દિવસો પૂરા થઈ તેઓ કેદથી છુટે છે. વળી તે જાનવરો આખર મરવાના છેજ ફરી જો માણસની માફક પોતાની મોતથી મરે તો તેઓનો જીવ જતાં બીમારીની કેટલી તકલીફ થાય છે, જેના મુકાબલામાં જુબ્હની તકલીફ કંઈ ગણતરીની નથી. માણસ તો પોતાની તકલીફ, બીમારી જાહેર કરી શકે છે જેથી ડાક્ટર વઇદ વગેરેની સલાહ લઇ ઇલાજ સારી રીતે કરી શકે છે જેથી સાજા થાય છે ઘણી વાર બીમારીમાં કમી થાય છે પણ આ બેજબાન જાનવરો શું કરી શકે છે? માણસોને મોતની પીડાથી બચાવવા જુબહ કરવું દુરૂસ્ત નથી. કારણ કે એ સરકારી કાયદા વિરૂધ્ધ છે તથા તેના સગાં કુટબ્બી કદી એ કામ કરવા દેશે નહીં તથા તેઓની ઘણી આશાઓ તથા ઘણા કામો તેની આખર જીન્દગી સુધી લાગેલી છે. પણ જનાવરોમાં તો એવું નથી. જેથી દરેક મજહબમાં જાનવરોને જુબહ કરવાનું છે જેમાંથી આર્યાઓના મજહબની દલીલો ના૦ ૨ ના ઉત્તરમાં લખીશ. ઇનશાઅલ્લાહ.

ખોદા દયાલું છે એમ દયાનન્દજી પણ માને છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯ અને દયાનન્દજીએ વેદની હીમાયતમાં અને વેદનાજ ધર્મ ઉપર પુસ્તકો લખ્યાં છે. એટલે જે કાયદો કે આજ્ઞા દયાનન્દજી લખશે તે તેમની સમજ પ્રમાણે વેદને આધારે લખશે તથા વેદ વીરૂધ્ધ લખશે નહીં. હવે આપણે તપાસીએ કે માંસ ખાવું વધ કરવો ખોદા દયાલુનો હુકમ થઇ શકે છે કે નહીં? એનો જવાબ હું હકારમાં આપું છું તેના પુરાવા. સત્યાર્થ પ્રકાશ સને ૧૮૭૫માં બનારસમાં છપાયલીના પૃષ્ટ ૪૫માં સવાર સાંઝ માંસ વગેરેથી હોમ કરવું લખ્યું છે. વળી તેજ પ્રત પૃષ્ટ ૧૭૧ યજ્ઞને માટે જે જાનવરોનું કતલ કરવું છે તે વિધિક પૂર્વક કતલ કરવું છે (એટલે દુરૂસ્ત છે) પૃષ્ટ ૩૦૨ જો કોઇ પણ માંસ નહીં ખાય તો જાનવર પક્ષી વગેરે જેટલાં છે તેથી હજાર ઘણા થાય. ફરી માણસને મારવા લાગે ખેતરમાં અંન નહીં થાય ફરી સર્વ માણસ મરી જાય. સંસકાર વિધી છપાયલી સંમત ૧૯૩૩ના પૃષ્ટ ૧૧ જે શખ્સ ચાહે કે મારો છોકરો પન્ડિત, દુશમનોનો ફતેહ કરનાર સબળા વેદ વેદાંગનો ભણનાર ભણાવનાર તથા પૂરી ઉમર ભોગવનાર થાય તો તે માંસને સાથે ભાત રાંધીને ખાય. ÷

÷ "માંસ ઔર આર્ય સમાજ" માં છે કે આ મતલબ બ્રહદારંક ઉપનેશદ અ૦ ૮ બ્રા૦ ૪ મ૦ ૧૭માં છે. ગુ. મો.

પૃષ્ટ ૪૨માં છે કે અનાજ વગેરેનો ચાહનાર બકરીના ગોશનું ભોજન કરે. અને વિદ્યાનો ઇચ્છનાર તીતરનું માંસ ખાય. ÷

દયાનન્દીઓ સોચો! આ કુરઆનનો ચમત્કાર છે કે તેની કલમથી દયાલુ શબ્દ લખાવી ફરી હીંનસા વગેરે પણ લખાવ્યા. એજ કારણથી હાલમાં હિન્દુસ્થાન પંજાબમાં આર્યા સમાજ બે પારટી છે માંસ પારટી અને ઘાસ પારટી.

વળી સત્યાર્થ પ્રકાશના ઉર્દુ ભાષાંતર કરનાર પંડિત રાધા કૃષ્ણ મેહેતા સાહેબે "માંસ ઔર આર્ય સમાજ" નામનું એક પુસ્તક રચી પ્રગટ કરયું છે તેના પૃષ્ ૬ માં લખે છે કે "વેદમાં માંસ ખાવાની મનાઇ નથી" તે પછી માંસ ખાવાના શાસ્ત્રોના આધાર લખ્યા છે. તેમાંનો એક આ છે મનુ. અ. ૫ શ્લો ૩૬ "જે પશુઓનું વેદ મંત્રથી સંસ્કાર નહીં થયો તેનું માસ બ્રહ્મણ નહીં ખાય પણ સંસ્કાર થયલા જાનવરોનું માંસ ખાય" મારે આ જગ્યા અફ્સોસ કરવો પડે છે કે ગુજરાતીમાં મનુસ્મૃતિને મી૦ જવેરીલાલ ઉમયાશંકર યાજ્ઞિકે મુંબઇમાં છપાવ્યું તેના અ. ૫. શ્લોક ર૭–૫૦ અગત્યના નથી એમ જાણી કાઢી નાખ્યા છે.

દયાનંદીઓ! કુરઆન શરીફની બિસમિલ્લાહ એવી નથી કે કોઇ તેપર શંકા કરી શકે અને જો કોઇ હઠ ધર્મિથી કે એવી કોઇ ગરજથી કુરઆનપર શંકા કરે તો છેવટે તેને શરમાવું પડે છે. કેમકે આર્યોના પુસ્તકોમાં ખોદા સિવાય બીજાને નામે આરંભ થાય છે. વિકટોરીયા પ્રેસ કાશીના છપાયલા સામ વેદ પૃષ્ટ ૫૧ માં જ્યાંથી ઉત્તર સંથા શરૂ થાય છે ત્યાં "ગણેશાય નમઃ" છે. તથા મુંબાઇના છપાયલા ઋગવેદના દરેક અષ્ટક અને અધ્યાયની શરૂમાં પણ એ "ગણેશાયનમઃ" છે. આથી સિધ્ધ થાય છે કે વેદ ખોદાનું કલામ નથી નહીં તો ગણેશ દેવતાના નામથી વેદને શરૂ કરતે નહીં.

દયાનંદજી પણ સમજી ગયા કે "ગણેશાય નમઃ શિવાયનમઃ સરસ્વત્યૈનમઃ નારાયણાય નમઃ વગેરે ખોદા સિવાય બીજા નામથી આ વાકયો કહેવાયા છે તેથી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૨માં લખે છે કે નારાયણાયનમઃ ઇત્યાદિ લેખ જોવામાં આવે છે એને બુદ્ધિમાન લોક વેદ અને શાસ્ત્રોથી વિરૂદ્ધ હોવાથી મિથ્યાજ સમજે છે" પણ દયાનંદજીની વાત ટકી શકતી નથી. કારણકે વેદ કે શાસ્ત્રર વિરૂધ્ધ થવાનો દાખલો તેમાં લખ્યો નથી તેમ કોઇ વિદ્યાને નાપાડી હોય તેનું પ્રમાણ આપયું નથી. તથા જે લેખોમાં લખાયું છે તેના લખનાર અબુદ્ધિમાન હતા તે સિદ્ધ કર્યું નથી. વળી જૂઠ બોલનારને યાદ રહેતું નથી એ કહેતી પ્રમાણે દયાનંદજી પોતાનું લખેલું જૂલી ગયા. દયાનંદજીએ ઇશ્વરના નામ ગણેશ ગણપતિ, સરસ્વતી, તથા શિવ લખ્યાં છે. ( સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૭,૧૮,૨૨ ) તો "શિવાયનમઃ તથા "સરસ્વત્યૈનમઃ એ ખોદાની સ્તુતી થઇ ફરી તેમના માનવા પ્રમાણે વેદ કે શાસ્ત્ર વિરૂધ્ધ કેમ થાય? પણ મુળ વાત આ છેકે વેદમાં પરમેશ્વર સિવાય અગ્નિ, ઇન્દ્ર, જલ, વાયુ વગેરેના ગુણ ગવાયા છે તેઓની સ્તુતી થઇછે તેઓની પ્રાર્થના થઇ છે પણ એ વાત દયાનંદજીને પસંદ નથી માટે તેવણે સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૪ થી ૨૨ શુધીમાં ઘણા નામો જે પરમેશ્વરના નહોતાં અને જે નામો વિષે વેદ ઉપર દોશ મુકાતો હતો કે વેદમાં પરમેશ્વર શિવાય બીજાની પૂજા પ્રાર્થા છે તે નામોને પરમેશ્વર માટે ઠોકી બેસડાવ્યા. એજ માટે થોડાકજ નામો વિષે આગલા પુસ્તકોનાં પ્રમાણ લાવી શકયા છે અને ઘણા નામો વગર આધારે લખી માર્યા છે. શું આ બનવા યોગ્ય છે કે દયાનંદજીના માનવા પ્રમાણે એ કરોડને લગભગ વેદ પ્રકાશનો વખત વિતે અને દયાનંદજીથી આગળના સર્વે ટીકાકારો તે નામોને પરમેશ્વર સિવાય બીજાઓના સમજે અને તેમાં તેઓ ભૂલ કરનાર હોય? પણ એ નામો ખોદાને માટે ગણુ-

÷ કોઈ શખ્સ મારા લખેલા દાખલાને તપાસ કરવા ચાહતો હોય તો ઉપર લખેલી આવૃતિવાળા સત્યાર્થ તથા સંસકાર વિધિમાં જુએ તે પછીની આવૃત્તિમાં સુધારો થયો છે ગુ. મો.

વાં એ એમની કલપના છે. અને આખર તે દયાનંદજીથી "ગણેશાયનમઃ" વગેરેની નિન્દામાં સાચું કેહવાઈ ગયું કે આ નામો પરમેશ્વરના નથી.

દયાનંદીઓ આપના ગુરૂજીએ ઇસ્લામના ખંડનમાં ચઉદમો સમુલ્લાસ રચ્યો તેના જવાબમાં હું તેમનુંજ વચન અતરે લખું છું. "જો દુસરે મતોંકે કિ જીસમેં હજારો ક્રોડો મનુષ્ય હેં જૂઠા બતલાવે ઔર અપનેકો સચ્ચા ઉસસે પરે જૂઠા દુસરા મત કૌન હો સકતા હૈ" સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૫૧૬ હવે આર્યાઓના મુકાબલામાં મુસલમાનોની ગણતરી કરી આ વાકયને ઇનસાફ આપો.

૨. સબ સ્તુતી પરમેશ્વરકે વાસ્તે હૈ જોપરવરદિગાર અર્થાત પાલન કરનેહારા હૈ સબ સંસારકા. ક્ષમા કરનેવાલા દયાલુ હૈ મ. ૧ સિ. ૧ સુરતુલ ફાતિહા આ. ૧, ૨.

**સમીક્ષક.** જો કુરઆનકા ખુદા સંસારકા પાલન કરનેહારા હોતા ઔર સબ પર ક્ષમા ઔર દયા કરતા હોતા તો અન્ય મતવાલે ઔર પશુ આદિકોભી મુસલમાનોંકે હાથસે મરવાનેકા હુકમ ન દેતા. જો ક્ષમા કરનેહારા હૈ તો કયા પાપિયોં પરભી ક્ષમા કરેગા? ઔર જો વૈસા હૈ તો આગે લીખેંગે કે "કાફેરોંકો કતલ કરો" અર્થાત જો કુરઆન ઔર પેગંબરકો ન માને વે કાફેર હૈં ઐસા કયોં કહતા? ઇસલિએ કુરઆન ઇશ્વર કૃત નહીં દીખતા. ૨.

**જવાબ** દયાનંદજીના લખાણનો સાર આ છે કે ખોદા ક્ષમા કરનાર દયાલુ હોત તો જાનવરોને વધ કરવાનો તથા ધર્મિ લડાઇમાં કાફેરોને કતલ કરવાનો હુકમ નહીં કરત, અને આ હુકમ કર્યાથી કુરઆન ઇશ્વર કરત નથી હવે આપણે વેદને તથા વેદ ઉપરથી નીકળેલા અને દયાનંદના માનેલા તથા રચેલા પુસ્તકોને તપાસીએ.

સત્યાર્થ પ્રકાશના હવાલા હું પ્રથમ આપી ચુકયો છું તેમાં દયાનંદજીએ પોતે માંસ ભક્ષણનું લખ્યુ છે. મનુ. આ ૩ શલો ૨૬૮, ૨૬૯, ૨૭૦ પૃષ્ટ ૬૧ "(શ્રાદ્ધમાં) માછલીના માંસથી બે માસ તૃપ્ત [સંતુષ્ટ] રહે છે. હરણના માંસથી ત્રણ માસ; મેંઢાના માંસથી પાંચ માસ; અને દ્વિજાતીથી ખવાઈ શકે એવા પક્ષિના માંસથી પાંચ માસ સુધી પિત્રીઓ તૃપ્ત રહે છે. વાછરડાના માંસથી ૭ માસ સુધી તૃપ્ત રહે છે. ચિત્ર મૃગના માંસથી સાત માસ સુધી એણુ નામના હરણના માંસથી આઠ માસ સુધી; અને રુરુ નામના મૃગથી નવ માસ તૃપ્ત રહે છે. ભુંડ અને ભેંસના માંસથી દશ માસ સુધી તૃપ્ત રહે છે અને સસલા તથા કાચબાના માંસથી અગિયાર માસ" દયાનંદજીએ પણ સત્યાર્થ પ્રકાશ છપાયલું સને ૧૮૭૫ ના પૃષ્ટ ૪૨, ૪૩ માં સાફ રીતે મુડદાંઓનો શ્રાદ્ધ લખ્યો છે અને પૃષ્ટ ૪૭, ૪૮ માં શ્રાધ્ધ કરવાના લાભ બયાન કર્યા છે. ફરી શા માટે એ વર્ણન કાઢયું હશે?

મનુ અ. ૫. શ. ૧૮ પૃષ્ટ ૮૮ "શ્વાવિધ, શલ્યક. ગોધો નામની ગરોળી, ખડગ કાચબો સસલું એ સર્વ પાંચ નખવાળાં ભક્ષણ કરવાને લાયક છે તેમ ઊંટ છોડી દઇને તમામ દાઢ વાળાંનું ભક્ષણ કરવું" આ શ્લોક પ્રમાણે ગાય ભેંશ અને ઘોડાનું માંસ ખાવું દુરસ્ત છે. વળી મનુ આ૦ ૫ શ્લોક ૪૪માં છે આ દુન્યામાં જે વધ વેદના હુકમ પ્રમાણે થાય છે તેને જુલમ કે હત્યા નહીં જાણવી જોઇએ કારણ કે વેદથીજ જુબહ કરવાનું દુરૂસ્ત ઠર્યું છે." મનુજીના કેહવા પ્રમાણે જુબહ કરવાની આજ્ઞ વેદમાં છે એ વાતનો ટેકો યજુરવેદ અ. ૨૪ મ. ૨૮, ૨૯ થી તથા મહાભારત વન પર્વ વગેરેથી પણ મળે છે.

સાંખ્યાન ગ્રહ સુત્ર અધ્યાય ૧ ખંડ ૨૭ તથા અશુલાયન ગ્રહ સુત્ર અધ્યાય ૧ કાંડકા ૧૬ માં છે "છઠે મહિને બાળકને ખાણું ખાવું શરૂ કરાવે. જો બાલકની પરવિરશ કરવી મનજુર હોય તો બકરીનું માંસ ખવરાવે, જો પવિત્ર પ્રખીયાતી મેળવનાર કરવું હોય તો તીતરનું માંસ ખવરાવે. ઇત્ય. પારસકર ગ્રહ સુત્ર કાંડ ૧ કાંડકા ૧૯ સુત્ર ૭થી ૧૨. જેચાહે કે મારો છોકરો સારો બોલનાર થાય તો તે તેને ચકવાનું માંસ ખવરાવે. જો એવું ચાહે કે ઘણો પચાવનાર થાય તો તીતરનું માંસ ખવરાવે.

જો ચાહે કે ફુરતીવાળો થાય તો માંછલીનું માંસ ખવરાવે. જો ચાહે કે લાંબી ઉમર વાળો થાય તો કરકશા જાનવરનું માંસ ખવરાવે. જો ચાહે કે વિધી પૂરવક વેદોનો ભણવાની તીજ વાળો થાય તો અટીનું માંસ ખવરાવે જો ચાહે કે આ સર્વ ગુણોવાળો થાય તો આ સર્વ જાનવરોનું માંસ ખવરાવે.

એ વગર વધુ દાખલા જો કોઈ જોવા ચાહતો હોય તો સત્યાર્થ પ્રકાશના ઉર્દુ ભાષાંતર કરનાર રાધા કૃષ્ણ મેહતાની ચોપડી " માંસ અને આર્ય સમાજ " તથા એક બીજા આર્યનુ લખેલું પુસ્તક " માંસ ભક્ષણ વેદ અનુકુલ" વાંચે

સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૪૦, માં છે " જે નર શરીરથી ચોરી, પરસ્ત્રી ગમન, શ્રેષ્ઠોને મારવા આદિ દુષ્ટ કર્મ કરે છે તેને વૃક્ષાદિ સ્થાવરનો જન્મ; વાણીથી કરેલાં પાપ કર્યાથી પક્ષી અને મૃગાદિનો જન્મ, તથા મનથી કરેલાં દુષ્ટ કર્મોથી ચાંડાલાદિનું શરીર તેને મળે છે, ફરી પૃષ્ટ ૨૪૩માં છે " જે અત્યંત તમો ગુણી છે તે સ્થાવર વૃક્ષાદિ, કૃમિ, કીડ, મત્સ્ય, સર્પ, કુચ્છપ, પશુ, અને મૃગ, જન્મને પ્રાપ્ત થાય છે " વળી પાણીમાં નાના જંતુઓ છે ( સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૪૩૪ ) તો ફરી ઝાડ પાંત પણ તમારે ખાવાં નહીં જોઇએ એથી તે મરે છે. પાણીને શુક્ષ્મદરશક યંતરથી જોતાં કેટલાંક જીવ જંતુ જોવામાં આવે છે તેઓની ઇંદ્રીઓ જાહેર થાય છે ત્યારે પાણીને આટામાં મેળવી રોટલો ઘડતાં અંન રાંધતાં તે સર્વ મરે છે. આ જગ્યા બચાવમાં એમ કહેવું કે એ સઘળાં ચેતન નથી (બેહિસ્સ છે) તેઓને દુઃખ થતું નથી એ માનવા યોગ્ય નથી. કારણ કે ઝાડ વગેરેનું ચેતન થવું અમને જણાયું નથી પણ અમારા જાણવાથી તે અચેતન છે એ લાગુ પડતું નથી. તેઓના અચેતન બેહોશ થવા માટે કોઇ પ્રમાણ જોઇએ. વળી ઝાડ વગેરેમાં જીવ હોવા છતાં જો તેઓના અચેતનપણાને લીધે તેઓને મારવું દુરસ્ત હોય તો ગાય બકરી વગેરે પશુઓને કલોફારમ વગેરે વસ્તુથી બેહોશ કરી મારવામાં તમારે નજદીક કંઇ પાપ થવો નજ જોઇએ. વળી સુક્ષ્મદર્શક યંત્ર (મકરસકોપ) થી જોતાં પાણીના જીવડાને ઈંદ્રીઓ છે ફરી તેને રોટલો વગેરેના રાંધતાં દુઃખ કેમ નહીં થાય? વળી ઝાડ પાંતમાં જીવ હોવા છતાં તેને તકલીફ થવાનું તમો માનતા નથી અને કહો છો કે તે અચેતન છે પણ કેટલાક છોડ એવા હોય છે કે તેને હાથ લગાડતાં તેના પાદડાં બંધ થાય છે જેવી કે લાજ લજામણી તેમ કેટલાક ઉપર માણસની છાંયા પડતાં તેના પાદડાં બંધ થાય છે. ખજુરીની માદા તેના નરની તરફ ઝુકેલી રહે છે, તેમ તેના નરનું ફુલ તેમાં મુકવાથી તે વધારે ફળે છે. આ વાતો વનસ્પતિની વિદ્યા જાણનારપર કાંઇ છુપી નથી. આથી સિદ્ધ થયું કે ઝાડ પાંત અચેતન નથી પણ ચેતન છે. ફરી જેવી રીતે પરમેશ્વર દયાલુએ તેની હત્યા દુરસ્ત રાખી પાણીના જીવ જંતુમાં જીવ ઈંદ્રીઓ હોવા છતાં તેની હત્યા પરમેશ્વરે દુરસ્ત રાખી તેવીજ રીતે પશુઓનું વધ દુરસ્ત છે. વળી પશુને વધ કરતાં તેઓને દુઃખ થાય છે તેનો શો પૂરાવો છે? જો તેઓના જુબહ થયા પછી હાથ પગ પછાડવા છે અને એથી તેને દુઃખ થતું સિધ્ધ કરો તો ઠીક નથી. કારણકે ફેફરાની બીમારી વાળો આંકલાવાળો માણસ ઘણા હાથ પગ પછાડે છે પણ જ્યારે તે હોશમાં આવે છે અને તેને પુછો તો તે એજ કહે છે કે તે વેળા મારા ઉપર શું ગુજર્યું તે હું જાણતો નથી. આથી સિધ્ધ થાય છે કે હાથ પગ પછાડવું એથી દુઃખ સિધ્ધ થતું નથી. હવે એ વીષે અકલી દલીલ શું છે તે કોય આર્યો બતાવે.

આર્યાઓ તમો હમેશ ખેતી કરો છો તેમાં સવારથી સાંઝ સુધી બલ વગેરેને હળમાં નાંખો છો. ૪૦–૫૦ મણ બોજો ગાડામાં ભરી બલ વગેરે પાસે ખેંચાવો છો. શું એ તમારા વેદ વિરૂધ્ધ છે? જો વિરૂધ્ધ નથી તો સમજો કે જે દયાળુએ આ બેજબાન જાનવર ઉપર દરરોજ કામ લેવામાં મહા દુઃખ નાખવું દુરસ્ત રાખ્યું અને તેથી તેની દયામાં નુકસાની નથી તેમ તેણે પોતાની હીકમત તથા પૂર ડહાપણથી હત્યાનો હુકમ ફરમાવ્યો જેવું દુઃખ દરરોજની

ખેતી વગેરેના દુઃખને સરખાવતાં કંઇ દુઃખ નથી તેમાં તેના દયાળુ પણામાં કેમ નુકસાની આવે ?

હવે હું ધર્મિ લડાઇનું બયાન કરૂં છું. દયાનંદજી અલ્લાહને દયાળું માને છે છતાં સત્યાર્થ પૃષ્ટ ૪માં લખે છે તે દુષ્ટોને સજા દઈ રડાવવાથી ( તેનું નામ ) રુદ્ર " ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૧૬૬૧ " સેનાધીપતીને જોઇએ કે શાનતી વચન કેહવાની દુષ્ટોને સજા આપવાની શત્રુને પ્રસપર ફુટ નાખવાની ક્રીયા યુનસીનીતી ( સ્યાસત )ને સારી પ્રકાર પર પ્રાપ્ત થઈ પરજા જનોના દુઃખને તદન દુર કરાને માટે ઉદ્યમ કરે " ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૭૦૭ " સેનાધીપતી આદિ રાજ પુરૂષો અને પરજાના માણસોને જોઇએ કે જે પ્રકાર પર અગ્નિ આદિ પદાર્થ વન આદિને ભસ્મ કરી દે છે તેવી રીતે દુઃખ આપનાર શત્રુ જનોને વિનાશ કરવાને માટે પ્રયત્ન કર. ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૨૯૯સેનાધીપતી આદિલોક! જેવી રીતે લોહાના ઘ્રોણથી લોહુ તથા પથ્થરને તોડે છે તેવી રીતે અધર્મિ દુષ્ટ શત્રુ ( બેઇમાન દુશમન )ના અંગોને વિંધ કાપ, રાત દિવસ આત્મા પ્રજાના પાલવામાં તતપર રેહ કે જેથી શત્રુઓ આ પ્રજાને દુઃખ આપવાને સામર્થ્ય નહીં થઇ શકે " યજુરવેદ અ. ૧૦ મ. ૧૦ ઓ રાજા ! તું દુશમનોની સાથે બીજાઓને દુઃખ આપવાને લીધે કાપી ખાનારો છે એઓને જીતીને પૂર્વ દસાઓ ચઢાઈ કર" દયાનંદી યજુરવેદ ભાષ્ય પૃષ્ટ ૧૦૯૬ " ઇશ્વર કહે છે હે સભા તથા લોકોના માલિક હવે જે અમારી સાથે દુશમની કરે જે અમારી દ્વેશ રાખે ને અમારી પાછલ નિંદા કરે અમારી સાથે ઘોકો કરે તે સર્વને બાળી ભસ્મ કરી નાંખ. વળી ઋગવેદ દયાનંદી ભાષ્ય પૃષ્ટ ૫૩૬, ૬૦૨, ૬૧૬, ૬૯૬, ૭૯૨, ૧૭૦૧ વગેરે વાંચવા જોઇએ.

સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૩૧ ઇશ્વર ઉપદેશ કરે છે કે, હે રાજ પુરષો ! તમારા આગ્નેયાદિ અસ્ત્ર અને શતઘ્ની ( તોપ ) ભુશુણ્ડી ( બંન્દુક ) ધનુંષ્ બાણુ, તરવાર આદિશસ્ત્ર, શત્રુઓનો પરાજય કરાવા અને રોકવાને અર્થે પ્રશંસિત તારીફલાએક અને દ્રઢ થાઓ. અને તમારી સેના પ્રશંસનીય થાઓ કે જે વડે તમો સદા વિજયી થાઓ " ઋગ મં. ૧ સુ. ૩૯ મં. ૨. વળી સત્યા પૃષ્ટ ૧૪૨ જ્યારે કદી પ્રજાના પાલક રાજાને કોઇ તેમાંથી નાનો, તુલ્ય ( બરાબર ) અને મોટો રાજા સંગ્રામમાં આહવાન કરે ત્યારે ક્ષાત્ર ધર્મનું સ્મરણ કરી સંગ્રામમાં જવાથી કદી નિવૃત્ત ન રહે અર્થાંત ઘણી ચતુરાઇથી તેમની સાથે યુધ્ધ કરે કે જેથી પોતાનોજ વિજય થાય. " મનુ અ. ૭; ૮૭ વળી પૃષ્ટ ૧૫૫ " કોઈ સમયે ઉચિત સમજે તો શત્રુને ચારે દિશાથી ઘેરીને રોકી રાખે અને તેના રાજ્યને પીડિત કરી શત્રુના ઘાસ, ચારા, અન્ન, જલ, અને ઇન્ધિનને નષ્ટ કે દુષિત કરી નાખે શત્રુના તલાવનો અને નગરના ફરતા કોટ અને ખાઇને તોડી ફોડી નાખે. રાત્રિએ તેને ત્રાસ ભય આપે અને જીતવાનો ઉપાય કરે " મનુ અ. ૭; ૧૯૫, ૧૯૬, આવા દાખલા ઋગવેદમાં તથા મનુમાં ઘણા છે પણ ઇનસાફથી જોનારને આટલા બસ છે.

હવે જ્યારે વેદમાં તથા વેદ ઉપરથી નીકળેલા પુસ્તકોમાં જાનવરો હત્યા તથા દુષ્ટોને કતલ કરવાનું છે. એમ છતાં દયાનન્દજી કહે છે " જો કુરઆનકા ખુદા સંસારકા પાલન કરને હારા હોતા ઔર સબપર ક્ષમા ઔર દયા કરતા હોતા તો અન્ય મતવાલે ઔર પશુ આદિકો ભી મુસલમાનો કે હાથ સે મરવાને કા હુકમ ન દેતા " એ તેમની હદ ધર્મિ છે, અને ફરી કહે છે " ઇસલીએ કુરઆન ઇશ્વર કૃત નહીં દીખાતા " આથી સિધ્ધ થાય છે કે દયાનન્દજી વેદને ઇશ્વર કૃત માનતા નહોતા. કારણ કે જે કારણ કુરઆનનાં નહીં માનવાનું બયાન કર્યુ તેજ વેદમાં છે. નાસતીકોનો એવોજ ઢબ હોય છે કે તેઓ એક ધર્મમાં જાહેર રીતે રહી તે ધર્મમાં જે વાત હોય તેવી બીજાના ધર્મમાં એબની દરશાવવી કે જેથી લોકો પર નાસતીક કરવામાં ફાવી શકે. દયાનંદીઓ જોયો કુરઆનનો મુકાબલો ?

૩ માલિક દિન ન્યાયકા તુજહી કો હમ ભક્તિ કરતે હૈં ઔર તુજહી સે સહાય ( મદદ ) ચાહતે હૈ ॥ દિખા હમકો સીધા રસ્તા । મં. ૧ સિ. ૧ સુ. ૧ અ. ૩, ૪, ૫,

**સમિક્ષક** ક્યા ખોદા નિત્ય ન્યાય નહીં કરતા? કિસી એક દીન ન્યાય કરતા હે. ઇસિસે તો અંધેર વિદિત હોતા હૈ. ઉસીકી ભક્તિ કરના ઔર ઉસીસે સહાય ચાહના તો ઠીક પરંતુ ક્યા બુરી બાત કા ભી સહાય ચાહના? ઔર સુધાં માર્ગ એક મુસલમાનોં હીકા હે વા દુસરેકા ભી? સુધે માર્ગ કો મુસલમાન ક્યોં નહીં ગ્રહણ કરતે. કિયા સુધા રાસ્તા બુરાઈ કે તરફ તો નહીં ચાહતે? યદિ ભલાઈ સબકી એક હૈ તો ફિર મુસલમાનો હી મેં વિશેષ કુછ ન રહા. ઔર જો દુસરોંકી ભલાઈ નહીં માનતે તો પક્ષપાતી હે.

**જવાબ** ખોદા હમેશા ઇનસાફ કરે છે. અલ્લાહતઆલા કહે છે "જે કંઇ તમને મુસીબત ( વિપત્તી ) પુગે છે તે તો તમારા હાથોની કમાઇ (બુરા ચલણ)ને લીધે છે" ( સૂરા શુરા ૪૨; ૩૦) એને મલતી બીજી ઘણી આયતો કુરઆન- છે. વળી જેવી રીતે અલ્લાહ સર્વ વસ્તુનો માલિક છે છતાં " માલિક દિન ઇનસાફકા " કહેવાયું તેવીજ રીતે ઇનસાફનો દિન કહેવાયો. અને તે દિવસને ખાસ બયાન કરવાનું કારણ કે આજને દિવસે જે ઇનસાફ થાય છે તે કેટલાક અજ્ઞાન લોકોના ધ્યાનમાં આવતો નથી નાસતીકો પોતાની બુધ્ધિથી તેનું કોઇ કારણ ઢુંઢી તેને પાછલ લાગે છે પણ તે દિવસનો ઈનસાફ જાહેર થશે જેમાં કોઇને શક રહેશે નહીં. આજને દિવસે લોકો બચવાની કંઇક તદબીરો કરે છે. સારાં કામો કરે છે પશ્ચાતાપ કરે છે પણ તે દિવસ તો ખોદાનોજ દિવસ કોઇની કંઈ તદબીરો ચાલશે નહીં ફકત ઇનસાફ ઉપર નજર રહેશે. અને તેનો ભય સર્વપર ગાલેબ થશે. તે દિવસ સારાં કામો કરવાનો કે પશ્ચાતાપનો નથી.

હવે પંડિત સાહેબનું કહેવું કે "પરંતુ કાય બુરી બાતકાભી સહાય ચાહના?" આ શંકા હસી કાઢવા સરખી છે. વેદાદિ ભાષ્ય ભૂમકા પૃષ્ટ ૬૪માં પોતે દયાનંદજી કહે છે કે "દરેક વાતની આગળ પાછળ મોકો મેહેલ જોઇને અર્થ કરવા જોઇએ" સહાયતા માંગવાને પ્રથમ આ વાક્ય છે "તુઝહી કો હમ ભક્તિ કરતે હૈ" અને તેની પાછળ આ વાક્ય છે "દિખા હમકો સીધા રાસ્તા" આ આગળ પાછળના બંને વાક્યો બતાવી આપે છે કે સારી વાતનીજ સહાયતા માંગવી છે. હવે આગળ પાછળના એ વાક્યોને જોવા છતાં દયાનંદ જેવા પંડીત "બુરી બાતકા ભી સહાય ચાહના?" લખે એ અજાએબ સરખું છે. પણ દયાનંદજીએ એનો ઇનસાફ પોતેજ કર્યો છે "ઘણાઓ હઠી દુરાગ્રહી મનુષ્ય હોય છે કે જે વકતાના અભિપ્રાયથી વિરૂદ્ધ કલ્પના કર્યા કરે છે. વિશેષ કરી મતવાળા લોક કેમકે મતના આગ્રહથી તેમની બુદ્ધિ અંધકારમાં ફસીને નષ્ટ થઇ જાય છે." સત્યાર્થ પ્રકાશની પ્રસ્તાવના પૃષ્ટ ૪. વારૂ દયાનંદિઓ વેદની માંગણી હું અતરે લખું છું તે ઉપર ધ્યાન આપો. "એ વિરાટ પોતાની મેહેરબાનીની નજરથી હું મુક્તિ ચાહનારની ઇચ્છાને પૂરી કર અને મને સઘળુ સુખ અથવા આખી જગતની હોકુમત આપ" યજુર અ. ૨૧ મં. ૨૨ વળી કહે છે " એ ભગવાન! પોતાની મેહેરબાનીથી અમારી સર્વ ઇચ્છા સચ્ચા પૂરી થાઓ. એટલે જગત કબજે કરવાની નસીબ અને માન મળવાની ઇચ્છા પુરી થાય નકામી નહીં જાય" યજુર અ. ૨ મં. ૧૦ હવે આ દોઆ વિષે આ શંકા ઉત્પન્ન થાય છે કે જો સકલ જહાનના લોક આજ દોઆ માંગે કે મને સઘળી જહાનની હોકુમત મળે તો શું સર્વની દોઆ કબુલ થશે?

દયાનંદજીનું કહેવું "કે ઔર સુધા માર્ગ એક મુસલમાનો કા હૈ વા દુસરેકા ભી?" તેનો જવાબ કે માત્ર મુસલમાનોનોજ માર્ગ સીધો બાકી સર્વ આડા છે. કુરઆનમાં છે "ખચીત (પસંદ કરેલો) ધર્મ ખોદા પાસે ઇસ્લામ છે" સુરા આલે ઇમરાન ૩. ૧૯ વળી કહે છે "અને જે કોઇ ઇસ્લામ ધર્મ સિવાય બીજો ધર્મ લેવા ચાહશે તો તેનાથી તે કદી કબુલ કરવામાં આવશે

નહી" સૂરા, આલે ઈમિરાન ૩; ૮૫ કુર આનજ માત્ર ખોદાની બંદગી બતાવનાર છે. બીજા ધર્મનું હાલ બયાન કરવાની કંઈ જરૂર નથી માત્ર વેદનેજ લો કે તેમાં અગ્નિ ઇંદ્ર વગેરે દેવતાઓની પૂજા ભરેલી છે અને વામમાર્ગીઓ વગેરે વેદનેજ આધારે ઘણી ચીજોની પૂજા સિધ્ધ કરે છે. દયાનન્દજીએ પ્રથમ સમુલ્લાસમાં અગ્નિ વિરાટ્ ગણેશ વગેરે નામોને ખોદાનાં નામો ઠેરવ્યાં છે કે જેથી વેદ ઉપરનો કલંક દૂર થાય. પણ જ્યાં સુધી પ્રથમના માનીતા ટીકાકારોના પુરાવા તથા શાસ્ત્રોના આધાર તે નામો વિષે અપાય નહીં ત્યાં સુધી અથવા જેમ કુરઆનમાં સુર્ય ચંદ્ર વગેરે દરેક ઊત્પન્ન થયલી વસ્તુની પૂજા કરવાની મનાય છે ( સુરા ૪૧; ૩૭ ) તેવી વેદનો કોઇ શ્લોક લાવે નહીં ત્યાં સુધી માનવા યોગ્ય નથી. આવા વેદ વિષે દયાનન્દજી કહે છે " જે વેદનો નકાર કરે તે નાસ્તિક કહેવાય" હવે કોઈ કહે કે શું વેદ સિવાય બીજો કોઇ ધર્મ સીધો નથી? તેનો જવાબ શો? વળી પૃષ્ટ ૨૫૮ માં માત્ર વેદ મતનેજ શા માટે સત્ય ગણોછો? શું બીજો કોઇ ધર્મ સત્ય નથી.

દયાનંદજીનું કહેવું " યદી ભલાઇ સબકી એક હૈ તો ફીર મુસલમાનોં હી મેં વિશેષ કુચ ન રહા, ઔર જો દુસરેકી ભલાઈ નહીં માનતે તો પક્ષપાતી હૈં " આશ્ચર્ય લાએક છે. હવે મારે પણ એમને એમનાજ શબ્દોથી પક્ષપાતી સિદ્ધ કરવું છે. તેવણ કહે છે " જો કોઇ પૂછે કે તમારો શો મત છે? તો એ ઉત્તર આપવો કે અમારો મત વેદ, અર્થાત જે કાંઇ વેદોમાં કહ્યું છે. તેજ અમો માનિયે છીએ " સત્યાર્થ પૃષ્ટ ૧૯૬ આથીતો દયાનંદજી પોતે પક્ષપાતી હોવા છતાં બીજાઓને પક્ષપાત પણું શિખવનાર પણ થયાં. દયાનંદજી મારાજ ધર્મ શું તે સમજ્યા નથી. નીતીના કેટલાક કાયદા, ચોરી નહીં કરવી જુલમ નહીં કરવો વગેરે એ સર્વમાં છે. જો એનુંજ નામ ધર્મ હોયતો સર્વ ધર્મ ખરા ફરી માત્ર વેદ મનાવવાનું કારણ શું? પણ આ સર્વ ધર્મની શાખા છે. મુળ આ છે કે ખોદાને કેવી રીતે માનવો તેની કીતાબને કેવી રીતે મા નવી વગેરે તો તે માર્ગે માત્ર ઈસ્લામજ બયાન કરનાર છે. જેથી એજ સીધો માર્ગ એમાં શકાં શી છે?

૪ ઉન લોગોકા રાસ્તા કિ જીનપર તુને નિઆમત કી ઔર ઉનકા માર્ગ મત દીખા કિ જીનકે ઉપર તુ ગજબ અર્થાત્ અત્યંત ક્રોધી કી દૃષ્ટી કી ઔર ન ગુમરાહોં કા માર્ગ હમકો દિખા મં. ૧ સિ. ૧ સૂ. ૧ આ. ૬, ૭,

**સમીક્ષક** જબ મુસલમાન લોગ પૂર્વ જન્મ ઔર કૃત પાપ પુણ્ય નહીં માનતે તો કિન્હીં પર નિઆમત અર્થાત્ ફજલ વા દયા કરને ઔર કિન્હીં પર ન કરનેસે ખોદા પક્ષપાતી હો જાયગા. ક્યોં કિ વિના પાપ પુણ્ય સુખ દુઃખ દેના કેવલ અન્યાય કી બાત હૈં ઔર વિના કારણ કિસી પર દયા ઔર કિસી પર ક્રોધ દૃષ્ટી કરના ભી સ્વભાવ સે બહીઃ હૈ. વહ દયા અથવા ક્રોધ નહીં કર શકતા. ઔર જબ ઉનકે પૂર્વે સંચિત પુણ્ય પાપ હી નહીં તો કિસી પર દયા ઔર કિસી પર ક્રોધ કરના નહીં હો સકતા. ઔર ઈસિ સૂરત કી ટીપ્પન " યહ સૂરઃ અલ્લાહ સાહેબને મનુષ્યોં કે મુખસે કહલાઈ કિ સદા ઇસ પ્રકારસે કહા કરે " જો યહ બાત હૈ તો " અલેફ બે ( ક.ખ. ) આદિ અક્ષર ખોદા હી ને પઢાયે હોંગે. જો કહો કે વિના અક્ષર જ્ઞાન કે ઇસ સૂરઃ કો કૈસે પઢ સકે, કયા કંઠ હી સે બુલાએ ઔર બોલતે ગએ? જો ઐસા હૈ તો સબ કુરાન હી કંઠસે પઢાયા હોગા ઈસ્સે ઐસા સમઝના ચાહિયે કિ જીસ પુસ્તકમેં પક્ષપાત કી બાતેં પાઇ જાય વ પુસ્તક ઈશ્વિરકૃત નહીં હો સકતા, જૈસા કિ અરબી ભાષામેં ઉતારને સે અરબ લોકોંકો ઈસકા પઢના સુગમ અન્ય ભાષા બોલને વાલોંકો કઠીન હોતા હૈ ઈસીસે ખુદામેં પક્ષપાત આતા હૈ. ઔર જૈસે પરમેશ્વરને સૃષ્ટિસ્થ સબ દેશસ્થ મનુષ્યોં પર ન્યાય દૃષ્ટિસે સબ દેશ ભાષાઓંસે વિલક્ષણ સંસ્કૃત ભાષાકિ જોઃ સબ દેશવાલોંકેલિયે એકસે પરિશ્રમ સે વિદિત હોતી હૈ ઉસીમેં વેદોંકા પ્રકાશ કિયા." કરતા. તો યહ દોષ નહીં હોતા. ॥ ૪ ॥

**જવાબ** દયાનંદજીને શંકા કરવાનો ઘણો શોખ છે ફરી તે ગમે તે રીતની હોય. દયાનંદ જીને જોઈતું હતું કે પ્રથમ કોઈ પાઠશાળામાં જઇ કોઇ વિદ્વાનથી કુરઆન શરીફ શીખતે કે "જીનપર તુને ઇનઆમકીયા" આ કયા લોકો છે. અને "જીન પર તુંને અત્યંત ક્રોધ કી દૃષ્ટિ કી" એ કયા લોકો છે. અને "ગુમરાહ લોક" કયા છે. ફરી શંકા કરતે. જેઓ પર અલ્લાહે ગજબ મોકલ્યો અને ક્રોધ કર્યો એ યહુદીઓ છે કે તેઓ વગર કારણે શરારતથી પેગમ્બરોને કતલ કરતા હતા તરેહ તરેહના ફસાદ કરતા હતા ( કુરઆન સૂર ૨; ૬૧ ) જેથી તેઓપર એવી જીલ્લત અને હાડમારી મોકલી કે જેનો નમુનો બીજો મેળવવો મુશકેલ છે. અને ગુમરાહોથી મતલબ ખ્રિસ્તીઓ છે કે જેઓએ ઇશુ ( અલે )ને ખોદાનો દીકરો ઠરાવ્યો. બાપ દીકરો અને પવિત્રાત્મા ત્રણ મળી એક ખોદા બનાવ્યો. નિરપરાધી ઇશુ (અલ)ને શરાપને સ્થંભે ખોટી રીતે માનવા લાગ્યા વગેરે જેથી તેઓ ગુમરાહ ( આડે માર્ગ ચાલનાર ) થયા. હવે આ બંનેના માર્ગથી બચવાની પ્રાર્થના અને દોઆ કરી તેમાં બુરૂં શું થયું? અને એથી વગર કારણે કોઈ પર ક્રોધ કરવો ખોદાનો કયાં સિધ્ધ થયો. તેઓની કરણીને બદલે ખોદાનો કોપ તથા ગજબ તેઓ પર આવ્યો. અને જેઓપર ઇનઆમ કર્યું અને મેહેરબાની કરી એથી મતલબ નબીઓ સિદ્દીકો શહિદો સારાં કામો કરનાર લોકો છે. (સૂરા ૪; ૬૯ ) તેઓના માર્ગની તેઓના ચલણની માગણી કરવી એ ઇબાદત છે એમાં કંઈ એબ નથી. અને એ કેહવામાં સારા લોકોને ચલણે ચાલવાની અને બુરા લોકોના ચલણથી વેઘળા રહેવાની ખોદા તરફની આજ્ઞા નીકળે છે જે કુરઆનનું ખાસ કામ છે.

ખોદા વગર કારણે કોઇ પર ક્રોધ કે ગજબ કરતો નથી પણ વગર કોઈ કામ કરે અલ્લાહ પોતાની મેહેરબાની કોઇ પર કરે પોતાનો ફજલ જહી કરે એમાં ખોદાપર કશો દોષ નથી. જેમ ખોદા ઇનસાફ કરનાર છે તેમ તે દયાલુ પણ છે. તેની દયા થવી કોઈ પર મેહેરબાની કરવી એ તેનું સવ ગુણ છે. દુન્યામાં જેટલાં સારા ગુણ છે સખાવત ઈનસાફ માફી વગેરે એ અલ્લાહની સિફતોની છાયા છે. જો અલ્લાહ તઆલા પુણ્ય કર્યા વગર દયા કે ફજલ નહીં કરી શકતો તો એક અદના શેઠ સાહુકારોથી પણ તે ઘટેલો થયો. માણસો તો જેમ ઇનસાફનું ગુણ રાખે છે તેમ દયાનું ગુણ રાખી લોકોપર દયા કરે છે દાન કરે છે, ભલાઇ કરે છે પણ ખોદામાં એવી કંઇ શકતી નથી, આવી દયાનંદની સમજ ઉપર અફસોસ આવે છે. તેવણે ખોદાની બુજ (કદર) કંઈ કરી નથી. એમ છતાં કદી તેમનાથી સત્ય વચન નીકળી પણ જાય છે. સત્યાર્થ પૃષ્ટ ૨૫૪ માં દયાનન્દજી લખે છે "હવે પરમેશ્વર કૃપા કરે ને એ રાજરોગ આર્યોમાંથી નષ્ટ થઈ જાય" દયાનંદીઓ વિચારોકે આર્ય લોકો જે દુષ્ટ ચલણોમાં ફસેલા છે તે વિષે દયાનંદજી વિલાપ કરી તેથી છુટકારો ખોદા પાસે માંગી રહ્યા છે. વળી દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૧૭૭માં લખે છે "જેમ પુરૂપાર્થ કરનારા પુરૂપને સહાય અન્ય પણ કરે છે તેમ ધર્મથી પુરૂપાર્થી પુરૂપને સહાય ઇશ્વર પણ કરે છે...પરમેશ્વર પણ સૌનો ઉપકાર કરવાની પ્રાર્થનામાં સહાય થાય છે પણ હાનિકારક કર્મમાં નહીં" આ બંને જગ્યામાં ખોદાના મદદ કરવાના ઇકરારથી સિધ્ધ થાય છે કે ખોદા પોતાનો ફજલ અને નેઅમત સારા માણસો ઉપર કરે છે. અને એથી તે પક્ષપાત કરતો નથી.

દયાનંદીઓ આપના ગુરૂને પૂર્વ જન્મનો ઘણો ખયાલ હતો જેથી ખોદાની ખાસ સિફત (ગુણ) માફી બખશી મેહેરબાની કરવી વગેરેનો નકાર કરતા હતા. અને એથીજ કરી પોતાનું લખેલું પણ ભૂલી જાય છે અને નકામા કુરઆન ઉપર શંકા કરે છે માટે હવે હું એ બોલ પૂનઃજન્મ વિષે લખું છું.

માણસ ચોરી કરે જુલમ કરે જૂઠ બોલે દગો ફટકો કરે વગેરે આ સર્વ પાપો છે. પણ એ પાપોથી જેમ મુસલમાન મુસલમાનીમાંથી નીકળતો નથી તેમ આર્ય સમાજ વાળાઓના

માનવા પ્રમાણે કોઈ આર્યો એવા પાપ કર્યાથી આર્ય સમાજમાંથી નીકળતો નથી. તથા તેથી તે નાસ્તિક થતો નથી એ ખુલ્લું છે. પણ કોઇ શખ્સ વેદનો નકાર કરે તેને દયાનંદજી નાસ્તિક કહે છે ( સત્યાર્થ પૃષ્ટ ૬૭, ૨૪૭ ) આથી સિધ્ધ થાય છે કે વેદ નહીં માનવું એ પાપ સર્વથી શ્રેષ્ઠ છે. અને તમો ગુણથી જાનવરોનો જન્મ મળે છે તો નાસ્તિકોને તો તેથી ઉતરતો નબલાં ઝાડ પાત પત્થર કંકરનો જન્મ મળવો જોઇએ. પણ અમો જોઈ રહ્યા છીએ કે કરોડો માણસ, એટલુંજ નહીં પણ વેદ માંનનારાઓથી આઠ ઘણા માણસો વેદ માનનાર નથી, તો તેઓનો જન્મ માણસમાં નહીં થતાં બીજા કંઈમાં થવો જોઈએ. અને વેદ માનનારાઓમાંથી પણ જે ઓમાં તમો ગુણ વધારે છે તેઓનો જન્મ પણ મનુ. અ૦ ૧૨ પ્રમાણે જાનવર વગેરેનો થવો જોઈએ અને તેથી માણસોની ગણતરી દિનપર દિન ઘટવી જોઇએ. પણ ઇતિહાસ તથા વસતી પતરક બતાવી આપે છે કે માણસ વધતાં જાય છે. તો સિધ્ધ થયું કે પૂનઃ જન્મ ખોટો છે.

ખોદાનું કલામ એવું થવું જોઇએ કે તેના ઉપર સર્વ જહાનનો અમલ થઈ શકે અને તેથી તેઓને સુખ મળે. પણ વેદના પુનઃ જન્મનો કાયદો બતાવી આપે છે કે વેદ ઉપર સર્વ કદી ચાલી શકતા નથી અને ચાલવાથી દુન્યાના કારોબારનો બંદોબસ્ત નાશ થાય છે. સત્યાર્થ પૃષ્ટ ૨૩૮ " ફરી ધર્મરાજ અર્થાત પરમેશ્વર તે જીવના પાપ પુણ્યાનુસાર જન્મ આપે છે. તે વાયુ, અન્ન, જલ અથવા શરીરના છિદ્રો દુવારે બીજાના શરીરમાં ઇશ્વરની પ્રેણાથી પ્રવિષ્ટ થાયને ક્રમશઃ ( અહિસ્તા આહિસ્તા ) વિર્યમાં જઇ ધર્ભમાં સ્થિત થઇ શરીર ધારણ કરી બહાર આવે છે જો સ્ત્રીનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોય તો સ્ત્રીના અને પુરૂષનું શરીર ધારણ કરવા યોગ્ય કર્મ હોયતો પુરૂષના શરીરમાં પ્રવેશ કરે છે " હવે જો સો વર્ષ સુધી એવા કર્મ લોકો કરે કે જે સ્ત્રી અથવા પુરૂષ ધારણ કરવા યોગ્ય હોય તો સર્વ પુરૂષજ જન્મશે અથવા સર્વ સ્ત્રીજ જન્મશે. જેથી માણસનું વંશ નહીં ચાલશે અને દુન્યાનો બંદોબસ્ત તુટી જશે.

કોઇ છોકરો કે છોકરી કમજોર બદસુરત બીમાર ઉત્પન્ન થાય છે તો કોઈ તાકતદાર જોરાવર ખુબસુરત જન્મે છે. કોઇ હુશયાર જન્મે છે તો કોઈ કમ સમઝ પેદા થાય છે. આ સર્વ પૂનઃ જન્મના માનનારા આગલા કર્મનું ફળ સમજે છે. સત્યાર્થ પ્રકાશ આ. ૯ પણ ડાકટરી કાયદામાં માબાપના ખાવા પીવાને તથા તેઓની માવજતને એનાં કારણો બયાન કર્યા છે તેમ દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૮૫માં કહે છે "પુરૂપ વીર્ય્યની સ્થિતિ અને સ્ત્રી ગર્ભની રક્ષા અને ભોજન છાદન એઉ એવા પ્રકારનું કરે કે જેથી પુરૂષનું વિર્ય્ય સ્વપ્નામાં પણ નષ્ટ ન થાય અને ગર્ભમાં બાલકનુ શરીર અત્યુત્તમરૂપ, લાવણ્ય પુષ્ટિ, બળ પરાક્રમ મુકત થઈ દસમેં મહિને તેનો જન્મ થાય" તો સિધ્ધ થયું કે પૂનઃજનમ ખોટો છે.

વળી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૩ " પરમાત્માએ આદિ સૃષ્ટિમાં મનુષ્યોને ઉત્પન્ન કરીને અગ્નિ આદિ ( વાયુ, આદિત્ય, અંગિરા ) ચારે મહર્ષિઓ દ્વારે ચારો વેદ બ્રહ્માને પ્રાપ્ત કરાવ્યા" ફરી લખે છે " એજ ચારે સર્વ જીવોથી અધિક પવિત્રાત્મા હતા બીજા એમના બરાબર નહોતા તેથી એ પવિત્ર વિદ્યાનો પ્રકાશ એમનામાં કર્યો. " આથી સાફ જણાય છે કે આગલા કલ્પમાં આજ ચાર ઇશ્વર પ્રેણા ( ઇલહામ )ને લાએક હતા. અને એજ કારણથી વેદ તેઓ પર પ્રકાશ થયાં. આથી ખુલ્લી રીતે જણાય છે કે જો આગલા કલ્પમાં કોઈ પણ વેદ મેળવવાને લાએક કર્મ નહીં કરતે અને એવા પવિત્ર નહીં થતે તો કોઈ ઉપર વેદનો પ્રકાશ થતે નહીં અને સર્વ અજ્ઞાનપણામાં રહેતે. કારણ કે વગર કરનીએ અને વગર પુણ્યે તો દયાનંદીઓના મત પ્રમાણે ખોદા કોઇ ઉપર ઇનઆમ કરી શકતો નથી. તેથી તે પક્ષપાતી થાય છે તો સિધ્ધ થયું કે આગલા કલ્પમાં વેદ પ્રકાશ થાય એવા પુણ્ય નહીં કરતે તો લોક અંધારામાં રહેતે. વળી તે પુણ્યથી તેઓ એવા પવિત્ર થયા કે વેદ પ્રકાશ થવાને લાએક થયા તેવાં પુણ્યના કામો કરનાર

બીજા માણસો પણ જો નીકળે તો તેઓ પર આ ચાર વેદો સિવાય બીજા વેદો પણ પ્રકાશ થશે એમ લાગુ પડે છે. આ પુનઃજન્મ માનવાની ખરાબી છે.

વળી દરેક કલ્પની શરૂમાં કેટલાક યુવાન માણસો જે ઉત્પન્ન થયા છે તેઓ બાપના વિર્યથી તથા માના પેટથી જન્મેલા નથી એમ આર્યાઓ માને છે. કારણ કે કલ્પની શરૂમાં માબાપ નહોતા જેમ મુસલમાનો માને છે કે દુનીયાની શરૂઆતમાં આદમ તથા હવવા (અલે) નરનારીના વગર મીલાપે ઉત્પન્ન થયાં. હવે તેઓનું એવી રીતે વગર દુઃખ ઉઠાવે ઉત્પન્ન થવાનું કારણ શું? ખોદાની મેહેરબાની તો આર્યા માનતા નથી એથી તો ખોદા પક્ષપાતી ઠરે છે. તો તેઓને આજ કહેવું પડવાનું કે કલ્પની શરૂમાં જેઓ વગર મા બાપને મિલાપે ઉત્પન્ન થયા તેઓના પુણ્ય આગલી કલ્પમાં એવા હતા કે તેઓ મા બાપના મીલાપ વગર તથા બાળપણનું દુઃખ ઉપાડયાં વગર જન્મે. હવે સવાલ આ છે કે જો આગળી કલ્પમાં તેવાં ગુણ્ય નહોત તો ફરી ઇશ્વર શું કરતે અને સૃષ્ટિ કેમ ચાલતે? વળી હમણા મા બાપના મિલાપ વગર કોઇ ઉત્પન્ન કેમ થતું નથી? શું ચાર અબજ સુધી કોઇ તેવા પુણ્ય વાળુ થતું નથી? એનું કારણ શું? કલ્પની આદિમાં જે કુતરા બિલાડા વગેરે થયા છે તેઓ પણ વગર નર માદાને મીલાપે થયાં છે તેનું કારણ પણ તેઓને પુર્વના પુણ્ય કહેવા પડશે. પણ જો તેમાં પુણ્ય કોઈના નહોત (એ બનવા જોગ છે.) તો ફરી પરમેશ્વર તેઓના બી કયાંથી લાવતે અને એ જાનવરો કેમ ઉત્પન્ન થતે? વળી તેવા પુણ્યથી કુતરા બીલાડા હાલમાં નર માદાના વગર મીલાપે કેમ ઉત્પન્ન થતાં નથી? આથી જણાય છે કે પુનઃજન્મ ખોટો છે અને ખોદા પોતાની હિકમતથી જેવી રીતે ચાહે ઉત્પન્ન કરે છે.

દયાનંદજીનું કહેવું કે "ઔર ઇસ સૂરા કી ટિપપન (હાશયો) યહ સૂરા અલ્લાહ સાહેબને મનુષ્યો કે મુખસે કહલાઇ" ઇત્યિ. વાંચી દયાનંદજીની અકલ ઉપર અફસોસ થાય છે. પણ અલ્લાહની એવીજ આદત છે કે તેના કલામનો ગુફાઓને કરનાર બેવકુફ બને છે, ટિપ્પનની મતલબ તો આ છે કે આસૂરા અલ્લાહનું કલામ છે પણ તે બંદાઓના મહાવરા પ્રમાણે ઉતારી છે. શાહ અબદુલ કાદેરે(રહ) એ સુરા ઉપર હાશયો આવી રીતે લખ્યો છે "ખોદાના તરફથી બંદાઓને આજ્ઞા છે કે તમો લોક મારી સ્તુતી આવી રીતે કર્યા કરો" અને ઋગવેદના પેહેલા મંત્રપર દયાનંદજીએ પણ એજ પ્રમાણે નોટ લખી છે. હવે એમાં શી શંકા છે તે સમજાતું નથી.

કુરઆન શરીફ કોના ઉપર ઉતર્યું એ વિષે આખી જગતના મુસલમાનો એકે મતે છે કે એ હજરત મોહમ્મદ (સલ) ઉપર ઉતર્યું છે એક પણ માણસ એને વિરૂધ્ધ નથી. એટલુંજ નહીં પણ ખ્રીસ્તી યહુદી અને હિંદુઓ પણ આજ કહે છે કે કુરઆનના પ્રગટ કરનાર હજરત મોહમ્મદ છે. પણ વેદ એવું નથી. સનાતન ધર્મવાળા કહે છે કે વેદ બ્રહ્માજીપર ઉતર્યા છે બ્રહ્માજી ચતુર મુખી હતા દરેક મુખથી એક પ્રગટ થયું. પણ દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૧૯૩ માં લખે છે કે ચારે વેદ અગ્નિ વાયુ આદિત્ય અને અંગિરા ઉપર ઉતાર્યા. અને યુરોપના સત્ય શોધકો કહે છે કે વેદો ઘણા માણસોના રચેલાં છે અને દરેક મંત્ર ઉપર તેના રચનારનું નામ છે. દયાનંદજી તેઓના ઉત્તરમાં લખે છે કે મંત્રોના ઉપર જે લોકોના નામ છે તેઓ તે મંત્રના ટીકાકાર છે. પણ આ ઉત્તર એપાયા છે એનો પૂરાવો શો? વળી દયાનંદજી વેદની ટીકા લખવા બેઠા અને તેમાં જે લખી દીધું કે અગ્નિ શબ્દ જે વેદમાં છે તેના અર્થ પરમેશ્વરના છે પણ તેનો પુરાવો તે મંત્રના કોઇ પણ ટીકાકારનો આપી શકયા નહીં. માત્ર તેમની કલ્પના છે. જ્યારે આ સમજી ચુકયા તો હવે હું કહું છું કે દયાનંદજીએ "મનુષ્યોં કે મુખસે કહલાઇ" માં શબ્દ "મનુષ્યોં" અનેક વચન છે અને એથી મતલબ માત્ર હજરત મોહમ્મદ નથી પણ સર્વ મુસલમાન છે અને સર્વ મુસલમાનો ઉપર કુરઆન ઉતર્યું નથી એ ખુલ્લું છે. તો "મનુષ્યોં કે મુખસે કહલાઇ" ની મતલબ આ

થઇ શકતીજ નથી કે કુરઆન સઘળા મુસલમાનો ઉપર ઉતર્યું અથવા સર્વ મુસલમાનોને ખોદાએ કુરઆનની વહી કરી (કહલાયા) દયાનંજીને ઉર્દું તથા નાગરીમાં એક વચન અને અનેક વચનનું સારી રીતે ભાન નથી જેથી તેવણુ એવી ભુલો ખાઇ લોકોને ભુલમાં નાંખે છે. એમની એવી ભુલોના દાખલા "અનંતત્વ પ્રકાશ" ઇન્દ્ર મણી કરતમાં લખાયલા છે. દયાનંદજીને જો શંકા કરવી હતી તો આવી રીતે કરતે. કુરઆન અલ્લાહે હજરત મોહમ્મદ (સલ) ઉપર ઉતાર્યું તો તે કેવી રીતે ઉતાર્યું ? શું અલિફ્ બે આદિ અક્ષર ખોદાએજ પઢાવ્યા છે ? પણ એનો ઉત્તર સેહલો છે કે જેવી રીતે તમો માનો છો કે અલ્લાહે વેદને ચાર રૂશીપર ઉતાર્યાં તેવી રીતે કુરઆનને ઉતાર્યું.

દયાનંદજીનું કહેવું કે "અરબીમાં કુરઆન શરીફ ઉતારવાથી અરબોને તેનું શીખવું સહેલ છે અને બીજાઓને કઠીન પડે છે. આથી ખોદામાં પક્ષપાત ઠરે છે. પણ સંસ્કૃત ભાષા જે સર્વ દેશવાળાઓની ભાષાથી જૂદી છે અને દરેકને મેહનતથી હાસેલ થાય છે તેમાં વેદ ઉતર્યાં જેથી આ દોષ લાગુ પડતો નથી" આ એમની લોજીક આશ્ચર્ય લાએક છે. સંસ્કૃત સર્વ દેશવાળાઓની ભાષાથી જૂદી છે એનો પુરાવો શો ? શું વેદમાં કેથે લખેલું છે કે સર્વ દેશવાળાઓની ભાષાથી જૂદી ભાષામાં વેદ ઉતાર્યાં છે. ફરી એનો પુરાવો શો ? હા હાલ વખતમાં સંસ્કૃત ભાષા વિદ્વાનો સિવાય બીજા કોઇના બોલવામાં આવતી નથી પણ તેથી પરાચીનમાં બોલાતી ન હોતી એ લાગુ પડતું નથી. હિંદુસ્થાનની પુરાની ઇમારતોના બયાનની કિતાબ "આસારે સનાદીદ" માં કેટલાક મળી આવેલા લેખોનું બયાન છે જેમાંના કેટલાક લેખો એવા અક્ષરોમાં છે કે હાલના વખતની કોઇ લીપી સાથે મળતા નથી. આથી સિધ્ધ થાય છે કે હિન્દુસ્થાનમાં તે અક્ષરોના જાતની લીપી ચાલુ હતી અને હાલ તદન નથી. એવીજ રીતે વ્રજ ભાષા પાલી ભાષા નાશ થવાને લગભગ છે તેવી રીતે સંસ્કૃતને સમજો. વળી મહાભારતના અશ્વમેધ પર્વમાં છે કે " મેનપુર દેશના સર્વ લોકો સંસ્કૃતમાં વાતચીત કરતા હતા" તત્વ બોધની સભા બરેલીના પણ્ડિતોનું બ્યાન છે કે વેદ આગલા લોકોની ભાષા છે. સનાતન ધર્મવાળાઓના, આર્યાઓના પુરાના ઘણા પુસ્તકો ભાગવત મહાભારત યોગ વસીસ્ટ ગીતા બાલમીક રામાયણ મનુસ્મૃતિ વગેરે તેમ જૈનો બુધ્ધિજોના પુસ્તકો સંસ્કૃતમાં રચાયા છે. આથી સિધ્ધ થાય છે કે પરાચીનમાં સંસ્કૃત ભાષાનો રીવાજ હતો અને તે ચાલુ હતી. વળી યુરોપના સત્ય શોધકો જે કહે છે કે વેદ અનેક પુરૂષોના રચેલાં છે દરેક મંત્રને મથાળે જે શખ્સનું નામ લખાયલું છે તે તે મંત્રનો રચનાર છે એ વિષે તેઓ એક પુરાવો આ આપે છે કે કેટલાક મંત્રોનો મહાવરો એક બીજાથી જૂદો પડે છે. એટલુંજ નહીં પણ કાલબરૂક સાહેબ તથા જોન અલફીસ્ટન સાહેબ તારીખે હિંદમાં લખે છે કે વેદના એક ખાસ ભજનની ભાષા છંદ (વજન) અને રચનાથી આ વાતનો પત્તો મળે છે કે તે પ્રથમના દેહકાની ગામડિયાઓની ભાષામાં છે. અને વેદની જે હાલમાં કવિતા છે તે ફરી સુધારાઇલી છે. આ સર્વ વાતોથી સિધ્ધ થાય છે કે સંસ્કૃત ભાષા સર્વ દેશની ભાષાથી જૂદી નથી પણ એક ખાસ દેશની ભાષા છે. અને વેદ જ્યારે સંસ્કૃતમાં પ્રકાશ થયાં તો તે તે દેશ વાળાઓને સમજવામાં સહેલાં થયાં અને બીજા દેશવાળાઓને કઠીન. તો ખોદાના પક્ષપાત થવાનો દોશ દયાનંદજીની સમજ પ્રમાણે વેદ વિષે રહ્યો.

દયાનંદજીએ વિચાર્યું નહીં કે અલ્લાહનું કલામ જે શખ્સ ઉપર ઉતરે તે શખ્સ જે લોકોમાં રહેતો હોય તે લોકોની ભાષામાં તે ઉતરવું જોઇએ એ ખોદાનો કાનુન છે. આજ સુધી જેટલી કીતાબો તેના માનનારાઓમાં ખોદાનું કલામ કહેવાય છે તે સર્વની ભાષા જે શખ્સ ઉપર તે પુસ્તક ઉતર્યું હોય તેના દેશનીજ ભાષામાં ઉતરેલું છે. તેમ કુરઆન પણ છે. એમ થવાનું કારણ આ છે કે તે પુસ્તક પ્રથમ તે દેશ વાળાઓના માનવામાં આવે છે અને તે-

ઓની મારફતે બીજાઓને પુગે છે. હવે જો જૂદી ભાષામાં હોય તો તેને સમજેજ કેમ? તે કીતાબ નકામી સરખી રહે છે. અને તેઓ ઉજર કરી શકે છે. કુરઆન શરીફમાં છે "અને જો અમો આ ( કુરઆન )ને અજમી ( અરબી સિવાય પ્રભાષામાં ) કુરઆન બનાવતે તો તેઓ ખચીત કહેતે કે શામાટે તેની આયતો સ્પષ્ટ રીતે વર્ણાઈ નથી શું અજમી ભાષા અને ( સાંભળનાર ) અરબવાળો" સુરા ૪૧; ૪૪ પણ જ્યારે અરબીમાં ઉતર્યું તો તેઓને ઉજર કરવાની કોઈ જગ્યા નહીં રહી અને તેઓએ શીખી સમજીને પારકા દેશવાળાને શીખવ્યું અને ઘણી સારી રીતે ફેલાવ્યું, તો બીજા કોઈને પણ ઉજર કરવાની જગ્યા રહી નહીં. અને આજ ઈનસાફ છે. કારણ કે તેઓ આજ્ઞાન પણાના અંધકારમાં સપડાયલા હતા બૈબલની કે વેદની કે જૈનની કંઇ પણ અસર તેઓપર પડેલી નહોતી. પણ તેઓએ તો શીખી આખી જગત ઉપર તૌહીદનો ડંકા વગાડયો અને તૌહીદનો સુર્ય પ્રકાશ થયો.

દયાનંદજીએ આ ચીતરી માર્યું કે ખોદાનું કલામ સર્વ દેશની ભાષાઓથી નીરાલી ભાષામાં થવું જોઇએ તથા સર્વને એક સરખી મેહનત કર્યાથી શીખાય. પણ તેમને આટલું ભાન નહીં રહ્યું કે અલ્લાહનું કલામ પ્રકાશ થવાની મતલબ આ છે કે લોકો સુધરે તેઓના ચલણ સારાં થાય. ખોદાની પેહચાનત થાય વગેરે. પણ જ્યારે જૂદીજ ભાષામાં હશે તો તે ભાષાને શીખતાં કેટલો વખત જશે? તેટલા વખત સુધી લોકો અજ્ઞાન પણામાં રહેશે. ન તેઓ ખોદાને ઓળખશે ન તેની બંદગી જાણશે ન સારા ગુણોની તાલીમ રહેશે. તેટલી મુદત જાનવરોથી નબેતર રહેશે ફરી તે પુસ્તકમાં શી ખુબી છે તેના શીખવવાથી શો લાભ છે તે પણ જાણશે નહીં અને તે પુસ્તક નકામું રહેવાનું. પણ જ્યારે જે દેશમાં પુસ્તક પ્રકાશ થયું હોય તે દેશની ભાષામાં હશે તો તે લોકો શરૂથીજ લાભ લેતા થશે તેઓનું અજ્ઞાનપણું મટી વિદ્વાન થશે અને લોકોને પણ શીખવશે. અને એ રીતે સારી રીતે ફેલાશે. તો કુરઆન વિષે તેમજ થયું એમાં પક્ષપાત કેમ ઠરે ?

૫—યહ પુસ્તક કિ જીસમેં સંદેહ નહીં પરહેજગારોંકો માર્ગ દિખલાતી હૈ। જો ઇમાન લાતે હૈં સાથ ગૈબ ( પરોક્ષ )કે વ નમાજ પઢતે. ઔર ઉસ વસ્તુસે જો હમને દી ખર્ચ કરતે હૈં ॥ ઔર વેલોગ જો ઉસ કિતાબપર ઇમાન લાતે હૈં **જો રખતે હૈ તેરી** ઔર વા તુઝસે પહિલે ઉતારી ગઈ ઔર વિશ્વાસ કયામત પર રખતે હૈં યહ લોગ **અપને માલિક શિક્ષા પર** હૈ ઔર યે હી છુટકારા પાને વાલે હૈં ॥ નિશ્ચય જો કાફિર હુએ ઔર ઉનપર તેરા ડરાના નડરાના સમાન ( બરાબર ) હૈ વે ઇમાન ન લાવેંગે ॥ અલ્લાહને ઉનકે દિલોં, કાનો પર મોહર કરદી ઔર ઉનકી આંખો પર પર્દા હૈ ઔર ઉનકે વાસ્તે બડા અજાબ હૈ ॥ મં ૧ સૂરા ૨ આ. ૧, ૨, ૩, ૪, ૫, ૬,

**સમિક્ષક** કયા અપને હી મુખસે અપની કિતાબકી પ્રશંસા ( તારીફ ) કરના ખુદાકી દંભકી બાંત નહીં. જબ પરહેજગાર અર્થાત્ ધાર્મિક લોગ હૈ વે તો સ્વત: (ખુદ) સચ્ચે માર્ગ મેં હૈ ઔર જુઠ માર્ગ પર હૈં ઉનકો યહ કુરઆન માર્ગ હી નહીં દિખલા શકતા. ફીર કિસ કામકા રહા? કયા પાપ પુણ્ય ઔર પુરૂષાર્થ કે વિના ખોદા અપને હી ખજાનેસે ખર્ચ કરને કો દેતા હૈ? જો દેતા હૈ તો સબકો કયું નહીં દેતા? ઔર જો મુસલમાન લોક પરિશ્રમ ( મહેનત ) કયું કરતે હૈં. ઔર જો બાઇબિલ ઇંજીલ આદિ પર વિશ્વાસ કરના યોગ્ય હૈ તો મુસલમાન ઈંજીલ આદિ પર ઇમાન જૈસા કુરાન પર હૈ વૈસા કયું નહીં લાતે? ઔર જો લાતે હૈં તો કુરાનકા હોના કિસ લિયે? જો કહેં કે કુરાનમેં અધિક ( વધારે ) બાતે હૈ તો પહેલી કિતાબ મેં લિખના ખુદા ભુલ ગયા હોગા? ઔર જો ભુલા નહીં તો કુરાનકા બનાના નિષ્પ્રયોજન ( લાહાસેલ ) હૈ ઔર હમ દેખતે હૈ તો બાઇબિલ ઓર કુરઆનકી બાતે કોઇક ન મિલતી હોગી નહી તો સબ મિલતી હૈ એકે હી પુસ્તક જૈસા કિ વેદ હૈ કયોં ન બનાયા

કયામત હીપર વિશ્વાસ રખના ચાહિયે અન્ય પર નહીં. કયા ઇસાઇ ઔર મુસલમાન હી ખોદાકી શિક્ષા (બોધ) પર હૈં ઉનમેં કોઇભી પાપી નહીં હૈ કયા ઇસાઇ ઔર મુસલમાન અધર્મિ હૈં વે ભી છુટકારા પાવેં ઔર દુસરે ધર્માત્મા ભી ન પાવેં તો બડે અન્યાય ઔર અન્ધેર કી બાત નહીં હૈ? ઔર કયા જો લોગ મુસલમાની મતકો નમાને ઉન્હીં કો કાફિર કહના યહ એક તરફી ડીગરી નહીં હૈ? જો પરમેશ્વર હી ને ઉનકે અંતઃકરણ (દીલ) ઔર કાનોંપર મોહર લગાઇ ઔર ઉસીસે વે પાપ કરતે હૈં તો કુછ ભી દોષ નહીં યહ દોષ ખુદાહીકા હૈ. ફિર ઉનપર સુખ દુખ વા પાપ પુણ્ય નહીં હો શકતા પુનઃ ઉનકો સજા કયોં કરતા હૈ? કયોં કિ ઉન્હોંને પાપ વા પુણ્ય સ્વતંત્રતાસે નહીં કિયા. ૫.

**જવાબ** અલ્લાહ તઆલા પોતાની કીતાબની તારીફ કરે એમાં શું એબ? એ વિષે કોઈ પરાવો હોય તો કોઈ દયાનંદી બયાન કરે. માણુસ પણ જો પોતાની કીતાબની તારીફ કરે અને તેથી તેની મતલબ પોતાની કીતાબની હકીકત બયાન કરવી હોય તો કંઇ એબ નથી પણ જો મોટાઇની નૈયતથી પ્રશંસા કરે તો માણસ વિષે એબ ગણાય. કારણ કે તે એબદાર છે એથી તેનો સ્વભાવ બગડે છે એ તેને યોગ્ય નથી પણ અલ્લાહ પોતાની તારીફ કરે તો તે સર્વ એબથી પવિત્ર છે તેને છાજે છે એમાં દોશ મુકવો તે પોતાની બેવકુફાઇ જાહેર કરવી છે. વળી હું પૃછું છું કે વેદમાં ખોદાના ગુણો બયાન થયાં છે કે નહીં? જો કહો કે છે તો લાગુ પડે છે કે ખોદાએ પોતાની તારીફ તમારા માનવા પ્રમાણે કરી તો દયાનંદજીના કહ્યા પ્રમાણે ખોદાને લાએક નથી. અને જો કહો કે નથી તો લાગુ પડે છે કે વેદ ખોદાના ગુણો બયાન કરવાથી આજીઝ છે. અને સર્વ શકિતમાન્ વગેરે જે ગુણો દયાનંદજીએ સત્યાર્થ સમુલ્લાસ ૧ લામાં લખ્યાં એ સર્વ કલપીત છે. હવે આપણે વેદને તપાસીએ કે તે પોતાની તારીફ કરે છે કે નહીં. સને ૧૮૯૯ના સપટમ્બરના માસીક આર્ય મોસાફેર નામના ચોપાન્યાના પૃષ્ટ ૧૮માં ઋગવેદનું મંત્ર આવી રીતે છે "પવિત્ર કરનાર અમલો (કરમો)ને પ્રગટ કરનાર જેમાં પ્રશંસા પાત્ર જ્ઞાનનું ગુણ છે એવું ઉત્તમ સઘળી વિદ્યાને આપનાર જે વેદનું કલામ છે તે સર્વ બાબતોની માહીયતથી અમને ખબરદાર કરે છે" વળી મહાયગ્ય વીધી દયાનંદકૃત પૃષ્ટ ૧૧ માં છે "ગલતી વેગળું તમામ ઇલિમની ખાણ જે વેદ શાસ્ત્ર છે અનંત શકિતથી પરમેશ્વરે પ્રગટ કર્યું" અને એ બદામની સત્યાર્થ પ્રકાશની તારીફ પોતેદયાનંદજી સત્યાર્થના પરસ્તાવના વગેરેમાં કરે છે તેનું ભાન દયાનંદજીને રહ્યું નથી.

કુરઆન શરીફ પરહેજગારો (મુત્તકીઓ)ને માર્ગ બતાવે છે એ વિષે શંકા કરવી એ દયાનંદજીની વિદ્યાને બટ્ટો લગાડે છે. પરહેજગાર અને મુત્તકીના અર્થ ખોદાથી ડરનાર છે. હવે જે માણસને ખોદાનો ડર હશે તે ખોદાના માર્ગની તલાશ કરશે તેના હુકમને માન આપશે તેપર સારી રીતે ચાલશે તો કુરઆન તેને માર્ગ બતાવનાર થયું, એમાં જરાએ શક્ક નથી. એજ વાત કુરઆને બયાન કરી છે. પણ જે ખોદાથી ન ડર હોય અને ફરી તેની કિતાબને નહીં માને તેને એથી શો લાભ તેને તો દયાનંદજીની જેમ નહીં શંકાની શંકા સુઝે છે. કુરઆન કહે છે "અને અમો કુરઆનમાં એવું ઉતારીએ છીએ કે જે મોમેનો માટે શિફા (ઔષધ) અને મેહેર છે અને તે જુલમીયો માટે નુકસાન સિવાય કંઇ વધારતું નથી" સુરા ઇસ્રા ૧૭; ૮૨. હવે આપણે સત્યાર્થ તપાસીએ પૃષ્ટ ૨૪૯ સમુલ્લાસ ૧૦ "જે અજીતેન્દ્રિ પુરૂષ છે તેને વિપ્ર દુષ્ટ કહે છે કારણ કે તે કરવાથી વેદ જ્ઞાન, ત્યાગ, યજ્ઞ, નીયમ અને ધર્માચરણ સિધ્ધિને તે પ્રાપ્ત થતો નથી કિંતુ એ સઘળું જીતેન્દ્રિ તથા ધાર્મિક જનને સિદ્ધ થાય છે" પૃષ્ઠ ૨૫૯ આ ચૌદ સમુલ્લાસોને પક્ષપાત છોડી ન્યાય દૃષ્ટિથી જે જોશે તેના આત્મામાં સત્ય અર્થનો પ્રકાશ થઇને આનંદ થશે અને જે હઠ, દુરાગ્રહ અને ઇર્ષાથી જોશે સાંભળશે, તેને આ ગ્રંથનો અભિપ્રાય યથાર્થ વિદિત થવો બહુ કઠિન છે" વળી

મનુ શું કહે છે "વેદ, ત્યાગ, યજ્ઞ, નિયમ, તપ એ સર્વ જેનો સ્વભાવ દુષ્ટ છે તેને કદી પણ મોક્ષે પોહોંચાડી શકતાં નથી" ( આ૦ ૨ શ્લોક ૯૭ ) ઉપલા પ્રમાણોથી સિદ્ધ થાય છે કે વેદ વગેરે દુષ્ટોને ઉપયોગી લાભકારક નથી, પણ સારાં ચલણવાળાઓને ઉપયોગી છે. એજ વાત કુરઆને કહી. પણ દયાનંદજીને તો પોતાની વિદ્વતા બતાવવી છે. દયાનંદજીએ સત્યાર્થ પૃષ્ટ ૧ ભુમિકામાં લખ્યુ છે "જે મનુષ્ય પક્ષપાતી હોય છે તે પોતાના અસત્યને પણ સત્ય, અને અન્ય વીરોધી મતવાલાના સત્યને પણ અસત્ય સિધ્ધ કરવામાં પ્રવૃત્ત થાય છે"

દયાનંદજીને પુનર્જન્મનો ખયાલ મગજમાં સમાઈ ગયો છે જેથી તેને આધારે કહે છે કે "કયા પાપ પુણ્ય ઔર પુરૂષાર્થ કે વિના ખોદા અપને હી ખજાને સે ખર્ચ કરનેકો દેતાહે ?" ઈત્ય. એ શકક અલ્લાહુજ આપેછે અને વગર પુણ્યે પણ આપે છે. અલ્લાહને જ્યારે આપણે સર્વ શકિતમાન માનીએ તો ફરી તેના આપવામાં નવાઇ શી? કુરઆનમાં છે "શું તેઓએ જોયું નથી કે ખોદા રોજી (રીજક) જેને ચાહે છે તેને માટે બહોલી કરે છે અને ટુંકી કરે છે ? ખરેખર આમાં જે કોમ ઇમાન લાવે છે તેને માટે નિશાનીઓ છે" સુરા રૂમ ૩૦; ૩૭ સુરા ઝોમર ૩૯; ૫૨. આથી સાફ જણાય છે કે રીજકને બોહલો કે ટુંક કરનાર અલ્લાહ છે અને એથી ખોદાપર વીશ્વાસ લાવનારને તેની કુદરતની નિશાનીઓ પરગટ થાય છે. પણ જે નાસ્તિક આસ્તિકનો ડોલ ઘાલી ખોદાની જેમ સઘળી રૂહ ( આત્મા )ને અને પ્રકૃતિને અનાદિ માને ( સત્યાર્થ પૃષ્ટ ૧૯૮ ) ખોદાને સર્વ શકિતમાન માની તેને માટે કહે છે "છતાં તે અગ્નિ જલ વગેરાના ગુણોને બદલી નથી શકતો ( સત્યાર્થ પૃષ્ટ ૨૦૩ ) એક અદના માણુસ તો લોકોપર ભલાઇ કરી શકે છે પણ ખોદા આપી નથી શકતો વગેરે તેવા માણુસ માટે એ નિશાની ઓ નથી. દયાનંદજીએ આટલો વિચાર નહીં કર્યો કે તેમના માનવા પ્રમાણે ઈશ્વર જીવ, અને પ્રકૃતિ અનાદિ છે. પણ માણુસતો અનાદી નથી. હવે જે પ્રથમ પુરૂષ બન્યો તે કુતરૂં બીલાડું નહીં બનતાં તે કેમ પુરૂષ બન્યો. તે પ્રથમ પેદાએશ હોવાથી તેના પાપ પુણ્ય નહોતાં. તેની સ્ત્રી તે પ્રથમ સ્ત્રી હતી તે શા માટે પુરૂષ નહીં બનતાં સ્ત્રી બની ? તેની પ્રથમ પેદાએશ હોવાથી તેના પાપ પુણ્ય નહોતાં. વળી આ પ્રથમ પુરૂષ અને સ્ત્રીના મીલાપથી વંશ ચાલ્યું પણ હાલની શોધથી સિધ્ધ થયું છે કે પુરૂષના વિર્યમાં કીડા છે અને તેથીજ ગર્ભનું કામ થાય છે તો કીડા પણ પ્રથમ પેદાએશના હોવાથી તેના પાપ કે પુણ્ય નહોતા ફરી તે શા માટે મેલી જગ્યામાં કીડા બન્યા ? વળી અગ્નિ વાયુ ઇત્ય ઋષી ઉપર વેદ પ્રકાશ થયાં એમ દયાનંદજી માને છે પણ તેઓની પ્રથમ પેદાએશ હોવાથી તેઓના પાપ પુણ્ય નહોતા છતાં તે ઉપર વેદ પ્રકાશ થવાની મેહેરબાની ખોદાએ શા માટે કરી ? અને જો કોઈ પુણ્યથી તેઓને વેદ મળ્યાં છે તો તે કયાં પુણ્ય છે કે તેના કર્યાથી વેદ પ્રકાશ થાય ? જો તેવા પુણ્ય કેથે લખાયા હોય તો બયાન કરો. આથી સિધ્ધ થાય છે કે પુનર્જન્મની શ્રધા ખોટી છે. અને તેથીજ કુરઆનની મતલબ સમજવામાં એમને મુસકેલી પડે છે. અને ખોટી શંકા કરી નકામો પોતાનો વકર ખોય છે.

દયાનંદજીનું કહેવું "મુસલમાન ઈંજીલ આદિપર ઇમાન જૈસા કુરાન પર હૈ વેસા કયો નહીં લાતે ? આથી જણાય છે કે ઇસ્લામ ધર્મથી તેવણ તદન અજ્ઞાન છે. મુસલમાનો જેવી રીતે કુરઆનને ખોદાનું કલામ માને છે તેવીજ રીતે ઈસા (અલ) ઉપર ઉતરેલી ઇંજીલ આદિને અલ્લાહનું કલામ માને છે. જેવી રીતે કુરઆનનો નકાર કર્યાથી કાફેર થાય છે તેવીજ રીતે ઇંજીલ તોરાત વગેરેના નકારથી કાફેર થાય છે. કુરઆન કહે છે કે બૈબળવાળાઓએ તૌરાત આદિમાં ફેરફાર કર્યો (સુરા બકર ૨; ૭૮, ૭૯ સુરા માએદા ૫; ૧૩ વગેરે ) તેઓ તેથી અન્ય દેવની પૂજા કરવા લાગયા ખોદાનો દીકરો ઠેરવ્યો જેના સેંકડો પુરાવા મેં

મારી કિતાબ ઇઝિહાઇલ હક ગુજરાતીમાં લખ્યા છે. માટે અલ્લાહે પોતાની મેહેરબાનીથી કુરઆન ઉતાર્યું. અલ્લાહ કહે છે "અને અમે તારા તરફ કિતાબ સત્યતાથી ઉતારી છે કે જે તેની અગાઉ જે કિતાબ હતી તેને સાચવનાર તથા તેની નિગેહબાની કરનાર છે" (સુરા માએદા ૫; ૪૮) એટલે જે તેમાં ફેરફાર થયોછે તેને બયાન કરનાર છે.

દયાનંદજી કહે છે "એક હી પુસ્તક જૈસા કિ વેદ હૈ કયોં ન બનાયા" અફસોસ દયાનંદજીને પોતાનું કહેલું પણ યાદ રહેતું નથી. સત્યાર્થ પૃષ્ટ ૧૯૨ માં છે "પ્રથમ સૃષ્ટિની આદિમાં પરમાત્માએ અગ્નિ, વાયુ, આદિત્ય તથા અંગિરા એ ઋષિયોના આત્મામાં એક એક વેદનો પ્રકાશ કર્યો હતો" આથી સાફ જણાય છે કે વેદ ચાર છે. અને તે ચારે વેદ ચાર જુદા શખ્સો ઉપર ઉતાર્યાં. એક અગ્નિપર બીજું વાયુપર ત્રીજું આદિત્યપર અને ચોથું અંગિરા ઉપર. વળી યજુર અ. ૨૬ મં. ૧ નો તરજુમો દયાનંદજી આવી રીતે કરે છે "હું ઋગને જીભથી યજુરને દીલથી સામને સ્વાસથી મેળવું." આમાં ત્રણ વેદનું બયાન છે અને ત્રણેના મળવાની જગ્યા જૂદી જૂદી બતાવાઇ છે * વળી તે દરેક વેદનું મજમુન પણ જુદું જુદું છે. ઋગમાં દુન્યાની તારીફની ઘણી રચના છે, યજુરમાં કુરબાનીઓનું બ્યાન ઘણું છે. અને સામમાં રાજણીયો ઘણી છે. વળી બરહદારણ ઉપનિષદ યજુર વેદથી જણાય છે કે પ્રથમ ઋગવેદ ફરી યજુર વેદ ફરી સામવેદ પ્રકાશ થયાં. અને કેટલાક હિંદુ માને છે કે અથર્વ વેદ તે આ ત્રણેનો ઇનતેખાબ છે. આથી સિધ્ધ થયું કે વેદ એક નથી પણ ચાર છે. હવે દયાનંદજીની ઢબ ઉપર કહેવાય કે ઋગવેદ છતાં યજુર સામ અને અથર્વ વેદ શા માટે થયાં? શું ખોદા એક વેદમાં બધી વાતો લાવવાથી અશકત હતો અથવા ભૂલી ગયો હતો એનો શો જવાબ છે? અને જ્યારે દયાનંદજી માને છે કે ખોદાની તો એકજ કિતાબ થવી જોઇએ તો તેમના ઇકરારથી સિદ્ધ થયું કે ચારે વેદ ખોદાનું કલામ નથી ÷ દયાનંદીઓ! જોયો ઇસ્લામનો મુકાબલો.

દયાનંદજી કહે છે "કયામતપરહી વિશ્વાસ રખના ચાહિયે અન્યપર નહીં?" આ સવાલ જહાલતનો છે. એ આયતમાં તો કયામત ઉપર વિશ્વાસ રાખવાનું બયાન છે અને બીજી કોઇ વસ્તુ ઉપર વિશ્વાસ રાખવાનું કે નહીં રાખવાનું બ્યાન નથી ત્યારે આવો સવાલ કરવો કે "કયામત પરહી વિશ્વાસ રખના" ઇત્ય એ પોતાની બેવકુફાઇ જાહેર કરવી છે. કારણ કે એક ચીજના બયાનથી બીજાનું ના સમજાતું નથી. દયાનંદજીને જો સવાલ કરવાનો શોખ હતો તો આવી રીતે સવાલ કરતે કે આ આયતમાં બીજી વસ્તુને મુકી કયામતપર વિશ્વાસ રાખવું બયાન કરવાની શી મતલબ? તો તેનો જવાબ આ છે "ઔર વેલોગ જો ઇસ કિતાબ પર ઇમાન લાતે હૈં" ઇત્ય એમાં સર્વ ચીજ જે માનવાની છે તેનો વિશ્વાસ આવી ગયો છતાં કયામતનું વર્ણન આટલા માટે કર્યું કે જેને આઇન્દાના બદલા તથા શિક્ષાની ખાતરી થશે તેજ સારાં કર્મો કરે છે. બુરાં કામોથી બચે છે. જો ન ડર હોય તે શા માટે સારાં કામો કરવાનો કે બુરાં કામોથી બચવાનો બોજો ઉપાડે. કહો એમાં કયાં શંકા છે?

"યહ લોગ અપને માલિકકી શિક્ષા (હિદાયત) પર હૈં" આ વાકય ઉપર દયાનંદજી કહે છે

* આથી તમો સમજી શકશો કે કેટલાક હિન્દુઓ જે કહે છે કે વેદ એકજ છે પણ વ્યાસજીએ તેના ચાર ભાગ કર્યાં અને આ ચાર તે એક એક ભાગનું નામ છે એ ખોટું છે. વ્યાસજી તો જન્મયા પણ ન હતા ત્યારથી જુદા નામે દરેક વેદ ઓલખાતું હતું વળી એ વાતનો પુરાવો મનુ સ્મૃતિ અ. ૧ શ્લોક ૨૩ થી પણ મળે છે. એ શ્લોકમાં ખુલ્લું કહેવાયું છે કે ઋગ અગ્નિ પર, યજુર વાયુપર અને સામ આદિત્ય પર પ્રકાશ થયાં છે. ગ્રા. મો

÷ મારૂં તો એમજ માનવું છે કે દયાનંદજી છેવટે વેદને પણ માનતા નહોતા. તેમ એમના મોંથી એક વાર નીકળી પણ ગયલું મારા વાંચવામાં આવ્યું છે અને વેદની પુરાની ટીકાઓનો ખુલ્લી રીતે નકાર એ વાતની પુષ્ટી આપે છે. ગ્રા. મો.

"ક્યા ઇસાઇ ઔર મુસલમાન હી ખોદા કી શિક્ષાપર હૈં" ઇત્ય દયાનંદજીની સમજ ઉપર આફ્રીન છે તેવણે આટલું નહીં વિચાર્યું કે "યહ લોગ"નો ઇશારો આગલ વર્ણાયલા માણસો માટે છે તેમાં ઇસાઈ ક્યાં છે? ઇસાઇને તો કુરાન કાફેર કહે છે. વળી તે લોકોના પ્રથમ ગુણો બ્યાન થયાં છે તેમાં પાપી મુસલમાનોનો પણ સમાસ નથી. અને જે કુરઆનને નમાને તે કાફેર છે એમાં ખુરાઇ શું છે? સત્યાર્થ પૃષ્ટ ૨૪૭માં છે "જે વેદની નિંદા કરે છે [ અથવા નમાને ) તે નાસ્તિક કહેવાય છે" કેમ દયાનંદીઓ આ એક તરફી ડિગરી નથી? એપાયા વેદનો નકાર કરનાર નાસ્તિક ગણાય અને કુરઆન જેવા અલ્લાહના કલામનો નકાર કરનાર કાફેર નહીં ગણાય, એ દયાનંદી સમજનો નમુનો છે.

અંતઃકરણ તથા કાનો ઉપર મોહરનો ઉત્તર નાં ૬ ના ઉત્તર સાથે લખીશ.

૬ ઉનકે દિલોંમેં રોગ હૈય અલ્લાહને ઉન કો રોગ બઢાધ્યિા. મં. ૧ સિ. ૧ સુ. ૨ આ.૯

**સમીક્ષક** ભલા વિના અપરાધ ખોદાને ઉનકો રોગ બઢાયા દયા ન આઇ ઉન બિચારોં કો બડા દુઃખ હુઆ હોગા. ક્યા યહ સેતાનસે બઢકર સેતાનપણુકા કામ નહીં હૈ. કિસી કે મનપર મોહર લગાના કિસીંકો રોગ બઢાના યહ ખોદાકા કામ નહીં હો શકતા. ક્યોંકિ રોગકા બઢના અપને પાપોસે હૈ. ॥૬॥

**જવાબ** દયાનંદજીએ કુરઆન ઉપર જરાએ ધ્યાન આપ્યું નથી. આ. ૨થી ૫ સુધીમાં ઇમાનવાળાઓનું બયાન છે. તે પછી આ. ૭ સુધી કાફેરોનું બયાન છે. જેમાં દિલ વગેરે પર મોહર કરવાનું બ્યાન છે. તે પછી આ ૨૦ સુધીમાં મોનાફેકો (ઢોંગીઓ) એટલે જાહેરમાં મુસલમાન પણ દિલમાં કાફેરનું બ્યાન છે જેમાં "તેઓના દિલમાં બીમારી છે" ઇત્યનું બયાન છે. જ્યારે આ સમજી ચુકયા તો સાંભળો કે" ઉન કે દિલોં, કાનોંપર મોહર કરદી" માં "ઉનકે" એટલે તેઓ આ સર્વ નામથી મતલબ કોણ છે? આ સવાલનો જવાબ જાહેર છે કે જેઓએ કુફર કર્યું ( કાફર બના ) અને જેઓને વિષે કહેવાયું કે "ઉન પર તેરા ડરાના ન ડરાના સમાન હૈ" હવે કહો કે આ મોહર કરવી વગર કારણે થઈ કે તેઓના કુફર તથા હઠને લીધે થઇ? ખુદા સમજ આપો. ખોદાની નાફરમાનીનો નતીજો એવોજ થાય છે કે દયાનંદજીના દિલ પર પણ મોહર થઇ અને આવી ખુલ્લી વાત સમજમાં નહીં આવી. હવે સત્યાર્થને તપાસીએ પૃષ્ટ ૩૮૬ "સાચું તો આ છે કે જેમણે વેદોથી વિરોધ કર્યો અને કરે છે અને કરશે તે અવશ્ય અવિદ્યારૂપી અન્ધકારમાં પડીને સુખને બદલે દારૂણ દુઃખ જેટલું પામે તેટલુંજ ન્યુન છે" પૃષ્ટ ૩૯૦ "અમણે (બુધ્ધો એ) પોતાની અ વિદ્યાની ઉન્નતિ કરી છે જેનું સાદસ્સ્ય એમના વિના બીજા સાથે નથી ઘટી શકતું. નિશ્ચય તો એજ થાય છે કે વેદ ઇશ્વર સાથે વિરૂધ કરવાનું એમને એજ ફળ મળ્યું" વળી વેદ શું કહે છે તે વાંચો યજુર આ૦ ૨૫ મં. ૧૩ "જે પરમેશ્વર જ્ઞાન વગેરે આપનાર અને તેની હિમાયત અને મેહેરબાનીથી અભાગ્ય( મહરૂમ ) રેહવું મોત છે" તો જે વાત દયાનંદજી તથા વેદ બયાન કરે છે એજ મતલબ કુરઆને બયાન કરી. વળી કુરઆન પોતે તે મોહર કરવાનું કારણ બીજી જગ્યા બયાન કરે છે "એમ નથી પરંતુ તેઓના અંતઃકરણ ઉપર તે ચીજે પડદો નાખ્યો છે કે જે તેઓ કમાયા હતા" એટલે તેઓના દિલપર પડદો થવાનું કારણ તેઓનું કરમ છે.

હવે રોગ વધવા વિષે સાંભળો. હું ઉપર લખી આવ્યો છું કે આ૦ ૭ પછીથી તે આ ૨૦ સુધી મોનાફેકોનું બયાન છે. તેઓ મુસલમાનોમાં આવી મુસલમાન બનતા અને ઇસ્લામ વિરૂદ્ધવાળાઓ પાસે જતા તો મુસલમાનોની નિન્દા કરતા એ બયાન એજ આયતોમાં છે. આથી તેઓના દિલની બીમારીનો હાલ જાહેર થયો. પણ તેને કવી રીતે અલ્લાહ વધારે છે તેપર ધ્યાન આપો. મુસલમાનોનું ટોલું ગણત્રીમાં થોડું હતું તથા ઇસ્લામના કાયદા પણ જે તેઓની જાણમાં આવેલા તે થોડા હતા તો જ્યારે આ કમ્બખ્ત મુનાફેકો આ થોડા લોકોને સામે તાપ જેરવી શકતા નહોતા અને પોતાની નાહિમ્મતાઇની બીમારીથી જાહેરમાં

હા માં હા મેળવતા હતા. તો જ્યારે ઈસ્લામનો અણ્ડો બોલંદ થયો તેઓની ગણતરી ઘણી વધી તો તેઓની કમજોરી પસ્ત હિમ્મતીની બીમારી ઘણી વધી. વલી ઇસ્લામના કાયદા દિનપર દિન વધતા ગયા. પણ થોડા કાયદાઓ વિષે તો એ ઓ જાંચ કરી નશકયા તે ઉપર ચાલવા માટે પૂરતો વિશ્વાસ ન રાખવાથી મુશકેલી પડતી હતી જેથી વધુ કાયદાના ઉતરવાથી આ બીમારી તેમની વધી. જેને ખોદાએ બ્યાન કર્યું. સારો ખોરાક પુષ્ટિ આપનાર છે પરંતુ માંદાને તે માંદ વધારે છે. એવોજ હાલ તેઓનો હતો. કુરઆન આત્માનો સારો ખોરાક છે પણ તેઓનો પસ્ત હિમ્મત આત્મા એ ખોરાકથી વધુ માંદો થયો.

આ બ્યાન ઉપર એક સવાલ રહે છે તે એકે તેઓની બીમારીતો આયતો તથા ઈસ્લામી કાયદાના વધવાથી તથા ઇસ્લામની તરક્કીથી વધી. અને કુરઆન કહે છે કે અલ્લાહે તે બીમારીને વધારી. તો એનો જવાબ આ છે કે એક ક્રિયાપદનો કર્તા કદી સબબને બનાવાય છે અને કદી તે સબબના કર્તા તરફ લગડાય છે. એને આવી રીતે સમજો કે ખેતીની પેદાવારી કદી વરસાદ તરફ લગાડાય છે. ને કહેવાય છે કે આ વરસાદે સારૂં પાકવ્યું અને કદી તે વરસાદના મોકલનાર અલ્લાહ તરફ લગાડાય છે કે અલ્લાહે સારૂં પાકવ્યું. એવીજ રીતે આ આયતની મતલબને સમજો કે ઇસ્લામી તરક્કી, કાયદાઓનો વધારો તે રોગ વધારનાર છે તેમ અલ્લાહ પણ તે રોગનો વધારનાર છે. ઋગ અ. ૧ અ. ૩ વ. ૧૮ મં. ૨ માં ઇશ્વર કહે છે "હું બદકાર જાલેમોને આશીર્વાદ આપતો નથી" કદાપી દયાનંદજી આ જગ્યા પણ કેહેશે કે "યહ સેતાનસે બદકર સેતાનપનકા કામ નહીં હે" એવી સમજ ઉપર દયાનંદીઓને વિલાપ કરવો જોઇએ.

૭ જીસને તુમ્હારે વાસ્તે પૃથ્વિ બિછોના ઔર આસમાનકી છતકો બનાયા. મં. ૧ સિ ૧ સૂ. ૨ અ. ૨૧

**સમીક્ષક** ભલા આસમાન છત કિસીકી હો શકતી હૈ યહ અવિધાકી બાત હૈ આકાશકા છત કે સમાન માનના હંસીકી બાત હૈ. યદિ કિસી પ્રકારકી પૃથ્વિકો આસમાન માનતે હોં તો ઉનકે ઘરકી બાત હૈ. ॥ ૭ ॥

**જવાબ** મજકુર આયતમાં અલ્લાહે પોતાનું એહસાન જતાવ્યું છે તથા પોતાની કુદરતની નિશાનીઓ તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું છે જેમાંથી આસમાન અને જમીન પણ છે. આ સૃષ્ટિ એક ઘરની માફક છે જેમાં દરેક હાજતોની વસ્તુ સમાયલી છે. તે એવી રીતે કે આસમાન જાણે છતની માફક છે અને જમીન પથારી માફક છે. સુર્ય, ચંદ્ર, તારા વગેરે દીવા માફક છે ઝાડ પાંત માણસના કામની વસ્તુ છે અને જાત જાતના ઝાડો તેના લાભ માટે છે અને માણસ તેમાં પોતાનો કારબાર કરી રહ્યો છે. આ સર્વે વસ્તુ બતાવી આપે છે કે સૃષ્ટિ પૂરતી હિકમત્તથી બનાવાઇ છે અને અપાર શકતિથી એનો બંદોબસ્ત થયો છે. આવી ખુલ્લી વાત ઉપર દયાનંદજી હાસી કરી પોતાની અક્કલ ઉપર હાસી કરાવે છે. ઉદા રંગનું આસમાન છતની માફક નજરે પડે છે. પાણી અને આરસીમાં ઉદોરંગનો ઓલો જણાય છે જે બતાવી આપે છે કે એ અમારી નજરનું છેવટ નથી પણ એક ખરી વસ્તુ છે. છતાં દયાનંદજીને મુશકેલી પડે છે. યુરોપ વાળા આસમાનને માનતા નથી તેમ દયાનંદજીનો મત હોય એ બાનવા જોગ છે. પણ કોઈ દાખલાથી આસમાન નથી એવું સિધ્ધ કરતે ફરી શંકા કરતે. પણ તેમ કરવામાં પોતે પોતાને જૂઠવનાર થતે. ઉપદેશ મનજરી પૃષ્ટ ૫૯ માં દયાનંદજી ફરમાવે છે "પરમાત્માએ પ્રથમ આકાશ (આસમાન) ઉત્પન્ન કર્યું. તે આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જલ, જલથી પૃથ્વિ, પૃથ્વિથી અનાજ, અનાજથી વિર્ય અને વિર્યથી ઇનિસાન (માણસ)ઉત્પન્ન કર્યા" આ આકાશથી મતલબ આસમાનજ છે જેને ગગન પણ કહે છે. જો એની મતલબ ખાલી જગ્યા લઇએ તો તેને ઉત્પન્ન કરવું કેવું? વળી યોગ શાસ્ત્ર પાતજલ કૃત સુત્ર ૨૫ વ્યાસ મુનીની ભાષ્ય આ૦ ૩માં સાત તબકા લખેલા છે અને તેના નામ આ છે ભૂર, ભુવર, સવર, મહર, જન, તપ, અને સત્ય. વળી મનુસ્મૃતિ અ. ૧

શ્લો. ૧૨ "એ ઇંડાને વિષે ભગવાન બ્રહ્મા એક આખા વર્ષ સુધી રહ્યા પછી પોતે ધ્યાન ધરીને ઇંડાના બે ફડચા કર્યા." આ બે તુકડાની મતલબ જમીન તથા આસમાન છે. આકાશ (ખલા) એની મતલબ નથી કારણ કે તે તો એ બેના વચ્ચે શ્લો. ૧૩માં લખાયું છે. આથી જણાય છે કે દયાનંદજીની મતલબ નકામી શંકા કરી શંકાની ગણુતરી વધારવી છે.

૮ જો તુમ ઉસ વસ્તુસે સંદેહ મેં હો જો હમને પૈગંબરકે ઉપર ઉતારી તો ઉસકે સી એક સુરત લે આઓ ઔર સાક્ષિયોં અપનેકો પુકારો અલ્લાહ કે વિના જો તુમ સચ્ચે હો ॥ ઔર કભી નકરોગે તો ઉસ આગસે ડરો કિ જીસકા ઇન્ધિન મનુષ્ય હૈં **ઔર કાફિરોંકે વાસ્તે પત્થર તૈયાર કિયે ગયે હૈ** ॥ મં ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૨૨, ૨૩

**સમીક્ષક** ભલા યહ કોઈ બાત હૈ કિ ઉસકે સદૃષ કોઇ સુરા નબને કયા અકબર બાદશાહ કે સમયમેં મૌલવી ફૈજીને બિના નુકતેકા કુરાન નહીં બના લિયાથા. વહ કૌનસી દોજખકી આગ હૈ? કયા ઇસ આગસે ન ડરના ચાહિયે? ઇસકાભી ઇન્ધિન જો કુછ પ સબહે. જૈસે કુરાનમેં લીખા હૈ કિ કાફિરોંકે વાસ્તે પત્થર તૈયાર કિયે ગયે હૈં તો વૈસે પુરાણોંમેં લિખા હૈ કિ મ્લેચ્છોં કે લિયે ઘોર નરક બના હૈ અબ કહિયે કિસકી બાત સચી માની જાય? અપને અપને બચન સે દોનો સ્વર્ગગામી ઔર દુસરેકે મતસે દોનોં નરક ગામી હોતે હૈ ઇસલીયે ઇન સબકા ઝગડા જુઠા હે. કિંતુ જો જો ધાર્મિક હૈ વે સુખ ઔર જો પાપી હૈં વે સબ મતોં મેં દુઃખ પાવેંગે. ॥ ૮ ॥

**જવાબ** આ શંકાથી તો દયાનંદજીએ પોતાનો આભ ખોયો છે "ભલા યહ કોઇ બાત હૈં કિ ઉસકે સદૃષ કોઇ સૂરત ન બને" આટલું માત્ર કહેતા આવ્યું પણ કોઇ નમુનો બનાવી બતાવી શકયા નહીં. કુરઆનની સૂરત જેવી કંઇ બનાવતે ફરી લાયરી કરતે. અને જ્યારે દયાનંદ જેવા દીનના દુશમનથી તથા આજ સુધી ભુત કાળમાં લાખો થયેલા દીનના દુશમનોથી તેઓની સામે કુરઆનનો દાવો પ્રગટ કરવા છતાં કોઇ તરફથી તેઓ મુકાબલો નહીં કરી શકયા તથા એક નાહની સૂરા જેટલું નહીં બનાવી શકયા તો કુરઆનના ચમત્કાર થવામાં તથા તેના દાવામાં સાચું થવામાં શો સંદેહ રહ્યો * ફૈજીને બિના નુકતેકા કુરઆન નહીં બના લિયા થા? આ સવાલથી તો દયાનંદજી પોતાની જુબાનથી કહી રહ્યા છે કે હું મુસલમાનોના પુસ્તકોથી અજ્ઞાન છું હવે જવાબ સાંભળો મૌલવી ફૈજીએ વગર નુકતાનું કુરઆન બનાવ્યું નથી. પણ મૌલવી ફૈજીએ કુરઆનની તફસીર (ટીકા) બગર નુકતાના અક્ષરોમાં લખી છે અને તે અનેક વાર લખનૈના નૌલ કિશવર સાહેબના પ્રેસમાં છપાઇ છે અને તે ત્રણ રૂપિયે મળે છે. એ તફસીરના સાતેઆ ના૦ ૬ માં હજરત ફૈજી (રહ) લખે છે "કલામુલ્લાહ (કુરઆન) સિવાય તમામ વિદ્યાઓ માથા ફોડી છે અને એના સિવાય દરેક ઇલ્મને તું છોડી દે તથા નકામું કર. અને કલામુલ્લાહની ખુબીયોની ગણુતરી થઇ શકતી નથી અને તેના મહિમાની કોઈ હદ્દ નથી. અને તેની બયાન કરેલી વાતો અપાર છે તેની વિદ્યાનો પાર નથી. તે ઇસલામીઓનો ઇમામ ( આગેવાન ) છે અને સઘળી મતલબોનો તેજ આધાર છે" ફરી એ સાતેઆની છેવટમાં છે "અલ્લાહના કલામના સઘલા ઇલ્મોને અલ્લાહ, રસૂલ, અને વિદ્વાનો સિવાય કોઇએ જાણ્યા નથી તો કુરઆનની તારાથી બની આવેલી સેવાને લીધે અલ્લાહ તારાપર રહમ કરે અને મુકાબેલ નું કાલું મોં કરે અને તારા બાદશાહ કે જેણે તને માન આપ્યું, ઇઝઝત આપી અને તને પોતાના માનીતામાં ગણ્યો તે પર અલ્લાહ દયા કરે" સમીક્ષકજી જો ફૈજી સાહેબ કુરઆનના મુકાબલામાં કુરઆન લખતે તો તે આવા શબ્દો કુરઆન વિષે કહેતે ? તેને કુરઆન વિષે પ્રથમ સંદેહ ઉત્પન્ન થતે અને તે ઘુંમટમાં તેને તજીદેતે કે મેં કુરઆનની એક સૂરા જેટલું તો શું પણ એક આખુ કુરઆન તેના જેવું

* એનો વધુ ખુલાસો મારી કીતાબો ઈજહારૂલ હક્ક ગુજરાતી તથા ફીલસુફીની કસોટીમાં છે. ગુ. મો.

લખ્યું છે.

દુન્યાની અગ્નિથી તો દરેક સમજવાળો બાળક પણ ડરે છે કેમકે તે દેખીત છે પણ જહંનમની અગ્નિ દરેકની જાણમાં નથી માટે તેથી ડરાવવું કુરઆનનું કામ છે. વળી આ અગ્નિ તે અગ્નિના મુકાબલામાં કશી ગણતરીની નથી, તથા આ અગ્નિ તો નેક અને બદ દરેક પર અસર કરે છે. પણ તે અગ્નિ તો માત્ર બુરા ચલણવાળા તથા કાફેરો માટેજ છે માટે તે અગ્નિથી લોકોને ખબદાર કર્યા કે તે અગ્નિથી બચવાનો માર્ગ અખત્યાર કરે. આથી તમો સમજી શકશો કે આવો સવાલ કરવો કે "કયા ઇસ આગસે ન ડરના ચાહિએ" એ તેમની સમજની ખુબી છે. કુરઆનને પુરાણ સાથે કશું લાગતું વળગતું નથી તેને વચમાં લાવવું નકામું છે. અને કુરઆન અને પુરાણ બંને દયાનંદજીને તો દોજખી બતાવે છે માટે તેમણે પોતાની ફીકર કરવી જોઇતી હતી. પાપી દરેક મત પ્રમાણે દુઃખી થશે પણ "જો દુસરે મતોં કો કિ જીસમેં હજારો ક્રોડોં મનુષ્ય હેં ઝુઠા બતલાવે ઓર અપનેકો સચ્ચા ઉસસે પરે જૂઠા દુસરા મત કોન હો સકતા હૈ" (સત્યાર્થ પૃષ્ટ ૫૧૬) તેને કેવું દુઃખ થવાનું?

હવે હું દયાનંદજીની લખેલી આયતનો તરજુમો લખું છું જેથી તરજુમો લખવામાં તેની ભુલ જણાઇ આવશે "અને જો તમને કંઈ શંકા હોય તેના વિષે કે જે અમે ઉતાર્યું છે અમારા સેવક ઉપર તો તેના જેવી એક સુરત લાવો અને તમે તમારા સાક્ષીઓને ખોદા સિવાય બોલાવો જો તમો સાચા છોતો. પણ જો તમે કર્યું નથી. અને કદી કરી શકવાના નથી તો તે અગ્નિથી ડરો કે જેનું બલતણ (ઇન્ધન) માણસ તથા પત્થર છે. તે કાફેરો માટે તૈયાર કરવામાં આવી છે" સૂરા બકર ૨; ૨૨ ૨૩. આમાં "જો તમે કર્યું નથી અને કદી કરી શકવાના નથી, પેહેલી શરત છે અને બીજી ખબર છે. જે કુરઆનનો ચમતકાર પ્રગટ કરે છે કે કયામત સુધી કદી કુરઆનની સૂરત જેવું લાવી શકવાના નથી. તે તેમજ થયું કે આજ સુધી કોઇ એના જેવું બનાવી શકયો નહીં, પરંતુ દયાનંદજીએ એમાંથી એક લખ્યો અને બીજો વાકય "કદી કરી શકવાના નથી" એ લખ્યો નથી. વળી કાફેરો માટે અગ્નિ તૈયાર કરવામાં આવી છે. તેને તેમણ લખે છે કે "કાફેરો કે વાસ્તે પત્થર કિયે ગય હે" વળી બલતણ મનુષ્ય અને પત્થર બે ચીજો કહેવાઇ છે અને તેવણ માત્ર મનુષ્યને લખે છે. સુબહાનલ્લાહ જે માણસને ઉર્દુ તરજુમો જોવાની લયાકત પણ નહીં તે કુરઆનનું ખંડન કરવા ઉભો થાય!

૯ ઔર અનંદકા સનદેસા દે કિ ઉન લોગોં કો કિ ઇમાન લાએ ઔર કામ કિએ અચ્છે યહકિ ઉનકે વાસ્તે બહિશતેં હૈં જીનકે નીચેસે ચલતી હય નહરે. જબ ઉસમેંસે મેવો કે ભોજન દિયે જાવેંગે તબ કહેંગે કિ વહ વે વસ્તુ હૈ જો હમ પહીલે ઇસસે દિયે ગયે થે ઔર ઉનકે લિયે પવિત્ર બિબીયાં સદૈવ વહાં રહનેવાલી હૈં. મં. ૧ સિ. ૧ સૂ. ૨ અ. ૨૪

**સમીક્ષક** ભલા યહ કુરાનકા બિસ્ત સંસાર સે કોનસી ઉત્તમ બાત વાળા હૈ કયોં કે જો પદાર્થ સંસારમેં હે વોહી મુસલમાનોં કે સ્વર્ગ મેં હૈ ઔર ઇતના વિશેષ હૈં કિ યહાં જૈસે પુરૂષ જન્મતે મરતે ઔર આતે જાતે હૈ ઉસી પ્રકાર સ્વર્ગમેં નહીં કિંતુ યહાંકી સ્ત્રીયાં સદા નહીં રહતી ઓર વહાં બિબીયાં અર્થાત ઉત્તમ સ્ત્રીયાં સદા કાલ રહતી હૈ તો જબતક કયામત કી રાત ન આવેગી તબ તક ઉન બિચારીયો કે દિન કૈસે કટતે હોંગે હાં જો ખોદાકી ઉન પર કૃપા હોતી હોગી. ઔર ખોદાહીકે આશ્રય સમય કાટતી હોંગી તો ઠીક હૈ કયોં કે યહ મુસલમાનોંકા સ્વર્ગ ગોકુલિયે ગુસાઇયોંકા ગોલોક ઔર મંદિરકે સદૃશ દીખતા હે કયોંકિ વહાં સ્ત્રીઓકા માન્ય બહુત પુરૂષોંકા નહીં. વૈસેહી ખુદા કે ઘર મેં સ્ત્રીયોંકા માન્ય અધિક ઔર ઉનપર ખુદાકા પ્રેમભી બહુત હૈ ઉન પુરૂષોંપર નહીં કયોં કે બિબીયોંકો ખોદાને બહિસ્ત મેં સદા રખ્ખા ઔર પુરૂષોંકો નહીં વે બીબિયાં બિના ખુદાકી મરજી સ્વર્ગ મેં કૈસે ઠહર શકતી જો યહ બાત ઐસીહી હૈ તો ખુદા સ્ત્રી મેં

ફુંસ જાય. ॥ ૯ ॥

**જવાબ** દયાનંદજીએ પાદરીઓની શંકાઓથી આ શંકા નકલ કરી તેમાં ભાણપણાનો ઉમેરો કર્યો છે. પણ એવા બકવાસથી કંઇ વળતું નથી. તેમનું કેહવું કે "યહ કુરાનકા બિસ્ત સંસારસે કોનસી ઉત્તમ બાત વાલાહૈ" ઇત્ય આથી જણાય છે કે દયાનંદજી કુરઆન શરીફથી તદન અજ્ઞાન છે અથવા જાણી બુજીને લોકોને ધોકો આપે છે, વાંચો કુરઆન શું કહે છે "અલ્લાહે વાયદો આપ્યો ઇમાન વાળા પુરૂષો તથા સ્ત્રીઓને જંનતોનોકે જેની નીચે નેહરો વહે છે તેમાં તેઓ સદાકાળ રહેનાર છે અને હમેશ રહેનાર જંનતમાં સુંદર ( તથા પવિત્ર ) મકાનોનો. પણ ખોદાની ખુશી સૌથી મોટી છે અને એજ મોટી મતલબ મળવી છે" ( સૂરા તોબા ૯: ૭૨ ) એટલે "ખોદાની ખુશી" તે આવર્ણાયલાં જંનતો, નેહરો, પવિત્ર ઘરો એ દરેકથી મોટી પદવી વાળી છે અને આ વાકય બતાવી આપે છે કે જંનતમાં અગરજો દેહની લજ્જતો પણ મળશે પણ જે કંઇ આપશે તેમાંનું શ્રેષ્ઠ આત્માની લજ્જત છે. આ માટે તેણે કહ્યું "એજ મોટી મતલબ મળવી છે" વળી કહે છે "કેટલાક ચેહરાઓ તે દિવસે તાઝા ચલકતા થશે તેઓ પોતાના પરવરદિગાર તરફ નજર કરનાર છે." * સૂરા કેયામત ૭૫; ૨૨, ૨૩

વળી કહે છે "તો જે તેઓ માટે છૂપાવી રાખ્યું છે આંખોની ઠંડક તેને કોઇ જીવ જાણતો નથી. જે તેઓ (સારાં કામો) કરતા હતા તેનો બદલો છે." સુરા સિજદો ૩૨; ૧૭. અને સહાની હદીસોમાં છે કે એવી એક એક વસ્તુ છે કે જેને કોઈ આંખે જોઇ નથી અને કોઈ કાને સાંભળી નથી અને કોઇ માણસના દિલમાં તેનો ખ્યાલ પણ આવ્યો નથી.

દેહ અને જીવ બંનેનું નામ માણસ છે, એને કોઈ આર્યો નકાર કરી શકતો નથી. કારણ કે એકજ જીવ કુતરાં બીલાડાં વગેરેમાં છે એટલુંજ નહીં પણ ઝાડ પાતમાં ગયાથી તેનું નામ કુતરૂં બીલાડું ઝાડ પાત થાય છે. અને આ આત્મા કુતરા બીલાડાથી નીકળી માણસ ખોલયામાં તે માણસ કહેવાય છે. તેમ ખાલી દેહનું નામ માણસ નથી આ ખુલ્લું છે. તો જે કોઈ માણસ સારાં કે નરસાં કંઇ કામ કરે તો તેનો ભાગ લેનાર તેની આત્મા તથા દેહ બંને છે. તો જરૂર છે કે તે કામોનું ફળ તે આત્મા તથા દેહ બંનેને મળવા જોઇએ. પણ આત્માનો મરતબો ઉંચો છે માટે તેને મરતબાને છાજતું ઉંચું ફળ મળે છે અને દેહ આત્માથી ધટેલું છે માટે તેને તેના લાએકનું ફળ મળે છે. એ ઠીક ઇન્સાફ છે. અને દેહનું ફળ જે ખાવા પીવાનું મળશે તે દુન્યાના ખાવા પીવાની વસ્તુથી માત્ર દેખાવમાંજ સરખાપણું છે, નહીં તો તેની લેહજતને દુન્યાની કોઈ ચીજ પોહોંચી શકે નહીં જેમ હદીસોમાં સપષ્ટ રીતે કેહવાયું છે. તો દેહની ખુશીની ચીજો પણ સંસારથી ઊત્તમ થઇ.

હવે સત્યાર્થને તપાસીએ કે તે શો ફેસલો કરે છે દયાનંદજી કહે છે, કે મુકિતમાં જીવ લય થતો નથી (સત્યાર્થ પૃષ્ટ ૨૨૬) ફરી એજ પૃષ્ટમાં મુકતી પામેલા જીવની શકિત આવી રીતે લખે છે.

મુખ્ય એક પ્રકારની શકિતછે પરંતુ **બલ પરાક્રમ, આકર્ષણ: પ્રેરણા, ગતી,** ભાપણ, વિવેચન, ક્રિયા, ઉત્સાહ, સ્મરણ, નિશ્ચય, ઇચ્છા **પ્રેમ,** દ્વેપ, **સંયોજક, વિભાજક,** શ્રવણ, સપર્શન, દર્શન, સવાદન, ગંધ ગ્રહણ, અને જ્ઞાન આ ચોવીસ પ્રકારના સામર્થ્યયુકત જીવ છે. એથી મુક્તિમાં પણ આનંદની પ્રાપ્તિનો ભોગ કરેછે" આ શક્તિઓથી મોટા અક્ષરોમાં લખાયલી શકિતઓ ઉપર ધ્યાન આપો અને તેને સારી રીતે સમજો. ફરી પૃષ્ટ ૨૨૭માં છે "અને જૈમીના આચાર્ય મુકત પુરૂષના મનની સમાન સૂક્ષ્મ શરીર ઇંદ્રિયો અને પ્રાણાદિને પણ વિદ્યમાન માને છે. અભાવ નહીં" દયાનંદજીની માનેલી શકિતયોથી ખુલ્લિ રીતે સિધ્ધ થાય છે કે જંનતની નેઅમતો સાચી અને હક છે. જ્યારે

*ખોદા તરફ નજર કરવી તેનો દીદાર મળવો મોટી નેઅમત છે. એ વિષે જો કોઈ દયાનંદીને શંકા હોયતો દયાનંદના એકરારને જુએ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૭૩ ૫ંકતી ૨૨ ગુ. આ.

મોત પછી પણ જીવો પોતાની શક્તિઓ ઇચ્છાઓ સહીત કાએમ રહે છે. જો તે શક્તિઓ નાબુદ થાય તો દયાનંદજીના કહ્યા પ્રમાણે મુક્તિમાં આનંદની પ્રાપ્તિનો ભોગ કેવી રીતે થાય? તો જરૂર થયું કે તે શકિતને લાએકની વસ્તુ કે જેથી તે શકિતનો પ્રકાશ થાય હોવીજ જોઈએ. કાન અને આંખના આનંદની પ્રાપ્તિમાં કોઇ ચીજ થવીજ જોઇએ તો **સપર્શન સ્વાદન અને ગંધગ્રહણ** શકિતઓ માટે પણ એને લાએકની વસ્તુ થવી જોઇએ. અને જ્યારે આ શકિતઓના આનંદ માટે કેટલાક અસબાબની જરૂર થઈ તો જરૂર બીજી શકિતઓના આનંદની વસ્તુઓ પણ થશે. ફરી ખાવાપીવાની વસ્તુથી નકાર કરવાનું કોઈ કારણ નથી. માલમ પડે છે કે મુસલમાનો ઉપર શંકા કરની વેળા દયાનંદજીને આ શકિતઓ લખવાનું ભાન રહ્યું નહીં. જંનત અને ત્યાંની બિબીયો અને સારાં સારાં ખાણુનો નકાર તો તે માણુસ કરે કે જે મોત પછી જીવના નાશને માનતો હોય, તથા જીવની સાથે સુક્ષ્મ શરીર હોવાનો નકાર કરતો હોય. કારણ કે જ્યારે તેના માનવા પ્રમાણે જીવની પાસે આનંદ ભોગવવાના હથિયાર નથી તો તે જીવને નકામો માનશે. કેમકે વગર શરીરે જીવ એવાં કામ કરી શકતો નથી.

વળી કોલંગ ઉપનેશદ ઋગવેદમાં જંનતના દરજ્જાઓનું તથા તેમાં ખાવા પીવાનું તથા અપ્સરાનું લંબાણથી બયાન છે તેમાં દરેક તરેહની આનંદનું બયાન છે રાગ વગેરે ત્યાં સાંભળવાનું ખુલ્લી રીતે લખાયલું છે અને એ વાતનો પુરાવો વન પર્વ મહાભારત તથા ભાગવત અધ્યાય ૧ સ્કંદ ૧૦થી પણ મળી આવે છે. પણ દયાનંદજી તો તેમની કામની વાત હોય તો તે પુસ્તકોનો આધાર લીએ છે જેમકે સત્યાર્થમાં ઘણી જગ્યામાં છે નહીં તો સાફ લખી દે છે કે એ પુસ્તકો માનવા લાએક નથી. અજબ ઇન્સાફ છે.

૧૦ આદમકો સારે નામ સિખાયે ફિર ફિરશ્તો કે સામને કરકે કહા જો તુમ સચ્ચે હો મુઝે ઉનકે નામ બતાઓ ॥ કહા હૈ આદમ ઉનકો ઉનકે નામ બતાદે તબ ઉસને બતાદિયે (તો ખુદાને ફરિસ્તોંસે) કહાકિ ક્યા મૈંને તુમસે નહીં કહાથા કિ નિશ્ચય મેં પૃથ્વી ઔર આસમાનકી છિપી બસ્તુઓંકો ઔર પ્રગટ છિપે કર્મોંકો જાનતા હું મં. સિ. ૧ સુ. ૨ આ. ૨૯, ૩૧

**સમીક્ષક** ભલા ઐસે ફરિશતોંકો ધોખા દેકર અપની બડાઇ કરના ખુદાકા કામ હો શકતા હૈ યહ તો એક દંભકી બાત હૈ ઈસકો વિદ્વાન નહીં માન શકતા ઓર ન ઐસા અભિમાન કરતા. કયા ઐસી બાતોંસે હી ખોદા અપની સિધ્ધાઇ જમાના ચાહતા હૈ હાં જંગલી લોગોંમેં કોઈ કૈસા હી પાખંડ ચલા લેવે ચલ શકતા હૈ સભ્ય જનોં મેં નહીં. ॥ ૧૦ ॥

**જવાબ** એ આયતમાં કોઈ એવો વાકય નથી કે જેથી ફિરશતાઓને ધોકો આપવું સમજાય. આદમ (અલે)નો કિસ્સો એ આયત આગળથી શરૂ થાય છે તે ઉપર દયાનંદજી ધ્યાન આપતે તો આ લખેલી આયતો કે જે તે કિસ્સાનો અંગ છે તે ઉપર કદી શંકા કરતે નહીં. તે આયતોની મતલબ આ છે કે અલ્લાહે આદમ (અલે) ને ઉત્પન્ન કરી દુન્યામાં ખલીફો બનાવવાની ખબર ફિરશતાઓને કરી ફિરસ્તાઓએ પોતામાંથી ખલીફો થવાની ઇચ્છા રાખી અરજ કરીકે ખલીફો બનવાનું માન અમને લાએક છે કારણ કે અમો તારી બંદગીમાં લાગેલા છીએ. અને દિલમાં આવાત રાખી કે જે તેઓ જાણતા હતા તે ખીલાફત માટે પૂરતો ઇલમ છે. પણ આવું ધારવું તેઓનું ભુલ ભરેલું હતું જેથી અલ્લાહ તઆલાએ તેઓને કહ્યું કે "જે હું જાણું છું તેને તમો જાણતા નથી" અને તેની જાણમાં હતું કે આદમજ દુન્યામાં ખલીફો થશે માટે તેમને દરેક ચીજના નામો તથા તેની હકીકત શીખવી. *

* કેવી રીતે શીખવી એવો સવાલ જો કોઈ દયાનંદી કરે તો તેને સમજવું જોઈએ કે જેવી રીતે અગ્નિ, વાયુ, આદિત્ય, અને અંગિરા વેદોના ઇલહામવાળાઓને ખોદાએ વેદ શીખવ્યા સત્યાર્થ પૃષ્ટ ૧૯૨ તેવી રીતે. ગુ. મો.

ફરી ફિરસ્તાઓથી તેઓના દાવાની સચ્ચાઈ કરાવવા માટે તે ચીજોના નામો પૂછ્યાં તેઓ બતાવી શક્યાં નહીં. આખર પોતાની કસુરના કાએલ થયા. આ મજમુનમાં જરાએ સંદેહ કરવા જેવું નથી છતાં દયાનંદજીએ નકામો નંબરનો વધારો કરવા શંકા કરી.

૧૧ જબ હમને ફરિશ્તોંસે કહાકિ બાબા આદમકો દણ્ડવત કરો દેખા સબોંને દંડવત કિયા પરંતુ સેતાનને ન માના ઔર અભિમાન કિયા કયોંકિ વહબી એક કાફેર થા. મં. ૧ સિ. ૧ સૂ. ૨ અ. ૩૨

**સમીક્ષક** ઈસ્સે ખોદા સર્વજ્ઞ નહીં અર્થાત ભૂત ભવિષ્ય ઔર વર્તમાનકી પૂરી બાતેં નહીં જાનતા. જો જાનતા હો તો સેતાનકો પેદા હી કયોં કિયા. ઔર ખુદામેં કુચ તેજ (જલાદ) બી નહીં હૈ કયોંકિ શૈતાનને ખુદાકા હુકમ હી ન માના ઔર ખુદા ઉસકા કુછ બી ન કર શકા ઔર દેખિયે એક શૈતાન કાફિરને ખુદાકાબી છક્કા છુડા દિયા તો મુસલમાનોં કે કથના નુસાર ભિન્ન જહાં ક્રોડો કાફિર હૈં વહાં મુસલમાનોં કે ખુદા ઔર મુસલમાનોંકી કયા ચલ સકતી હૈ. કબી કબી ખુદાબી કિસીકો રોગ બઢા દેતા કિસીકો ગુમરાહ કર દેતા હૈ ખુદાને યહ બાતેં શૈતાનસે સીખી હોંગી ઔર શયતાંનને ખુદાસે કયોંકિ બિના ખુદાકે શયતાનકા ઉસ્તાદ ઔર કોઈ નહીં હો સક્તા. ॥ ૧૧ ॥

**જવાબ** સમીક્ષકજી કઇ આયતથી તમો સમજો છો કે ખોદા ભુત ભવિષ્ય અને વર્તમાનની પૂરી વાતો નહીં જાણતો કુરઆનમાંતો છે " તે અદ્રશ્ય જાણનાર છે તેનાથી એક રજ બરાબર પણ આકાશોમાં કે પૃથ્વીમાં છૂપું રહેતું નથી " સૂરા સબા ૩૪; ૩ વળી કહે છે અને તે દરેક ચીજને જાણનાર છે" સૂરા બકર ૨; ૨૯ એ વગર બીજી ઘણી આયતો છે. વળી ના૦ ૧૦માં દયાનંદજીએ જે આયત લખી છે તેનો તરજુમો તેણે આવી રીતે લખ્યો છે "નિશ્ચય મેં પૃથ્વી ઔર આસમાન કી છીપી બસ્તુઓંકો ઔર પરગટ છીપી કર્મોકો જાનતા હું" પણ સત્યાર્થ પૃષ્ટ ૧૮૪માં પોતે લખે છે " ઇશ્વરને ત્રિકાલદર્શી કહેવો મુર્ખતાનું કામ છે " આથી તો સાફ જણાય છે કે દયાનંદજી પોતે ખોદાને ભુત ભવિષ્ય અને વર્તમાનની વાતો જાણનાર માનતા નથી. આતો ઉલટો ચોર કોટવાલને દંડે વાળી વાત થઇ. પણ એમાં કંઇ નવાઇ નથી. દયાનંદજીની ટેવ છે કે પોતાની મતલબ સિધ્ધ કરવા જાણી બુજીને ખોટું બોલે તથા ખોટી વાતને પસંદ કરે છે. એના પ્રમાણ સાંભળો સત્યાર્થ પૃષ્ટ ૨૭૪ " જીવ બ્રહ્મના એકતા અને જગતમિથ્યા એવો શંકરાચાર્યનો નિજ મત હતો તે સારો મત નથી, અને જો જૈનિયોના ખંડન માટે એ મતનો સ્વીકાર કર્યો હોય તો કંઇક સારૂં છે" વળી પૃષ્ટ ૨૭૯માં કહે છે " અનુમાન છે કે શંકરાચાર્યો આદિએ તો જૈનિયોના મતનું ખંડન કરવા માટેજ આ મતનો સ્વીકાર કર્યો હોય, કેમકે દેશ કાલને અનુકુલ પોતાના પક્ષની સિધ્ધ કરવા માટે ઘણા ખરા સ્વાર્થી વિદ્વાન્ પોતાના આત્માના જ્ઞાનથી વિરૂધ્ધ પણ કરી લે છે." ઇન્ય આની મતલબ આ છે કે જીવ બ્રહ્મના એકતા અગરજો વેદોના નિયમોથી વિરૂદ્ધ છે એવું જાણવા છતાં પણ જૈનિયોના મતને ખંડન કરવા માટે જો શંકરાચાર્યજીએ તે મતને કબુલ્યો હોય તો દયાનંદજીના માનવા પ્રમાણે કંઇક ઠીક કર્યું. હવે શંકરાચાર્યજીએ તો ખુદા જાણે એવું કર્યું હતું કે નહીં પણ દયાનંદજીના એકરાર પરમાણે પોતે આત્માના જ્ઞાનથી વિરૂદ્ધ કેહવાને સામે વાળાનું ખંડણ કરવા સારૂં જાણનાર થયાં. જ્યારે એવો એમનો મત છે તો પોતાની વાત સિધ્ધ કરવા વેદના ખોટા પ્રમાણ આપે તેમ ફકત જીત મેળવવા દિલમાં સાચું જાણવા છતાં સામેવાળા પર દોશ મુકે એમાં શી નવાઇ? એવા દાખલા ઉપર લખાયલા જવાબોમાં ઘણા આવ્યા છે અને ઘણા આવશે.

ખોદા જાણતો હતો કે શૈતાન કાફેર થશે અને તેણે તેને પેદા કર્યો. જેવી રીતે કે તે જાણતો હતો કે માણસ જૂઠ બોલનાર, દગાબાજ, નાસ્તિક વગેરે થશે અને તેને તેણે ઉત્પન્ન કર્યો. એથી તેના સર્વજ્ઞમાં નુકસાની આવતી હોય તો મુર્તિપુજાના કાઢનાર જે જૈનો હતા તેમને ખોદાએ શામાટે

ઉત્પન્ન કર્યા? સત્યાર્થ પૃષ્ટ ૪૨૨માં છે " જેટલો મુર્તિપૂજાનો ઝઘડો ચાલ્યો છે તે સર્વ જૈનિયો ને વૈરથી અને પાખણ્ડોનું મૂળ પણ જૈન મત છે " એવીજ રીતે મહમુદ ગઝનવી (રહ)ને શા માટે પેદા કર્યા કે જેણે આર્ય વર્તની કાયા પલટી નાખી? અને પુરાણોના કર્તાઓને શા માટે ઉત્પન્ન કર્યા કે જેઓએ આપના કહ્યા પ્રમાણે સઘળા પુરાણોને ગપોથી ભરી આર્ય વર્તને ગુમરાહ કર્યા? અને મુસલમાનોના વિદ્વાનો ને શા માટે ઉત્પન્ન કર્યા કે જેઓએ વેદની ગી લીટ ખોલી દીધી?

દયાનંદજીનું કહેવું " શૈતાનને ખુદા કા હુકમ હી ન માના ઔર ખુદા ઉસકા કુછ ભી નકરશકા " આ તેમનું બોલ પણ પ્રગટ કરે છે. દયાનંદજી તમે પોતે કહો છો કે "જીવ પોતાના કર્તવ્ય કર્મમાં સ્વતંત્ર છે " સત્યાર્થ પૃષ્ટ ૧૮૨ તેથી તેણે ખોદાનો હુકમ નમાન્યો. અને તમારા માનવા પ્રમાણે જૈનો ખોદાના હુકમ (વેદો) માનતા નથી એમાં શી શંકા? પણ એમ કહેવું કે "ખુદા ઉસકા કુછ ન કરશકા " આથી તો જણાય છે કે દયાનંદજીને કુરઆનની કંઇ પણ ખબર નથી. કુરઆનમાં તો શૈતાન વિષે સાફ રીતે કહેવાયું છે " ખોદાએ કહ્યું, ધિક્કારાતાં હાંકી કહાયલો થઇને તું તેમાંથી બહાર નીકળ. સોગંદ છે કે તેઓમાંના જેઓ તારી પાછળ ચાલશે ( તેઓથી અને ) તમારા સઘળાથી હું ખચીત જહંનમ ભરીશ" સૂરા આરાફ ૭; ૧૮ વળી કહે છે " ખરેખર તું હાંકી કહાયલો છે. અને ખચીત તારાપર મારી લાનત કયામત સુધી છે " સૂરા સાદ ૩૮; ૭૮. હા દયાનંદજી જો એમ સમજતા હોય કે હુકમ નહીં માનતાં તરત મારી કેમ નથી નાંખ્યો? તો તેનો જવાબ સેહેલો છે કે ખોદા સજા પોતાની હિકમત પ્રમાણે આપ અખત્યારથી આપે છે દયાનંદજીને પૂછી ને કરતો નથી. દુન્યામાં હજારો નાસ્તિકો છે કેમ તેને તરત નથી પકડતો? જૈનોને મુર્તિપૂજા કેમ કાઢવા દીધી, અને કાઢ્યા બાદ કેમ તેઓ નો નાશ નહીં થયો?

શૈતાનના ગુમરાહ કરવા વિષે જો કોઇને શંકા હોય તો તેણે આવી રીતે સમજવું કે ખોદાએ જેવી રીતે ઝેર પેદા કરી તેની અસરથી ચેતાવ્યા અને તેનો ઇલાજ બતાવ્યો તેવી રીતે શૈતાનની ખાસીયતને કુરઆનમાં જાહેર કરી તેનો ઉપાય બતાવી દીધો. તે ઉપાય ઉપર ચાલનારને શૈતાનની કંઈ અસર થતી નથી, કુરઆન કહે છે, "અને તેઓ સઘળાને હું ખચીત આડે માર્ગે લઇ જ ઇશ પણ તેઓમાંના જે તારા બંદા શુદ્ધ મનના છે તેઓને નહી " સુરા હિજર ૧૫; ૪૦ વળી કહે છે. " ખચીત તારી પાછળ ચાલનાર આડે માર્ગેજનાર સિવાય મારા બંદાઓ ઉપર તારી કંઈ સત્તા નથી " સૂરા હિજર ૧૫; ૪૨. આથી સાફ જણાયું કે આડે માર્ગે ચાલનાર પર તેની અસર પડે છે. એને એની અસર પણ એવીજ સમજવી કે જેવી રીતે એક ખરાબ માણસની સંગત. કયામતમાં શૈતાન પોતે કહેશે " અને મારે માટે તમોનાપર કંઈ સત્તા નહોતી પણ માત્ર મેં તમને બોલાવ્યા હતા ફરી તમે મારા તેડવાને કબૂલ રાખ્યું માટે તમો મને ઠપકો નહીં આપો અને તમારા જીવને ઠપકો આપો " ( સૂરા ઇબરાહીમ ૧૪; ૨૨ ) અને તે સંગત પણ ખોદાની યાદ છોડવાથી થાય છે " અને જે કોઇ દયાલુ ( અલ્લાહ )ની યાદ કરવાથી આંખો બંધ કરે છે તેને માટે અમે શૈતાન મુકરર કરીશું કે જે તેનો હમેશનો સાથી રહેશે" સૂરા ઝુખરફ ૪૩;૩૬. એટલુંજ નહીં પણ બુરી સંગતમાં જેઓ રહે છે તેઓ શૈતાન બની જાય છે ફરી તેઓને ખોદાપર રસૂલપર તથા કુરઆનપર પણ હસી કરવાનું સુઝે છે. અને આખર શરમિન્દા થવું પડે છે.

" ઔર દેખીએ એક શયતાન કાફિરને ખુદાકા ભી છક્કા છુડા દિયા" ઇત્ય. આ વાતતો નાસ્તિકના સરખી છે. દયાનંદજીને એ લખતાં શરમ નહીં આવી. કોઇ એમ કહે કે આ વખતમાં ક્રોડો મુસલમાન ક્રોડો ખ્રીસ્તી બોધ જૈન યહુદી વગેરે ઇશ્વરના જ્ઞાન (વેદ)નેમાનતા નથી એટલું જ નહીં પણ તેને મુર્તિપૂજાની ખાણ જાણે છે. તો પરમેશ્વર કેવો અશકત છે કે તેઓને સિક્ષ્ય કરી શકતો નથી. શું તેના તેજમાં કંઇ

ફરક તો નથી આવ્યો. કદાચ એમતો નહોય કે એઓ અગણીત છે ક્રોડોને સાથે બગાડ કરે અને કોને કોને પકડે એનો જવાબ શો?

૧૨ હમને કહા કિ એ આદમ તું ઔર તેરી જોરૂ બહસ્તમે રહકર આનંદમેં જહાંચાહો ખાઓ પરંતુ મત સમીપ ( નજદી ) જાઓ ઉસ વૃક્ષકે કિ પાપી હો જાઓગે. શૈતાનને ઉનકો ડિગાયા ઔર ઉનકો બહિસ્ત કે આનંદ સે ખો દિયા તબ હમને કહા કિ ઉતરો તુમ્હારે મેં કોઈ પરસપર શત્રુ હૈ. તુમ્હારા ઠિકાના પૃથ્વી હૈ. ઔર એક સમય તક લાભ હૈ આદમ અપને માલિક કી કુછ બાતે શીખ કર **પૃથ્વી પર આગયા*** મં. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૩૩, ૩૪, ૩૫.

**સમીક્ષક** અબ દેખિયે ખુદાકી અલ્પજ્ઞતા અભી તો સ્વર્ગ મેં રહેનેકા આર્શીવાદ દિયા ઔર પુનઃ થોડી દેરમેં કહાકિ નિકલો જો ભવિષ્યત બાતોંકો જાનતા હોતા તો વર [ દોઆ ) હી કયોં દેતા ? ઔર બેહકાને વાલે શયતાનકો દંડ દેનેસે અસમર્થ ભી દીખ પડતા હય. ઔર વહ વૃક્ષ કિસકે લિયે ઉત્પન્ન કયા થા ? અપને લિયે યા દુસરેકે જો દુસરેકે લિયે તો કયોં રોકા ? ઇસ લિયે ઐસી બાંતે ન ખોદાકી ઔર ન ઇસકે બનાયે પુસ્તકમેં હો સકતી હૈ !

આદમ સાહબ ખુદાસે કિતની બાતે સીખ આયે ? ઔર જબ પૃથ્વી પર આદમ સાહબ આયે તબ કિસ પ્રકાર આયે ? કયા વહ બહિસ્ત પહાડ પર હૈ વા આકાશ પર ? ઉસસે કૈસે ઉતર આયે અથવા પક્ષીકે તુલ્ય આયે અથવા જૈસે ઉપરસે પત્થર ગીર પડે ? ઇસમેં યહ વિદિત ( જાહેર ) હોતા હૈ કિ જબ આદમ સાહબ મટ્ટીસે બનાયે ગયે તો ઇનકે સ્વર્ગ મેં બી મટ્ટી હોગી ? ઔર જીતને વહાં ઔર હૈં વે બી વેસેહી ફરિસ્તે આદિ હોંગે. કયોંકિ મટ્ટીકે શરીર બિના ઇંદ્રય ભાગ નહીં હો સકતા જબ પાર્થીવ શરીર હૈ તો મૃત્યુ ભી અવસ્ય ( જરૂર ) હોના ચાહિયે યદિ મૃત્યુ હોતા હૈં તો વે વહાંસે કહાં જાતે હૈં ? ઔર મૃત્યુ નહીં હોતા તો ઉનકા જન્મ બી નહીં હુઆ ? જબ જન્મ હૈ તો મૃત્યુ અવસ્ય હી હૈ. યદિ ઐસા હૈ તો કુરાન મેં લિખા હૈ કિ બીબિયા સદૈવ ( હમેશાં ) બહિસ્ત મેં રહતી હૈં સો ઝુઠા હો જાયગા કયોંકિ ઉનકા ભી મૃત્યુ અવસ્ય હોગા. જબ ઐસા હૈ તો બહિસ્ત મેં જાને વાલોંકા ભી મૃત્યુ અવસ્ય હોગા. ॥ ૧૨ ॥

**જવાબ** સમીક્ષકજીની સમજની દાદ મારા વાંચકો આપશે. " તું ઔર તેરી જોરૂ બહિસ્ત મેં રહ " આ અમર ( હુકમ, આજ્ઞા ) છે તેને દયાનંદજી આર્શીર્વાદ [ દોઆ ] કહે છે. અને સાથેજ કહ્યું હતું કે " મત સમીપ જાઓ ઉસ વૃક્ષકે કિ પાપી હો જાઓગે " એટલે તમારૂં રહેતું આ વૃક્ષને નહીં ખાવા સુધી છે. અને જો ખાશો તો મારા હુકમ વિરૂધ્ધ કરનાર થશો જંનત પાપની જગ્યા નથી જેથી ત્યાં ફરી રહેવું થશે નહીં, તો તેમજ થયું કે ચેહેનની સાથે આદમ તથા હવ્વા જંનતમાં રહ્યા ફરી જ્યારે અલ્લાહના હુકમ વિરૂધ્ધ તેમનાથી તે વૃક્ષ ખવાયું તો જંનતથી નીકળવાનો હુકમ કર્યો. એથી ખોદાની અલ્પજ્ઞતા કેમ સમજાઈ. એની મિસાલ એવી સમજો કે દયાનંદજીના માનવા પ્રમાણે જીવ સજાભોગવવામાં અલ્લાહને તાબે છે. સત્યાર્થ પૃષ્ટ ૧૮૨માં છે " જીવ ઇશ્વરની વ્યવસ્થામાં પરતંત્ર ( ગેર મુખતાર ) છે " આથી સાફ જાહેર છે કે કોઈ જીવ બાદશાહના અવતારમાં આવે તો તે ખોદાના હુકમથી આવે છે અને આરામથી ચેહેનની સાથે ખાશે પીશે તે ખોદાના હુકમથી ખાશે પીશે, હવે જો તેનાથી એવાં કરમ થાય કે જેથી તેને કુતરાં બીલાડાંનો અવતાર લેવો પડે તો શું એથી એમ સમજાશે કે ખોદા અલ્પજ્ઞાન છે હમણાં તેને બાદ

* મોટા અક્ષરમાં લખેલો દયાનંદજીનો તરજુમો ગલત છે કોઈ ઉર્દુ તરજુમો એ પ્રમાણે નથી. એની જગ્યા આવી રીતે છે" તેથી તેણે ( ખુદાએ ) તેની તોબા કબૂલ કરી ખરેખર તે પશ્ચાતાપ સ્વીકારનાર દયાળુ છે " દયાનંદજી અરબીતો શું પણ ઉર્દુ પણ જાણતા નથી, અને કુરઆનપર શંકા કરવા તૈયાર થયા ? ગુ. મો.

શાહ બનાવ્યો અને હવે તેને કુતરૂં બીલાડું બનાવે છે ? કદી નહીં. દયાનંદજી એમ કહેશે કે બાદશાહના અવતારમાં રહેવું એવી શરતથી આપ્યું હતું કે બાદશાહ થવાના કામ કરશે તો બાદશાહત રહેશે તેવીજ તરેહ કુરઆનની આયતને સમજો. આ ખુલ્લી વાતમાં દયાનંદજી જેવા વિદ્વાનને નહીં સમજ પડે એ આશ્ચર્ય પાત્ર છે. પણ એમનું કહેવું સાચું છે " જેમણે કુરઆનથી * વિરૂધ્ધ કર્યું અને કરે છે અને કરશે તે અવશ્ય અવિદ્યારૂપી અન્ધકારમાં પડીને સુખને બદલે દારૂણ દુઃખ જેટલું પામે તેટલુંજ ન્યુન છે. "

સત્યા. પૃષ્ટ ૩૮૬. હવે તે ઝાડ કોને માટે ઉત્પન્ન થયું હતું એ સવાલ નકામો છે. કુરઆને તે બયાન કરેલું નથી. થઇ શકે છે કે તે કોઇના ખવા માટે નહોય અને તેને ઉત્પન્ન કરવાની મતલબ ખોદાએ બીજી કંઇ રાખી હોય. દુન્યામાં ઘણા ઝાડો છે જે ખાવામાં નહીં આવતાં, અને તે શી મતલબે ઉત્પન્ન થયાં છે તે પણ અમે જાણતા નથી. અને થઇ શકે છે કે તે ખાવાને માટે હોય પણ નેક કામ કરી જંનતમાં જનાર માટે રાખ્યું હોય, અથવા કોઈ ખાસ માણસ માટે કે જે અઇન્દા થનાર હતો અને અલ્લાહ પોતાના ઇલમથી જાણતો હતો તેને માટે હોય. અને જ્યારે બીજાઓના ખાવા માટે પતપન્ન કર્યું નહોય ત્યાં આવો સવાલ કરવો કે " ખુદાને અપને લિયે ઊતપન્ન કયા હોગા " એ પોતાની બેવકુફી જાહેર કરવી છે. અને શયતાનને દંડ દેવાનો જવાબના. ૧૧ માં છે.

વળી તેમનું કહેવું " આદમ સાહેબ ખુદાસે કિતની બાતેં સીખઆએ " એને માટે મારે આટલુંજ કહેવું બસ છે કે દયાનંદજી જો કોઇ મદ્રસામાં જઇ કુરઆનનો તરજુમો શીખતે તો ઠીક થાત. એ આયતમાં જે શબ્દો શીખવાનું બ્યાન છે તેની મતલબ તે દોઆ છે કે જેને પઢવાથી એમની કસુર માફ થઇ હતી. અને તે શબ્દો સુરા આરાફની આયત ૨૩ના શબ્દો તથા બીજી દોઆના શબ્દો શીખ્યા હતા.

* સત્યાર્થમાં વેદનો શબ્દ છે. ગુ. મો.

જ્યાં મુક્તિ મળવાની જગ્યા ખુદ એ ઠેરવી છે ત્યાં જંનત છે. અને ત્યાંથી કેવી રીતે આવ્યા એવો સવાલ કરવો નકામો છે. ખોદા પોતાની હિફાજતથી લાવ્યો ફરી તે ફિરશતા ઉઠાવી લાવ્યા હોય અથવા બીજી કોઇ રીતે હોય જેનું બ્યાન કુરઆનમાં નથી. આવો સવાલ નાસ્તિક અગર કરે તો કરી શકે છે પરંતુ ખોદાને સર્વ શક્તિમાન માનનાર તો કરી શકતો નથી. કારણ કે તેની શક્તિની આગળ નીચેથી ઉપર લઈ જવું અથવા ઉપરથી નીચે લાવવું કંઈ મુશકેલ નથી.

હવે માટીનો બનેલો માણસ જંનતમાં હમેશ કેમ રહે એ સવાલ દયાનંદજીએ કર્યો પરંતુ નહીં રહી શકે તેનો દાખલો દયાનંદજીએ કંઈ આપ્યો નથી. અને આખેરત ( પ્રલોક )નો હાલ આ દુન્યાના સમાન નથી કે આ દુન્યાના મરવા, સડવા ઉપર તેનો તુલ્ય કરીએ. વળી દયાનંદજીએ આટલું વિચાર્યું નથી કે મનુ અ. ૧ શ્લોક ૮૩માં સતયુગ વાળાઓની ઉમર ચારશો વર્ષની લખી છે. અને તેનું કારણ પાપનું ઓછું થવું લખ્યું છે તો જ્યાં પાપનું નામ નિશાન નહોય ( વાંચો સુરા વાકેઆત ૫૬: ૨૫ ) ત્યાં મોત પણ નહોય. વળી માટીના બનેલાં જાનવરોની ઉમર કોઈની વર્ષની હોય છે કોઇની ૧૦–૨૦ વર્ષની હોય છે અને કાચબો સર્પ વગેરેની ઉમર સેંકડો વર્ષની થાય છે. એ પ્રાણી વિદ્યા જાણનાર ઉપર કંઈ છાનું નથી. તેમ એક છોડની ઉમર કેટલાક માસની હોય છે અને કોઈની ઉમર ૧૦–૨૦ વર્ષની હોય છે પણ તાડ વગેરે કેટલાક ઝાડોની ઉમર સેંકડોની હોય છે, ઇસકાટલન્ડમાં એક ઝાડ છે જેના થડની જાડાઈ ૯૦ ફુટ છે અને તેજ જાતના નાહલા ઝાડના મુકાબલામાં તેની ઉમરની ગણતરી થઇ તો પાંચ હજાર વર્ષની થઈ. અને કાલીફોરન્યામાં એક સનોબરનું ઝાડ છે જેની ઉંચાઇ ત્રણસો ફુટ છે. અને તેના થડનો ઘેરાવો ત્રીસ ફુટ છે તેની ઉમરની ગણતરી છ હજાર વર્ષની થઇ છે, ઓકયાનુસ ઇસલાનટીકન કેનારયાના બેટો ( જઝીરા )માંની એક બેટમાં એક એવું ઝાડ

છે કે જેના થડને દસમાણુસો પોતાની બાથમાં લ્યે તો તે આવતું નથી. અને એ એટની શોધ ૪૦૦ વર્ષથી થઇ છે પણ તેના દેખાવમાં કંઇ ફેર પડયો નથી. એટલે ઘણુંજ ધીમે વધે છે, જેમકે તેની જાતના નાના છોડને જોવાથી ખાતરી થાય છે. ત્યારે તે ઝાડ કેટલા સો વર્ષનું હશે! વળી રજવાડામાં બાદશાહી ખજાનામાં કેટલાક ઝવેહરાત સેંકડો વર્ષના છે અને તેમાં કશો ફેર પડયો નથી અને તે માટીનાજ બનેલાં છે. આ બધી વાતોને ધ્યાનમાં લેતાં જંનતમાં હમેશ રહેવું કદી મુશકેલ લાગે નહીં. કારણુ કે જે વસ્તુ જલદી નાશ થાય છે તેની જોડાણુની સંભાળ રાખનાર જે વસ્તુ ખોદાએ રાખી છે તે કરતાં લાંબી ઉમરવાળી વસ્તુઓમાં ઘણીજ રાખી છે જેથી તેનો ટકાવ ઘણો હોય છે. અને જે તે વસ્તુ અમુક જંનતીઓના શરીરમાં જંનતમાં રખાય અથવા તેમાં જોઇતો વધારો થયા કરે તો તેનો નાશ થાય નહીં. વળી દયાનંદજીએ રતનમાળા નાં૦ ૨૯માં મુકિતનો અર્થ આવી રીતે લખ્યો છે "ઉત્પન્ન થવાના અને મરવાના દુઃખથી છુટી સર્વાનંદમાં મળી જવું એનું નામ મુક્તિ છે" સત્યાર્થ પ્રકાશ બીજી આવૃત્તી પૃષ્ટ ૧૩૨માં તથા ત્રીજી આવૃત્તીના પૃષ્ટ ૧૩૦માં લખે છે કે મુકિત હમેશને માટે છે. પૃષ્ટ ૨૩૯માં છે કે મુક્તિથી પાછુ આવવાનું નથી. અને ગુજરાતી સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૨૭માં મુકિત પામનાર જીવની સાથે સુક્ષ્મ શરીર દયાનંદજી માને છે. આથી સાફ જણાય છે કે દયાનંદજી મુકિત હમેશની માને છે અને મુકિત પામનારનું શરીર પણ નિત્ય હમેશ રહેશે. આથી તેમની આ શંકા કે "જબ જન્મ હૈ તો મૃત્યુ અવસ્ય હી હૈ" રદ થઇ. કારણુ કે જીવની સાથનું સુક્ષ્મ શરીર ઉત્પન્ન થએલું એને તે દયાનંદજીના માનવા પ્રમાણે નિત્ય રહેશે. આવું માનવા છતાં દયાનંદજી કુરઆન ઊપર શંકા કરે તેનું કારણ શું? યાતો દયાનંદ પોતાનું લખેલું ભૂલી ગયા અથવા લોકોને ધોકો આપી, પોતાના ચેલાઓને ખુશ કરે છે.

૧૩ ઉસ દિનસે ડરો કે જબ કોઈ જીવ કિસી જીવસે ભરોસા નરખેગા ન ઉસકી સિફારશ સ્વીકાર કિ જાવેગી ન ઉસસે બદલા લિયા જાવેગા ઔર ન વે સહાય (મદદ) પાવેંગે. મં. ૧ સિ. ૧ સૂ. ૨. આ. ૪૬

**સમીક્ષક** ક્યા વર્તમાન દિનોંમે ન ડરે. બુરાઈ કરનેમેં સબ દિન ડરના ચાહિયે. જબ સિફારશ ન માની જાવેગી તો ફિર પૈગંબર કિ ગવાહી વા સિફારશસે ખુદા સ્વર્ગ દેગા યહ બાત ક્યોંકર સચ હો સકેગી? ક્યા ખુદા બહિસ્ત વાલોંહિ કા સહાયક હૈ દોજખવાલોં કા નહિં? યદી ઐસા હૈ તો ખુદા પક્ષપાતી હૈ. ॥ ૧૩ ॥

**જવાબ** દયાનંદજી તે દિવસથી ડરવું એટલે તે દિવસ ઇનસાફનો છે જે કંઈ સારાં નરસાં કર્મ કર્યા હશે તે પ્રમાણે ત્યાં ભોગવવું પડશે ત્યાં નેકી કરવાનું નથી ત્યાં પશ્ચાતાપ નથી ત્યાં કોઈ કોઇને કામ આવશે નહિ. માટે તે દિવસથી ડરી સારાં કર્મ કરો અને કુકર્મ છોડો તો હવે વર્તમાનમાં ડરવું થયું કે નહીં? કુરઆનતો પોતે તે દિવસથી વર્તમાન દિવસોમાં ડરાવે છે. જે વાત આપ કહો છો તેજ વાત કુરઆન કહે છે. ફરી આપ શંકા શા માટે કરો છો? આપે જે તરજુમો લખ્યો છે, તેમાં પણ "ઉસ દિનસે ડરો" (તે દિવસથી ડરો) છે, હા જો "ઉસ દિનમેં ડરો" (તે દિવસમાં ડરો) હોત તો તમારે શંકા કરવાની જગ્યા હતી પણ "સે" અને "મેં" કે જેનું ગુજરાતી "થી" અને "માં" થાય છે. એ વિભક્તિઓનો ફેર સમજી શકતા નથી. એ ઘણું અજાએબ જેવું છે, એમના ગુરૂ મથુરાવાળા વિરજાનંદજી મહારાજ કે જેમને દંડીજી પણ કહે છે તેમણે દયાનંદજીને જતી વેળા કહ્યુ હતું કે એક વર્ષ હજુ તમો વ્યાકરણ શીખો પણ દયાનંદજી મારાજ રહ્યા નહીં તેથીજ વિભક્તિની સમજમાં કાચા રહ્યા હશે,

બેશક પેગંબરોની, વલીયોની અને કુરઆનનો હાફેજ થઈ તે પર ચાલનાર વગેરેની સિફારશ (શફાઅત) કબૂલ થશે. અને એ આ આયતને વિરૂધ્ધ નથી નાં૦ ૪૬ની જે આ-

યત આપે લખી છે, તેની આગળ અને પાછળ વાંચતાં આપને ખાતરી થશે કે એ બ્યાન બની ઇસ્રાઇલ (ઇસ્રાઇલ પુત્રો) માટે છે જેઓ કુરઆનના, ઘણા પેગમ્બરોના મુનકર છે, ઘણા પેગમ્બરોને કતલ કરનાર તથા તેને સારૂં જાણનાર છે, હજરત ઓઝેર (અલે)ને ખોદાનો દીકરો કહેનાર છે એવાઓ માટે શફાઅત કબૂલ નથાય, અને ખોદાને એક ગણનાર સઘળા પેગમ્બરો ઉપર પૂરો વિશ્વાસ રાખનાર માટે શફાયત કબૂલ થાય એમાં વિરૂધ્ધતા શેની. કુરઆન કહે છે, "અને જેનાથી ખોદા રાજી હોય તેના સિવાય બીજાની તેઓ શફાઅત કરશે નહીં" સુરા અંબિયા ૨૧; ૨૮ તથા "જેને માટે કૃપાળુ ખોદાએ હુકમ આપ્યો હોય અને તેની વાત પ્રસંદ કરી હોય તેના સિવાય કોઇને તે દિવસે શિફારશ લાભકારક નથી" સુરા તાહા ૨૦; ૧૦૯ એટલે કાફિર મુશરિકની તેઓ સિફારશ કરશે નહીં. વળી દુન્યાના હાકેમોની આગળ જેમ તેના કારભારીઓ કોઇની સિફારશ કે ભલામણ કરે છે તેવી શિફારશ ખુદાને ત્યાં થતી નથી પણ ખોદા પોતાના ફજલથી જેને શફાઅત કરવાનો હુકમ આપે તે શફાઅત કરી શકશે- સુરા બકર ૨; ૨૫૫ માં છે" તે કોણ છે કે જે તેની પાસે તેની પરવાનગી સિવાય શફાઅત કરે" તો કુરઆનમાં જ્યાં સિફારશ થવાનું બ્યાન થયું છે તે ખોદાના હુકમથી ઇમાનવાળાઓ માટે છે અને જ્યાં ના છે ત્યાં ખોદાના વગર હુકમે તથા જેને જહંનમમાં નાંખવું ખોદાએ ઠેરવ્યું છે તેને માટે છે. એ બંનેમાં વિરૂદ્ધતા શેની? આવીજ સમજ ઉપર થી દયાનંદજી કુરઆનનું ખંડન કરવા નીકળ્યા?

ખોદા બહિસ્તવાળાઓનો મદદગાર થાય અને દોઝખવાળાઓનો નહીં થાય એ ઇનસાફ ને માફક છે પેલા લોકોને તેઓની કરનીનો બદલો મળે અને આ લોકોને તેઓની સજા મળે. પણ દયાનંદજી કહે છે "યદિ ઐસા હૈ તો ખુદા પક્ષપાતી હૈ" અફસોસ એવી સમજ પર! દયાનંદજીને કુરઆન અને ઇસ્લામની દુશમનીમાં પોતાનું કહેલું યાદ રહેતું નથી તેવણ કહે છે, "ધર્મથી પુરૂષાર્થી પુરૂષને સહાય (મદદ) ઈશ્વર પણ કરે છે" સત્યાર્થ પૃષ્ટ ૧૭૭. વળી વેદ કહે છે "જેઓ નેક કામ કરનાર છે, સારા ગુણ વાળા છે તેઓને માટે મારી આશિર્વાદ છે પણ જેઓ રઇયતના લોકો પર જુલમ અને સિતમ કરનાર છે તેઓને માટે નથી. હું બદકાર જાલેમોને કદી આશિર્વાદ આપતો નથી." ઋગ અ. ૧ અ. ૩ વ. ૧૮ મં. ૨ ખોદાને વેદ ઉતારવામાં દયાનંદજીની સલાહ લેવી જોઇતી હતી.

૧૪ હમને મુસાકો કિતાબ ઔર મોજીજે દિયે. હમને ઉનકો કહા કિ તુમ નિંદિત બન્દર હો જાઓ યહ એક ભય દિયા જો ઉનકે સામને ઔર પીછે થે ઉનકો ઔર શિક્ષા ઇમાનદારો કો. મં. ૧ સિ ૧ સૂ. ૨ આ. ૫૦, ૬૧

**સમીક્ષક** જો મુસાકો કિતાબ દી તો કુરઆનકા હોના નિરર્થક હૈ ઔર ઉસકો આશ્ચર્ય શકિત [મોજેજા] દી યહ બાયબિલ ઔર કુરાનમેં ભી લિખા હૈ પરંતુ યહ બાત માનને યોગ્ય નહીં. કયોંકિ જો ઐસા હોતા તો અબ ભી હોતા જો અબ નહીં તો પહિલે ભી નથા. જેસે સ્વાર્થી લોક આજ કલ ભી અવિદ્યાનોંકે સામને વિદ્વાન બન જાતે હૈં વૈસે ઉસ સમય ભી કપટ કિયા હોગા કયોંકિ ખુદા ઔર ઉસકે સેવક અબભી વિદ્યમાન હૈં પુન: ઇસ સમય ખુદા આશ્ચર્ય શકિત કયોં નહી દેતા? ઔર નહીં કર સકતે. જો મુસાકો કિતાબ દીથી તો પુન: કુરાનકા દેના કયા અવસ્યક [જરૂર]થા કયોંકિ જો ભલાઈ બુરાઈ કરને ન કરનેકા ઉપદેશ સર્વત્ર એકસા હો તો પુન: ભિન પુસ્તક કરનેસે પુરરૂકત [ફરી ફરીને બોલવાનો] દોષ હોતા હૈ. કયા મુસાજી આદિકો દી હુઇ પુસ્તકોં મેં ખુદા ભુલ ગયા થા? જો ખુદાને નિન્દિત બંદર હોજાના કેવલ ભય દેનેકે લિયે કહાથા તો ઉસકા કહના મિથ્યા હુઆ વા છલ (ધોકા) કિયા જો ઐસી બાતેં કરતા હૈ ઔર જીસમેં ઐસી બાતેં હૈં વહ ન ખુદા ઔર નહય પુસ્તક ખુદાકા બનાયા હો સકતા હૈ. ॥ ૧૪ ॥

**જવાબ** બીજા પુસ્તકો ઉતારવા છતાં પાછળથી કુરઆન ઉતારવાનો જવાબ ના. ૫. ના જવાબમાં લખી ચુકયો છું. માટે ચમત્કાર ( મોજેજા ) વિષે લખું છું. દયાનંદજીના ભેજામાં આજ સમાયલું છે કે જે તરેહ ઉપર દુન્યા ચાલે છે તેથી જરા ફેરથી પણ બીજી રીતે થતું નથી. અને તે ઉપરથી હમેશ ચમત્કારનો નકાર કરે છે. પણ કદી સાંભળેલું નહીં એવી અજાએબ રીતની ઉત્પત્તીઓ થાય છે જે અજાએબ ખાના તથા છાપા જોનાર પર કાંઇ છાનું નથી. પણ દયાનંદજીના મત પ્રમાણે તો તે સર્વેનો નકાર કરવો જોઇએ. હવે ચમત્કારનો જવાબ એમના માનેલા પુસ્તકથી આપું છું. પાંતજલ શાસ્ત્ર જેને દયાનંદજી માને છે તેના સૂ. ૧ પા. ૪ માં છે કે યોગીયોને અષ્ટ સિદ્ધિ મળે છે ૧ અણિમા એટલે સુક્ષમ રૂપમાં બનવું. ૨ મહીમા મોટા શરીરનું બનવું. ૩ ગરિમા ભારી બનવું ૪ લધિમા હલકુ થઇને ઉડવું. ૫ પ્રાપ્તિ દરેક જગ્યા પોહોંચવું તે સુર્ય, ચંદ્રને હાથ લગાડવો. ૬ પ્રાકમ્ય ઇચ્છા પૂરી કરવી, ૭ ઇશિત્વ ઇશ્વરી શકિત મેળવવી ૮ વશિત્વ દરેક ચીજ પોતાના કબજામાં કરવી." જ્યારે યોગયોમાં આ શકિત થાય છે તો ફરી પેગમ્બરોના મોજેજા શા માટે દયાનંદને અઘરા લાગે છે. વળી મનુ અ. ૧૨ શ્લો ૫૦ માં છે. "ચતુરમુખી બ્રહ્મા, મરીચા આદિ, ધર્મબુદ્ધિ, મહત અને અવ્યકત એ સાંખ્યને વિષે જે મુખ્ય ગુણ કહેલા છે તેના ઉપરી દેવ, એવી જે સ્થિતી તે સાત્વિક ગુણની ઉત્તમ ગતી છે." આ ગતીનો માનનાર ચમત્કારનો નકાર કરે એ આશ્ચર્ય જેવું છે. વળી પોતે સ્વામીજી શું કહે છે તે સાંભળો સત્યાર્થ પૃષ્ટ ૨૪૩ "જેઓ ઉત્તમ દરજાના સાત્વિક ગુણી થઇને ઘણા ઉમદા કામો કરે છે તેઓ સત્ય વેદોને જાણી વસુ સરજ (કાનુને કુદરત) જાણીને તરેહ તરેહના દબાન, બોલુન વગેરે સવારીઓ બનાવનારા ધાર્મિક અને સર્વોત્તમ અકલવાળા થાય છે અને અવ્યકત (લતીફ પદાર્થ) ને રૂપમા લાવવા અને પ્રકૃતિ પર કાબૂ મેળવવોમાં ફતેહમંદ થાય છે" અને મનુ૦ ૧૨ શ્લો ૫૦ માં પણ એ પ્રમાણે છે. આ મજમુનનો બોલનાર ચમત્કારનો નકાર કરી શકે છે? યોગ અભયાસ, સ્પરીચુલર, મેસમરેજમ, અષ્ટ સિદ્ધિ, અને પરવિણોની વિદ્યા મોજેઝાને સાચવે છે.

તે મોજેઝા વિષે શંકા કરતા કહે છે "જો એસા હોતા તો અબભિ હોતા" આ શુ મજાની એમની લોજીક છે. વારૂં કોઇ સરસ્વતીજીને પૃછે કે આદિ સૃષ્ટિમાં યુવાન વસ્થામાં હઝારો મનુષ્ય ઉત્પન્ન થએલા એમ તમો સત્યાર્થ પૃષ્ટ ૨૧૨ માં માનો છો તો હવે કેમ બાળ વસ્થામાં ઉત્પન્ન થાય છે, અને કોઇ યુવાન વસ્થામાં ઉત્પન્ન થતું નથી? આ સવાલનો જવાબ દયાનંદજીએ એજ પૃષ્ટમાં લખ્યો છે તેનો સાર આ છે કે તે વખતમાં યુવાન વસ્થામાં ઉત્પન્ન થવાની જરૂર હતી હમણા જરૂર નથી, તો તેવીજ રીતે પેગમ્બરોને પોતાની પેગમ્બરીની સાબેતી માટે મોજેઝાની જરૂર હતી તો તેઓથી પ્રગટ થયા પણ હવે પેગમ્બર નથી તો મોજેઝા પણ નથી. દયાનંદજીને શંકા કરવા પહેલાં આ વિચારવું હતું કે મોજેઝાની શકિત કોનામાં હતી? ફરી શંકા કરને. એમ છતાં ઘણા વલીયોથી આશ્ચર્ય લાએક કામ ( કરામત ) કદી થાય પણ છે જેના જોનારા સેંકડો છે જો દયાનંદજીએ નહીં જોયા તો તેથી ના કેમ થાય. અને મુસલમાનો માને છે કે કેટલાક યોગી તપસ્વિઓથી પણ આશ્ચર્ય લાએક કામ જેને ઇસ્તેદરાજ કહે છે તે થાય છે અને એના જોનાર ઘણા હિન્દુઓ છે જેની સચ્ચાઇ જીવ શકિતના જાણનારથી કંઇ છાની નથી.

દયાનંદજી એક વાતને ફરી ફરીને કહે છે, તે કહે છે કે "જો મુસાકો કિતાબ દીથી તો પુન: કુરાનકા દેના કયા અવસ્યક થા ઇત્ય. એનો ઉત્તર દયાનંદજીના શબ્દોમાં આપવો આ જગ્યા નુસાર છે "ઇશ્વરનું જ્ઞાન અનંત છે કે નહિ? છે તો ફરી તે શાકામ માટે? જો કહો કે પોતાનેજ માટે છે તો શું ઇશ્વર ઉપકાર કરતો નથી? તમો કહેશો કે કરે છે, તો તેથી શુ? તેથી આ

કે ઇલમ (જ્ઞાન) પોતાને માટે પણ થાય છે, અને બીજાઓને માટે પણ થાય છે, કેમકે તે (ઇલમ)થી આજ બે મતલબ છે. જો ઇશ્વર ઉપદેશ નહીં કરતે તો (પોતાને માટે ઇલમ રહેતે અને) બીજી મતલબ [બીજાઓ માટે ઇલમ થવું] જતી રહેતે માટે ઇશ્વરે પોતાના ઇલમ કુરઆનને ÷ ઉપદેશ કરીને આ બીજી મતલબને પણ પૂરી કરી. પરમેશ્વર ઘણો દયાલુ છે તે જો એવું નહીં કરતે તો હમેશ જહાલતનો તાર નહીં તુટતે અને મનુષ્ય ધર્મા ર્થ કામ (મતલબ) અને મોક્ષ (નજાત) મેળવવાથી અભાગ્યો રહી પરમ આનંદ નહીં મળે " ઋગવેદ આદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૮ હવે જો કુરઆન શરીફ નહીં ઉતરતે તો અરબ જેવા જંગલી ખની શિર્કમાં ફસેલા દેશને કોણ હિદાયત કરતે? વેદે તો ત્યાં પોતાની કંઈ અસર કરી નથી, એટલુંજ નહીં પણ આપના માનવા પ્રમાણે બે અબજ વર્ષ વેદ બનવાને થયા પણ હિન્દ સિવાય કેથે એને માનનાર નથી. તમારા માનવા પ્રમાણે વેદ પ્રથમ ટીબેટમાં ઉતર્યાં પણ ત્યાં સમઝાવાને માટે પણ વેદ નથી. એમ છતાં બેબિલમાં ફેરફાર થઇ ગયો. જેના સેંકડો દાખલા મારી ઇજહારૂલહકમાં છે, અને તે ફેરફારનો ઇકરાર મોટા મોટા રેવરન્ડોએ કરેલા પણ તેમાં લખાયલા છે. મહાભારત વન પર્વમાં તથા સાંત પર્વમાં અને યોગ વસીસ્ટમાં સાફ લખાયલું છે કે વેદમાં ઘણીવાર ફેરફાર થઇલો છે. અને સત્યાર્થ પ્રકાશ પહેલું છપાયલું સમત ૧૯૫૪ વીકરમી પૃષ્ટ ૩૬૫માં આવી રીતે છે " * જ્યાં કેથે અમારા પવિત્ર પુસ્તકોમાં આવું લખાણ આવ્યું છે તે વામ માર્ગીઓનું નાંખેલુ છે

÷ સ્વમામીની ઈબારતમાં " વેદ " નો શબ્દ છે. ગુ. મો.

* મને ઘણા અફસોસ સાથે જાહેર કરવું પડે છે કે ગુજરાતી સત્યાર્થ પ્રકાશ છપાયલું વિક્રમમાં ૧૯૬૧ માં પૃષ્ટ ૨૭૧ લીટી ૨૩ પછીની આ ઈબારત તથા એને લાગતી ૪ લીટી કાઢી નાખી છે, શાબાશ દયાનંદીઓ બેશરમી શરમાઓનાજ ભાસળમાં છે. ગુ. મો.

ખ્રીસ્તિઓ ખોદા માનવાને બદલે ત્રીદેવ માનનાર થયાં અને વેદ વાળા એક અગત્યાની વસ્તુ (વાજેબુલ વોજુદ) માનવાને બદલે ત્રણ અગત્યની વસ્તુ માને છે + તો ખોદાની તૌહીદ (એકતા) બયાન કરનાર તેનો ખરો માર્ગ પ્રગટ કરનાર એક પુસ્તકનું ઉતરવું અવશ્યક થયું, જેથી ખોદાની આગળ કોઈ ઉજર કરી શકે નહીં " એ માટે કે તમો કહો નહી કે કિતાબ અમારી પેહેલાં માત્ર બે કોમો ઉપર ઉતરેલી અને ખચીત અમો તેના વાંચવાથી અજાણ્યા હ્તીયે અથવા તમો કહો નહીં કે ખચીત જો અમારી ઉપર કિતાબ ઉતરતે તો અમો જરૂર તેઓ કરતાં વધુ સીધે માર્ગ દોરવાતે " સુરા અન્આમ ૬; ૧૫૭, ૧૫૮.

બેશક તેઓને નિન્દિત વાનર બનાવેલા એવી રીતે કે જ્યારે તેઓ ખોદાના હુકમની નાફરમાની કરવા લાગ્યા પેગમ્બરોનો મોકાબલો કરવા લાગ્યા તો તેઓના નાફરમાની ની વસ્તુ (માછલી) તેઓના પેટમાં સડી માદો બગડેલો જોઝામ (પીત) નો થયો અને એકાએક તેઓની ચામડીમાંથી નીકળ્યો ને તેઓનું ચામડું વાનરના ચામડા સરખું થયું. પીઠમાં જરા ખુંધ નીકળી મોંનો રન્ગ બળી ગયો. અસલી વાળ ખરી ગયાં અને ચેહરાની શીકલ ફેરવાઈ ગઈ જેમકે જોઝામના જોશમાં થાય છે.

દયાનંદજી કહે " જો ખુદાને નિન્દિત બંદર હોજાના કેવલ ભય દેનેકે લિયે કહાથા તો ઉસકા કહના મિથ્યા " આથી મને હાસી આવે છે. દયાનંદજીને પોતાનો લખેલો તરજુમો પણ સમજમાં નહીં આવતો! તે તરજુમો આ છે " યહ એક ભય દિયા જો ઉનકે સામને ઔર પીછે થે ઉનકો " આની તો ખુલ્લી મતલબ છે તેઓને વાનર બનાવ્યા કે જેથી તે વખતના બીજા લોકો તથા તે પછીના લોકો ડરે અને તેવા કામ નહીં કરે. વળી તેવણે આટલો વિચાર પણ નહીં કર્યો કે કુરઆનમાં તો

+ સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૧૯૮ " ઈશ્વર, જીવ, અને જગતનું કારણ (પ્રકૃતિ) એ ત્રણ અનાદિ છે " ગુ. મો.

છે" તુમ નિન્દિત બંદર હો જાઓ" આ શબ્દો ભયને માટે કહેવાતા નથી ભયને માટે તો કહેવાય છે" તમો વાનર થશો." જૂઠ અને સાચ તો ખબર (          ) માં થાય છે, અને આતો આજ્ઞા (હુકમ) છે આ દયાનંદજીના વ્યાકરણ માં પ્રવીણ થવાની ખૂબી છે.

૧૫ ઇસ તરહ × ખોદા મુર્દોંકો જીલાતા હૈ ઔર તુમકો અપની નિશાનીયા દિખલાતા હૈ કિ તુમ સમઝો. મં. ૧ સિ. ૧ સ. ૨ આ. ૬૭

**સમીક્ષક** ક્યા મુર્દોંકો ખુદા જીલાતા થા તો અબ ક્યોં નહીં જીલાતા? ક્યા કયામત કી રાત તક કબરોમેં પડે રહેંગે આજ કલ દૌરા સુપુર્દ હૈ? ક્યા ઇતની હી ઈશ્વિરકી નિશાનીયાં હૈ? પ્રથ્વી, સૂર્ય ચંદ્રાદિ નિશાનીયાં નહીં હૈ? ક્યા સંસારમેં જો વિવિધ રચના વિશેષ પ્રત્યક્ષ દીખતી હૈં યે નિશાનીયાં કમ હૈ? ॥ ૧૫ ॥

**જવાબ** કુરઆનની આયતનો તરજુમો દયાનંદજીએ ખોટો કર્યો છે એ તરજુમો આવી રીતે છે " એવીજ રીતે ખોદા મુર્દાને જીવતાં કરશે " એટલે બની ઇસ્રાઇલને અલ્લાહ કહે છે કે જેવી રીતે આ મુરદાને જીવતું કર્યું અને તમે જોયું તેવીજ રીતે અલ્લાહ મુર્દાને જીવતાં કરશે. આ વાત ઉપર અજબ અણસમજાયનો સવાલ કરે છે કે " ક્યા મુર્દોંકો ખુદા જીલાતા થા તો અબ કિયોં નહીં જીલાતા " સુબહાનલ્લાહ આવી સમજ ઉપર કુરઆનનું ખંડન કરવા બેઠા. દયાનંદજીને કોઈ દલીલ લાવવી હતી કે મરેલું માણસ ખોદા જીવતું નહીં કરી શકતો આટલું કહેવાથી ચાલી શકતું નથી કે " અબ ક્યોં નહીં જીલાતા " દયાનંદજીને કોઇ પૂછે કે તમારા માનવા પ્રમાણે અગ્નિ વાયુ આદિત્ય અને અંગિરાને જુવાન પેદા કર્યા ( સત્યાર્થ પૃષ્ટ ૧૯૨, ૨૧૨ ) તો હવે કેમ જુવાન નહીં પેદા કરતો? તેનો જવાબ શો? દયાનંદજીતો જુવે તોજ માને છે ફરી એને માનવાનું કારણ શું? દયાનંદજી જે મુરદાને ખોદાએ જીવતું કરેલું અને જેનું બયાન આ આયતમાં છે તેને હજારો માણસોએ જોયલું તેમ તે વાત દરેક વખતમાં યહુદી ખ્રીસ્તી અને મુસલમાનોમાં બરાબર ચાલું રહી તે ખોટી કેમ થાય? આજે લખનવના અજાએબ ખાનામાં એક બકરાનું ઢડ રાખેલું છે જેને બે આંખને બદલે એક આંખ છે અને તે પણ પેશાની ઉપર છે. નવસારીમાં મી૦ ટાટાના બાગમાં એક બકરૂં એવું છે કે જેને જન્મથીજ ત્રણ પગ છે. અરબસ્થાનમાં એક જાતનો મરઘો ઘરડો થાય છે ત્યારે એક ઇંડું આપે છે રાંદેર સુરતમાં કેટલીક જગ્યાએ નુરીએ વગર નરે ઇંડા આપ્યાં છે. આ બધી વાતો ખરી છે પણ જો દયાનંદજીના જોવામાં ન આવ્યા હોયતો આ બનાવનો પણ નકાર કરે. દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૩૧૬માં લખે છે કે " સ્ત્રી પુરૂષના રજ વીર્યના સંયોગથી મનુષ્ય તો બનેજ છે પરંતુ પરમેશ્વરની સૃષ્ટિ ક્રમ ( કાનુને કુદરત ) ને વિરૂધ્ધ પશુ પક્ષી સર્પાદિ કદી પણ ઉત્પન્ન નથી થઇ શકતાં " આથી સાફ રીતે જાહેર થાય છે કે મનુષ્યને સર્પ અવતરે એને દયાનંદજી માનતા નથી જાણે કાનુને કુદરત ( સૃષ્ટિ ક્રમ) ખોદાએ દયાનંદજીની સલાહથી બાંધ્યો હોય અને સંપુરણ રીતે તેવણ તેના જાણનાર હોય. અને જુઓ તો કઠોર જીલ્લા નવસારી ઇલાકા વડોદરામાં આસરે ૫૦ વર્ષ પર છીપાને ત્યાં એક બાલક અને એક સર્પનો જન્મ થઇલો. તથા રંગુનમાં એક સુન્ની બોરાને ત્યાં એક પક્ષી જન્મેલું જેના જોનારા હજું કઠોર તથા રંગુનમાં જીવતા છે. તેમ છાપાઓમાં પત્તા સાથે ઘણી વાર એવી બાબતો આવે છે. દયાનંદજી બીજા નીયમમાં તથા સત્યાર્થ પૃષ્ટ ૧૮ વગેરે માં ખુદાને સર્વ શકિતમાન માને છે પણ તેનો અર્થ પોતાની સમજ પ્રમાણે કરવાને લીધે ભુલમાં પડયા છે, જેનો ખુલાસો આ પુસ્તકની પ્રસ્તાવનામાં ઇનશા અલ્લાહ લખીશ.

× એટલે ગાય કાપવાથી ચમત્કારી રીતે મરેલો જીવતો થયો તેવી રીતે. દયાનંદી હમેશ હલ્લા કરતા હતા કે કુરઆનમાં ગાય કાપવાનું નથી માટે આ જગ્યા ગાય કાપવાથી પ્રગટ થઇલા ચમત્કાર ઉપર સંકા કરી નહી. અને આયતમાં પણ આવનું બયાન છે માટે આખી આયત નહીં લખતાં તેનો તુકડો લખયો છે. ગુ. મો.

દયાનંદજી કહેવું "ક્યા આજ કલ દોરા સુપુર્દ હૈ" તેનો જવાબ કે દોરા સુપુર્દ નથી. કેટલાક પાપીઓને દુન્યામાં તેઓની જીન્દગીમાં પણ સજા અપાએલી. જેમકે ના. ૧૪માં લખી ચુકયો છું કે કેટલાક ઇસ્રાઇલિ પુત્રો પોતાની કરનીની સજામાં વાનર બનેલા. હુદ (અલે) ની કોમને તથા સાલેહ (અલે)ની કોમને તથા લુત (અલ) ની કોમને તથા શોએબ (અલે) ની કોમને દુન્યામાં અજાબ થઇલો (વાંચો સુરા હુદ ૧૧; ૫૦–૯૫) મરા પછી પણ નેકીનો બદલો મળે છે. હબીબ નામના એક માણસનો હાલ સુરા યાસીત ૩૬; ૨૧–૨૭માં છે. તેમાની આ૦ ૨૬, ૨૭મી આ છે "(તેને) કહેવામાં આવ્યું કે તું જંનતમાં દાખલ થા. તેણે કહ્યું કે હું ઇચ્છું છું કે મારા લોકો જાણે કે મને મારા પરવરદિગારે બખશ્યો છે અને કૃપા પામનારાઓમાં મને કર્યો છે" અને ફિરઓનની કોમ વિષે છે "તેઓ અગ્નિ ઉપર સવાર સાંઝ લાવવામાં આવે છે" સૂરા મોમિન ૪૦; ૪૬. કેયામતનો દિવસ ખોદાએ નીમ્યો છે તે દિવસે દુન્યામાં જેવા દેહથી હતા તેવા દેહથી ઉઠશે. દયાનંદજી પણ કેયામત (સૃષ્ટિનો સંહાર) સત્યાર્થ પૃષ્ટ ૨૦૨ વગેરેમાં માને છે છતાં શંકા કરે છે તેનું કારણ સમજાતું નથી. કદાપી એમની આ મતલબ હોય કે નેકી બદીનો બદલો આપતાં આટલી મુદત વાર લાગવી અદલ વિરૂધ્ધ છે. તો તેનો જવાબ ઉપર લખી ચુકયો છું અને હવે હું તેમની બુધ્ધિ પ્રમાણે જવાબ આપું છું. જો નેકી બદીનો બદલો આપતાં વાર લાગવી ઇનસાફ વિરૂધ્ધ છે તો મરવાથી પેહેલાં એટલે પૂનરજન્મ પેહેલાં જેટલી વાર લાગે છે તે પણ ઇનસાફ વિરૂધ્ધ થવી જોઇએ. મનુ આ. ૧ શ્લો. ૮૩ માં માણસની ઉમર ૪૦૦ વર્ષની લખાયલી છે. હવે ચારસો વર્ષની ઉમર વાળો પોતાની ૨૦ વર્ષની ઉમરમાં કંઇ ભલું બુરૂં કામ કરશે તો તેનો બદલો જો મરતાંજ મળે તો ત્રણસો એંસી વર્ષે મળશે. અને જો તેના મરતાં તેના લાએકનું શરીર તૈયાર નહીં મળશે તો તેટલી મુદત બીજી વધશે. અને જ્યારે આટલી મુદત વાર લાગવી દયાનંદની નજદીક ઇનસાફ વિરૂધ્ધ નથી તો કેયામત સૂધીની વાર લાગવી ઇનસાફ વિરૂધ્ધ થવાનું કારણ શું? દયાનંદજીની સમજ પ્રમાણે તો એમ થવું જોઈએ કે ઇસહાથ દે ઇસ હાથ લે. જ્યાં સારૂં નરસું કામ કર્યું કે તરત તેનું ફળ.

દયાનંદજી કહે છે "કયા ઇતની હી ઇશ્વરકી નિશાનીયા હૈ" ઇતનીહી એ કયા શબ્દો ઉપરથી કહો છો. મજકુર આયતમાં કે તેની આગળ પાછળની આયતોમાં નિશાનીયોની ગણતરી નથી કે તે ઉપરથી તમો કહો કે "કયા ઇતનીહી" જ્યારે કોઈ ગણતરી કહેવાય નથી અને શબ્દ "નિશાનીયા" અનેક વચનથી કહ્યો તો દરેક નિશાની એમાં આવી જશે. સુર્ય ચંદ્ર વગેરે મખલુક ખોદાની નિશાનીયો છે ખોદા કહે છે "અને તેણે તમારે માટે રાત અને દિવસને સુર્ય અને ચંદ્રને તાબે રાખ્યા છે, અને તારાઓ તેના હુકમના તાબામાં છે ખચીત આમાં અકલ રાખનાર લોકો માટે નિશાનીયો છે" સૂરા નહલ ૧૬; ૧૨ વળી કહે છે "અને તેની નિશાનીયોમાંથી છે, આકાશો અને પૃથ્વીની ઉત્પન્તિ અને તમારી ભિન્ન ભિન્ન ભાષાઓ અને તમારા રંગો ખચીત આમાં જાણકાર લોકો માટે નિશાનીયો છે" સૂરા રૂમ ૩૦; ૨૨. વળી કહે છે, "અને યકીન કરનારાઓ માટે પૃથ્વીમાં નિશાનીયો છે. અને તમારા જીવોમાં (પણ નિશાનીયો છે) શું ત્યારે તમો જોતા નથી" સૂરા ઝારીયાત ૫૧; ૨૦, ૨૧. એ વગર બીજી ઘણી આયતો છે છતાં દયાનંદજી કહે છે "પૃથ્વી સૂર્ય, ચંદ્રાદિ નિશાનીયા નહીં હૈ" એ એમની સમજની ખુબી છે "સાચું તો આ છે કે જેમણે કુરઆનથી વિરૂધ્ધ કર્યો અને કરે છે, અને કરશે તે જરૂર અવિદ્યારૂપી અન્ધકારમાં પડીને સુખને બદલે દારૂણ દુઃખ જેટલું પામે તેટલુંજ નથુન છે" સત્યાર્થ પૃષ્ટ ૩૮૬.

૧૬ વે સદૈવકાળ (હમેશ) બહિસ્ત અર્થાત્ વૈકુંઠ મેં વાસ કરને વાલે હૈ. મં ૧ સિ ૧ સૂ. ૨ આ. ૭૬

**સમીક્ષક** કોઇ ભી જીવ અનન્ત પુણ્ય પાપ કરને

કા સામર્થ્ય નહી રખતા ઇસલિયે સદેવ સ્વર્ગ નરકમેં નહી રહ સકતે ઔર જો ખુદા ઐસા કરે તો વહ અન્યાયકારી ઔર અવિદ્વાન હો જાવે કયામતકી રાત ન્યાય હોગા તો મનુષ્યોંકે પાપ પુણ્ય બરાબર હોના ઉચીત હૈ જો કર્મ અનંત નહીં હૈ ઉસકા ફલ અનંત કૈસે હો સકતા હૈ. ઔર સૃષ્ટિ હુએ સાત આઠ હજાર વર્ષોસે ઇધર હી બતલાતે હૈ કયા ઇસકે પૂર્વ ખુદા નિકમ્મા બૈઠાથા ઔર કયામત કે પીછે ભી નિકમ્મા રહેગા. યહ બાતેં સબ લડકોંકે સમાન હૈં કયોંકિ પરમેશ્વર કે કામ સદૈવ વર્ત્તમાન રહતે હૈં. ઔર જીતને જીસ કે પાપ પુણ્ય હૈ ઉતના હી ઉસંકા ફલ દેતા હૈ ઇસલિયે કુરાનકી યહ બાત સચ્ચી નહીં.

**જવાબ** દયાનંદજીનો ઇનસાફ કે " જીવ અનંત પુણ્ય પાપ કરનેકા સામર્થ્ય નહીં રખતા" ઇત્ય. આશ્ચર્ય લાએક છે. હમેશ સવર્ગ નરકમાં રહેવું દયાનંદજી માનતા નથી એ શ્રધ્ધા (અકીદા) ને લીધે છે. પણ શિર્ક કુફ્રનો અકીદો રાખનાર હમેશ જંહનમાં રેહેશે. અને તૌહીદ વગેરેનો અકાદો રાખનાર હમેશ જંનતમાં રહેશે. કેમકે અકીદો એક એવી વસ્તુ છે કે તેને માણસ જ્યાં સુધી બદલે નહીં ત્યાં સુધી તેની સાથે હમેશ રહે છે માટે તેનો બદલો પણ હમેશનો થવો જોઇએ. દુન્યામાં જેટલા ધર્મવાળા છે અને જેટલા લોક પુણ્ય પાપ નો બદલો આવતા વખતમાં માનનાર છે તે સર્વ આ વાતમાં એક મતે છે. દયાનંદજી પણ રતનમાળા ના. ૨૯માં તથા સત્યાર્થ પ્રકાશ બીજી આવ્રત્તી પૃષ્ટ ૧૩૨ તથા ત્રીજી આવ્રત્તી પૃષ્ટ ૧૩૦માં હમેશની મુકિત માને છે. જેવી રીતે ક્રષ્ણ જીએ ગીતામાં કહ્યું છે કે સામા ક્રત્યોથી જીવ પૂનર્જન્મના ચકરથી છુટી જાય છે તેવીજ રીતે દયાનંદજી પણ રતનમાળા ના૦ ૨૯માં મુકિતના અર્થ લખે છે. તો દયાનંદની આ શંકા કરવી તે પોતાને જૂઠવવું છે. તથા છાન્દો પ્ર. ૮ ખં. ૧૫. તથા વેદાન્તદ. આ. ૪ પા. ૪ સૂ. ૨૨ પણ દયાનંદજીને જૂઠવે છે.

જેટલા વખતમાં કર્મ થયાં હોય તેટલાજ વખત સુધી તેનું સુખ કે દુઃખ થાય તેનો પુરાવો શો? પીનલ કોટ વગેરેને કોરે મુકી લાંચ લેવા માટે દયાનંદજી શું કહે છે તે તપાસીએ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૪૭માં મનુ આ. ૭ શ્લો. ૧૨૪ થી લખે છે " જે રાજપુરૂષ અન્યાયથી વાદી પ્રતિવાદી પાસેથી ગુપ્તધન (લાંચ) લઇને પક્ષપાતથી અન્યાય કરે તેનું સર્વસ્વ હરણ કરી યથાયોગ્ય દંડ દઇને એવા દેશમાં રાખે કે જ્યાં થી પુન: પાછો આવી નશકે " આમાં રૂશવત લેનારને બીજી શીક્ષા દેશનીકાલ જન્મટીપની છે. તો શું તે ગુનાહની મુદત જેટલી સજા થઇ કે વધારે? વળી સત્યાર્થ પૃષ્ઠ ૨૨૯માં નજાત (મુકિત)મેળવી આનંદભોગવવાની મુદત મહા કલ્પ સુધીની લખી છે. તે પછી એજ પૃષ્ટમાં મહા કલ્પની મુદત વર્ણી છે " એની સંખ્યા એ છે કે ત્રેતાલીસ લાખ વીસ સહસ્ર વર્ષોની એક ચતુર્યુગી, બે સહસ્ર ( ૨૦૦૦ ) ચતુર્યુગીની એક અહોરાત્ર એવી ત્રીસ અહોરાત્રનો એક માસ એવા બારમાસનું એક વર્ષ એવા શત ( ૧૦૦ ) વર્ષોનો પરાન્તકાલ થાય છે. એને ગણિતની રીતીએ યથાવત ( સારી રીતે ) સમજી લેવું " આ હિસાબે મુકિત આનંદની મુદત અબજો થવાની તો શું કોઇ માણસની ઉમર એટલી થાય છે? જો દયાનંદજીમાં લાજ હતે તો આવી શંકા કરી પોતાની સમજનો નમુનો નહીં બતાવતે.

દુન્યાની ઉત્પત્તીને સાત આઠ હજાર વર્ષ નતો કુરાન બતાવે છે અને ન સહી હદીસ. ફરી શંકા કરવી તે પોતાની અજ્ઞાનતા પ્રગટ કરવી છે. દયાનંદજી ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૨૨ માં લખે છે. આ સૃષ્ટિ અને વેદની ઉત્પત્તિને એક અજબ સત્તાણું કરોડ ઓગણત્રીસ લાખ. અડતાલીશ હજાર, નવસો ને છોંતેર વર્ષ વિક્રમ સંવત ૧૯૩૨ સુધી થયા. પણ તેનો પૂરાવો શો? આવીજ બેપાયા ગણિતને આધારે ખોટી શંકા કરવા ઉભા થયા. એવી ગણતરી પારસીઓના પુસ્તકોમાં પણ જોવામાં આવે છે. જુઓ તેઓ ની દસાતીર નામએ શત હે અફરામ ના. ૨ કા. ૧૬-૨૦ આવી રીતે છે " પ્રથમ આબાદ ને ચુંટયો તેના પછી ૧૩ પેગમ્બરો આબાદ

નામના એક પછી એક મેં મોકલ્યા. આ ૧૪ પેગમ્બરોથી જગત સુધર્યું અને આનંદ પામનાર થયું. આ ૧૪ પેમ્બરો પછી તેમની જ ગ્યાએ બાદશાહો તથા તેના ખલીફાઓ થયા અને તેઓએ જહાંનને સારી રીતે રાખ્યું. જ્યારે એક સો ઝાદ વર્ષ એઓની બાદશાહીને ગુજર્યાં તો આબાદ આરાદ બાદશાહે બાદશાહી છોડી ખોદાની ભક્તી કરનાર થયો. હવે સો ઝાદની ગણુતરી સાંભળો હજાર વર્ષનો એક ફરદ અને હજાર ફરદનો એક વરદ, અને હજાર વરદનો એક મરદ, અને હજાર મરદનો એક જાદ, અને ત્રણુ હજાર જાદનો એક વાદ, અને હજાર વાદનો એક ઝાદ. આવા સો ઝાદ વર્ષ વીતવાથી આપાદ આરાદની બાદશાહી ખતમ થઇ. તો ઉપલી ગણિતને ગુણુવાથી આ આંક આવશે. ૩000, 000,000,000,000, 000,000, 000, અને એની આગળ શત હૈ અફ્રામની શરૂથી ગણુશો તો એથી વધારે આંક આવશે. અને તે પછીની ગણુતરી દસાતીર નામએ શત શાઇ કલયુજી ના. ૩ કા. ૪ આવી રીતે છે "ઓ શાઈ કલયુ જે અલાદના છોકરા જ્યારે રોનક અને જયાનના રાજ કરતા એક **અસપાર** વર્ષે મરી ગયા લોકો બુરા ચલણના થયા તો જૈ આલાદતેઓમાંથી જન્મયો. એને સફરંગે દસાતીર પૃષ્ટ ૬૦માં અસપારના અર્થ એક અબજ લખ્યો છે તો ઉપરની ગણુતરી પછીથી તે જૈઆલાદ સુધીની મુદત એક અબજ થઇ. એવીજ તરેહ બીજી ગણતરીને મેળવો તો સંખ્યા ઘણી વધી જશે. આ ગણુતરીના મુકાબલામાં વેદની ગણુતરી કંઇ વીસાતની નથી. અને પારસીઓની ખોટી માનવી અને વેદની ગણુતરી ખરી માનવી એ વગર પાયાની વાત છે. અનુંક્રમે વર્ષો ન પારસીઓને ત્યાં દર વર્ષે ગણાતા આવ્યાં છે અને ન હિંદુઓને ત્યાં. અને સાત હજારના કહેનારતો ખ્રીસ્તીઓ અને યહુદીઓ છે, અને તેઓનો તો દાવો છે કે અનુંક્રમે વર્ષો અમારે ત્યાં દરવર્ષે ગણાતાં આવ્યાં છે અને તે પ્રમાણે બાઇબલથી સિધ્ધ પણુ થાય છે.

ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૨૨માં દયાનંદજી કહે છે કે "સૃષ્ટિ અને વેદની આ ઉત્પન્તિને એક અબજ સન્તાણું કરોડ ઓગણુત્રીસ લાખ અડતાલીશ હજાર નવશો છોંતેર (૧૯૭૨૯૪૮૯૭૬) વર્ષ થયાં" આ ગુજરાતી ભૂમિકા છપાયલી સંવત ૧૯૬૧ મુંબઈ પ્રમાણે છે, નહીતો તેમની અસલ ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૨૩માં એક અબજ, છંનું કરોડ આઠ લાખ, બાવનહજાર, નવસો છોંતેર (૧૯૬૦૮૫૨૯૭૬) છે.* ફરી આ લાખો વર્ષનો ફેર પડવાનું કારણ શું? અટકલના ઘોડા એવીજ રીતેજ ચાલે છે.

વેદને સૃષ્ટિ બંનેના વખત દયાનંદજીએ સરખા ગણ્યા છે એ પણ ખોટું છે દયાનંદજી સત્યાર્થ પ્રકાશ છપાયલી ૧૮૭૫ના પૃષ્ટ ૨૫૦ માં લખે છે "ઇંદ્રે બૃહસ્પતિથી સંસ્કૃત શીખી અને બૃહસ્પતિએ અંગીરાથી અને તેણે મનુથી અને તેણે વિશટથી અને તેણે બ્રહ્માજીથી શીખી. તો બ્રહ્માજીના ચેલાના ચેલાથી અંગિરા સંસ્કૃત શીખનાર થયા. તો શું સૃષ્ટિની શરૂમાં અંગિરા ઉત્પન્ન થયા (સત્યાર્થ પૃ. ૧૯૨) અને સંસ્કૃતથી અંજાણુ ઉપર વેદ ઊતર્યું? વળી મુણુંડોક ઉપનેશદમાં છે કે બ્રહ્માજીએ પોતાના વડા પુત્ર અથર્વને બ્રહ્મ વિદ્યા શીખવી અને તેણે તે વિદ્યા અંગિરાને શીખવી. આથી સિદ્ધ થાય છે કે સૃષ્ટિની શરૂમાં અંગિરા ઉપર વેદ ઉતરેલું નહી. વળી ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ૭૭માં દયાનંદજી લખેછે "હમેશાં ધર્મનુંજ સેવન કર્યા કરો. જેમ પૂર્વના યથાર્થ જ્ઞાનવાળા વિદ્યાનો (વેદરીતિઅ+) સત્યધર્મનું આચરણ કરતા

---

*એનું કારણુ એ છે કે દયનંદજીએ સૃષ્ટિના વર્ષ ૪૩૨૦૦૦૦૦૦૦ બતાવ્યાં છે. તેમાંથી આ સૃષ્ટિ તથા વેદોની પેદાએશના ૧૯૬૦૮૫૨૯૭૬ લખ્યા. અને આ સૃષ્ટિના બાકી વર્ષ ૨૩૩૩૨૨૭૦૨૪આ હિસાબથી સૃષ્ટિના વર્ષ ૪૨૯૪૦૮૦૦૦૦થયા. હવે ઉપલી ગણતરીથી આ સરવાળમાં ૨૫૯૨૦૦૦૦ની કમી રહી. આ દયાનંદજી ભુલને ગુજરાતી ભુમિકાવાળોસૂધારવા ચાહે છે. શાબાશ દયાનંદીઓ. ગુ. મો.

+ કાઉસમાં રાખેલા શબ્દો ઉર્દૂ ભુમિકામાં નથી, ગુજરાતીવાળાએ વધાર્યાં છે. ગુ. મો.

તેમ તમો પણ કરો" ઇત્ય ઋ૦ અ૦૮ અ૦૮ વ૦ ૪૯ મ૦ ૨ આથી સાફ જણાય છે કે વેદ સૃષ્ટિની શરૂથી નથી. કારણ કે વેદ એકજ વખતમાં ઉતર્યું છે અને તેમાં આગળા લોકોનાં ચલણો થી ધડો લેવાનું તેઓની ચાલપર ચાલવાનું કહેવાયું છે. વળી ભૂમિકાનો તરજુમો અજમેરનો છપાયલો તેના પૃષ્ટ ૨૬માં યજુ આ. ૧૯ માં. ૪૭ * આવી રીતે છે. "આ સંસારમાં બે પ્રકારના જન્મો અમે સાંભળીયે છીએ એક માણસનો જન્મ મેળવવો બીજો નીચેના દરજાનો જાનવર પક્ષી કીડા ઝાડ વગેરે બનવું આજ બંને ભેદોથી સઘળી દુન્યાના જીવો પોત પોતાના પાપ પુણ્યના ફળ મેળવી રહ્યા છે" આથી સારી રીતે વેદનું કદીમ પણું ઉડે છે. અને ખુલ્લી રીતે પ્રગટ થાય છે કે વેદ સૃષ્ટિ ની શરૂથી નથી પણ જે વખતમાં એવો અનુભવ સામાન્ય થયો હતો અને સાંભળવા સંભળાવવાનો વખત આવી લાગેલો ત્યારે વેદ બનેલા. વળી આ મંતરમાં વિચારવાનું છે કે સાંભળનાર કોણ? જો ખોદા છે તો તેણે કોનાથી સાંભળ્યું? અને જો માણસ છે તો તે ઠીક છે પણ એથી વેદ ખોદાનું ઇલહામ કેવી રીતે ઠરશે.?

દયાનંદજી કહે છે "કયા ઇસકે પૂર્વ ખુદા નિકમ્મા બેઠાથા!" આ વાતની શંકા ઇસ્લામ પર કરવા લાગ્યા પણ પોતાની લખેલી વાતને કે પોતાના ધર્મના ફરમાનને જોતા નથી. અમારૂં તો આજ કેહેવું છે કે અલ્લાહે દરેક ચીજને ઉત્પન્ન કરી અને તે દરેક ચીજને જાણનાર છે. દુન્યામાં હાલ જેમ કરી રહ્યા છે તેમ કયામત પછી પણ લોકોના પુણ્ય પાપનો બદલો જંનત જહંનમમાં હમેશ આપવાનું તેનું કામ ચાલુ રહેશે. અને દુન્યાની પેદાએશથી પેહેલાં તે બેકાર હતો કે કામમાં હતો ?એ અમારી સમજથી બહાર છે. હવે સત્યાર્થ પ્રકાશ શું કહે છે તે પર ધ્યાન આપો. તેના પૃષ્ટ ૨૦૮માં છે "વિના કર્ત્તા કોઇ પણ ક્રિયા કે ક્રિયાજન્ય પદાર્થ નથી બની શકતો. જે પૃથ્વી આદિ પદાર્થોમાં જે સંયોગ (તરકીબ) વિશેષથી રચના દેખાય છે તે અનાદિ [કદીમ] કદી થઇ શકતી નથી" વલી પૃષ્ટ ૪૦૩માં છે "જે સંયોગ (તરકીબ)થી ઉત્પન્ન થાય છે તે અનાદિ અને અનન્ત કદી નથી થઇ શકતું" જેનો સાર આ છે કે આખી સૃષ્ટિ સંયોગથી બનેલી છે અને જે સંયોગથી બનેલી હોય તે કદી અનાદિ કે અનન્ત થઇ શકતી નથી. તો સિદ્ધ થયું કે દુન્યા અનાદિ નથી. હવે સૃષ્ટિ ઉપર તમો અબજો લેશો તેમ ગમે તેટલા કલ્પ માનસો તો પણ સૃષ્ટિ ની શરૂ માનવા વગર છુટકો નથીં કારણ કે આપનુંજ કહેવું કે "જે સંયોગથી બને છે તે સંયોગની પૂર્વ નહીં હતું અને વિયોગ [ઇનિફે સાલ]ના અંતમાં નથી રહેતું" [સત્યાર્થ પૃષ્ટ ૨૦૮] તો આપની વાતથી સિધ્ધ થયું કે કોઈ વાર ખુદા નકામો જરૂર બેઠો હશે. જો તમે એમ કહેતા હો કે સૃષ્ટિનો અગરજે આરંભ અને અંત છે પણ એક પછી એક થયાંજ કરે છે સૃષ્ટિની પૂર્વે પ્રલય અને પ્રલયની પૂર્વે સૃષ્ટિ એવીજ રીતે થતું આવે છે [સત્યાર્થ પૃષ્ટ ૨૧૨] તો આ કહેવું દયાનંદજીના કહેવા પ્રમાણે પણ ખોટું થાય છે. કારણ કે સત્યાર્થ પૃષ્ટ ૧૯૮માં માને છે કે અનાદિ પદાર્થ ત્રણ છે. ઇશ્વિર જીવ અને જગતનું કારણ (પ્રકૃતિ) તો ફરી ચાર પદાર્થ એટલે દુન્યાનો સીલસીલો પણ અનાદિ થયો. અને એજ નાસ્તિકપણાનું મુળ છે. અને એવો સીલસીલો [ તાર ] કદી ચાલી શકતો નથી. જેના અનેક અકલી દાખલા મેં મારી ફીલસુફીની કસોટી અધ્યાય ૧ લામાં લખ્યા છે. આ વાત તો ખુલ્લી છે કે એક ચીજ જે ભાગોથી બની હોય તે ભાગોની હસ્તિ પ્રથમ છે. એટલે એક વખમ જરૂર એવું હોવું જોઇએ કે તે ભાગો હોય પણ તે પૂરૂં, ભાગોથી બનેલું નહોય જેમકે સત્યાર્થ પૃષ્ટ ૨૦૮ માં પણ છે કે "જે સંયોગથી બને છે તે સંયોગની પૂર્વ નહીં હતું" એમ છતાં સૃષ્ટિ ના સિલસિલાને અનાદિ માનવું બુદ્ધિ વાળાઓનું કામ નથી. અને દયાનંદજીએ પણ સૃષ્ટિની

* મુંબાઇમાં છપાયલો ભુમિકાનો ગુજરાતી તરજુમો તેમાં એ મંતર નથી. ગુ૦ મો.

પૂર્વે પ્રલય અને પ્રલયની પૂર્વે સૃષ્ટિનો સિલસિલો તો કહ્યો પણ તેના વીષે કોઇ અકલી દાખલો લખ્યો નથી.

૧૭ જબ હમને તુમસે પ્રતિજ્ઞા કરાઇ ન બહાના લોહુ અપને આપસકે ઔર કિસી અપને આપસકો ઘરોંસે ન નિકાલના ફિર પ્રતિજ્ઞા કી તુમને ઇસકે તુમ હી સાક્ષી હો. ફિર તુમ વે લોગહો કિ અપને આપસ કો માર ડાલતે હો એક ફિરકેકો આપ મેં સે, ઘરોં ઉનકે સે નિકાલ દેતે હો. મં ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૭૭,૭૮.

**સમીક્ષક** ભલા પ્રતિજ્ઞા કરાની ઔર કરની અલ્પજ્ઞોંકી બાત હૈ વા પરમાત્માકી? જબ પરમેશ્વર સર્વજ્ઞ હૈ તો ઐસી કડાકુટ સંસારી મનુષ્ય કે સમાન કયોં કરેગા? ભલા યહ કોનસી ભલી બાત હૈ કિ આપસકા લોહૂ ન બહાના અપને મત વાલોંકો ઘરસે ન નિકલના અર્થાત દુસરે મતવાલોં કા લોહુ બહાના ઔર ઘરસે નિકાલ દેના. યહ મિથ્યા મુર્ખતા ઔર પક્ષપાતકી બાત હૈ. કયા પરમેશ્વર પરથમહીસે નહીં જાનતા થાકિ યે પ્રતિજ્ઞાંસે વિરૂધ્ધ કરેંગે? ઇસિસે વિદિત હોતા હૈં કિ મુસલમાનો કા ખુદાભી ઇસાઇયોંકી બહુતસી ઉપમા રખતા હૈ. ઔર યહ કુરઆન સ્વતંત્ર નહીં બન સકતા. કયોંકિ ઇસમેંસે થોડીસી બાતોકો છોડ કર બાકી સબ બાત બાયબિલકી હૈ. ॥ ૧૭ ॥

**જવાબ** દયાનંદજીએ આ કહી "પ્રતિજ્ઞા કરાની ઓર કરની અલ્પજ્ઞોંકી બાત હૈ" વેદનું ખંડન કર્યું છે. ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨૬, ૨૭ "ઉપાસનાનો ઉપદેશ કરનાર અને તેને ગ્રહણ કરનાર બંનેની પાસે **ઈશ્વર પ્રતિજ્ઞા કરે છે,** જ્યારે તમે સનાતન બ્રહ્મની સ્થિર આત્મા અને સત્ય ભાવથી નમસ્કારાદિ સહ ઉપાસના કરશો ત્યારે હું તમને આશિર્વાદ આપીશ કે જેમ **પરમ વિદ્યાનોને ધર્મ** માર્ગ યથાવત પ્રાપ્ત થાય છે તેમ તમને બંનેને સત્યકીર્તિ પ્રાપ્ત થાઓ. અને હે મોક્ષ માર્ગના પાલન કરનારા મનુષ્યો તમે સર્વે સાંભળો કે **પૂર્વે જે ઉપાસકો હતા** તે પ્રકાશ સ્વરૂપ વિદ્યા ઉપાસના યુકત. કર્મો તથા સુખસ્વરૂપ જન્મ સુખ સાધનમાં સ્થિત થયેલા છે તેવી રીતે ઉપાસના કરનારા તમને પણ હું ઉપાસના યોગમાં યુકત કરૂં છું" * આમાં તો ખુલ્લી રીતે ઇશ્વરનું પ્રતિજ્ઞ કરવાનું લખેલું છે તો દયાનંદજીના એકરાર પ્રમાણે વિદિત થાય છે કે વેદ ઇશ્વર કૃત નથી તથા તે ઇશ્વરને સર્વજ્ઞ માનતા નથી. આ કુરઆન શરીફના મુકાબલાનું પરીણામ છે. દયાનંદજીને આટલી પણ ખબર નથી કે આ જગ્યા પ્રતિજ્ઞાની મતલબ આજ્ઞાને તાકીદ થી ભારદઈ બયાન કરવું છે.

દુશમનો સાથે લડવાનું બયાન આ આયતમાં નથી છતાં તે વિષે શંકા કરવી એ દયાનંદજીની ચાલાકી છે. એ આયતમાં તો આપસમાં એક બીજાનું ખૂન નહીં કરવાનું તથા પડોસી ઉપર એહસાન કરવાનું કે આપસમાં એખલાસથી રહી કોઇને ઘરથી નહીં કાઢવાનું બયાન છે જેના વિષે કોઇ અકલવાળો શંકા કરી શકે નહીં. કુરઆન શરીફમાં કાફેરો સાથે જેહાદ કરવાનું છે. તેના ઉપર વારંવાર દયાનંદજી શંકા કર્યા કરે છે એ શંકા કરવામાં દયાનંદજીએ લાજને કોરે મુકી છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૪૧ માં યુધ્ધ કરવાની વિધિ સ્પષ્ટ રીતે લખી છે, છતાં કુરઆન પર શંકા કરે તાજુબ છે. હવે વેદ જેહાદ વિષે શું કહે છે તે દયાનંદજીના ભૂમિકામાં વાંચીએ. તેના પૃષ્ટ ૧૭૮ માં છે "અમે જે વિશ્વના રક્ષક પરમેશ્વર્યવાન સારૂં યુદ્ધ કર્તા અત્યન્ત શૂર જગતનો રાજા, અનંત બલવાન શકિતમાન તથા

* આ શ્લો. યજુર્વેદ આ. ૧૧ મં. ૪ નીછે એથી સિધ્ધ થાય છે કે વેદ દુન્યાની શરૂથી નથી. અને દયાનંદજી જે એવો દાવો કરે છે (સત્ય પૃ. ૧૯૨) એ મિથ્યા છે. કારણ કે એ મંત્રમાં "પરમ વિદ્યાનો" તથા "પુર્વના ઉપાસકો" નો હવાલો અપાયલો છે. અને દરેક કલ્પમાં આજ વેદ હતાં તો જરૂર આ શબ્દો પણ તેમાં હોવાજ જોઈએ. પણ અનાદિ પદાર્થ તો ઈશ્વર જીવ અને પ્રકૃતિ ત્રણજ છે તો જરૂર સૃષ્ટિ અનાદિ થશે નહીં તો કોઇ કલ્પ સર્વથી પહેલું થશે અને તેની શરૂમાં કેટલાક લોક સારા ચલણના થયા હશે તે પછી વેદ ઉતરી તેમાં તે લોકોનો હવાલો અપાયલો એ ખુલ્લું છે ગુ. મો.

શકિતપ્રદ ઘણા શૂરવીરોવડે સેવિત ન્યાયથી રાજ્ય પાલન કરનાર યુદ્ધમાં સ્વવિજયને માટે ઇંદ્રપરમાત્માનો આશ્રય લઇએ છીએ તે પરમધન પ્રદાતા ઇંદ્ર સર્વ શકિતમાન ઇશ્વિર સર્વે રાજ-કાર્યમાં અમને નિરંતર વિજય સુખ આપો" યજુ૦ આ૦ ૨૦ મં૦ ૫૦ વળી પૃષ્ટ ૧૮૦ માં છે "પ્રજા તથા સભાસદે સર્વ રાજાઓના રાજા પરમેશ્વરને જાણીને સર્વે સભાઓમાં સભાધ્ય-ક્ષનો અભિષેક કરવો જોઇએ. સર્વ મનુષ્યોએ પરમેશ્વર અને સર્વોપકારક ધર્મનોજ આશ્રય લઇને યુદ્ધ કરવું જોઇએ તથા સેનાપતિ અને સભાધ્યક્ષે સભાના આશ્રયથી વિચાર પૂર્વક ઉત્તમ સેના બનાવીને સદૈવ પ્રમપાલન તથા યુધ્ધ કરવું" અથર્વ કા૦ ૧૫ અનુ૦ ૨ વ૦ ૯ મં૦ ૨ હવે આ યુધ્ધ પોતાના મતવાળાઓ સાથે છે કે બીજાઓને સાથે? જો પોતાનાઓ સાથે છે તો જે વેદ ધર્મ પોતાનાઓ સાથે યુધ્ધ કરવાનું કહે તે બીજાઓને તજે એ બનવા જોગ નથી. અને જો તજશે તો ઘણું બેવકુફીનું ગણાશે. અને જો બીજા ધર્મવાળાઓની સાથે યુધ્ધ કરવાનું કહે છે તો ઇસ્લામને માફક થયું અને "ભલા યહ કોનસી ભલી બાત હૈ કિ આપસકા લોહૂ ન બહાના અપને મત વાલોંકા ઘરસે ન નિકાલના અર્થાત દુસરે મતવાલોંકા લોહૂ બહાના ઔર ઘરસે નિકાલ દેના યહ મિથ્યા મુર્ખતા ઔર પક્ષપાતકી બાત હૈ" એ વેદ ઉપર પણ લાગુ પડશે.

દયાનંદજીનું કહેવું "કયા પરમેશ્વર પ્રથમ હીસે નહીં જાનતાથા કિ યે પ્રતિજ્ઞાસે વિરૂધ્ધ કરેંગે?" તેનો જવાબ કે બેશક અલ્લાહ જાણતો હતો પણ જેવી રીતે વેદ વિરૂધ્ધ જૈન બુધ વગરે નિકળશે એવું જાણવા છતાં વેદમાં આજ્ઞાઓ લખી તેવી રીતે સમજો. વળી વેદમાં છે. "પ્રમેશ્વર મનુષ્યોને આશિર્વાદ આપે છે કે તમારા અગ્નિયાદી અસ્ત્ર, શતઘ્ની [ તોપ ] ભુશુણ્ડી ( બંદુક ) * આદિ આયુધો અને ધનુષ બાણુ, તલવાર આદિક શાસ્ત્રો મારા અનુગ્રહથી દ્દઢ થાઓ. અને તેથી તમો દુષ્ટ લોકોનો પરાભવ કરો † તે હથિયારો અત્યંત મજબુત અને સર્વગુણયુકત હોવાં જોઇએ. તેની સહાયથી તમે શત્રુના સૈન્યને હાંકી કાઢો. તમારૂં સૈન્ય ઉત્તમ રાખો" ઋ. અ. ૧ અ. ૩ વ. ૧૮ મં. ૨. ભૂમિકા પૃષ્ટ ૧૨૨. હવે વિચારવાનું છે કે આર્યાઓ ખોદાની આજ્ઞા ઉપર ચાલનાર નથી જેનું ફળ તેઓને મહમુદ ગજનવી [રહ] મોહમ્મદ ગુરી વગેરેને હાથે ચાખવું પડયું છે ફરી આ મંત્રમાં શા માટે શસ્ત્રો તેજ કરવાનો હુકમ કરે છે? શું ખોદા જાણતો નહોતો?

કુરઆન બૈબલ ઉપરથી લેવાયલું છે. "એ પાદરીઓનું જૂઠ્ઠુ દયાનંદજી ચાટી રહ્યા છે. એનો પૂરાવો શો? મલતા મજમુન થવાથી એક બીજાથી લીધેલું સિધ્ધ થાય નહીં, એને માટે પૂરાવો જોઇએ. વળી કુરઆન જેમ અલ્લાહનું કલામ છે તેમ તૌરાત ઇનજીલ પણ અલ્લાહનું કલામ છે તો તૌરાત ઇનજીલમાં કહેલી વાતો અલ્લાહે કુરઆનમાં પણ કહી. એ વિષે ઇજહા-રૂલ હકમાં ઘણી લંબાણ બહસ લખી ચુકયો છું

૧૮—યે વે લોગ હૈં કિ જીન્હોંને આખેરતકે બદલે જીન્દગી યહાંકી મોલ લેલી. ઉનસે પાપ કભી હલકા ન કિયા જાવેગા ઔર ન ઉનકો સહાયતા દી જાવેગી મં૦ ૧ સિ૦ ૧ સુ૦ ૨ આ૦ ૭૯.

**સમીક્ષક** ભલા ઐસી છબ્યાં દૂશકી બાતેં કભી ઇશ્વરકી ઓર (તરફ) સે હો સકતી હૈ? જીન લોગોં કે પાપ હલકે કિયે જાયંગે વા જીનકો સહાયતા દી જાવેગી વે કોન હૈ? યદિ વે પાપી હૈં ઔર પાપોકા દંડ દિયે વિના હલકે કિયે જાવેંગે તો અન્યાય હોગા. જો સજા દેકર હ-

* તોપ બંદુકનો તરજુમો દયાનંદજીનો કલપીત છે. પ્રાચીનના કોઇ વિદ્યાને એ તરજુમો કર્યો નથી. ગુ. મો.

† દુષ્ટોને મારવાનો હુકમ બૈબલમાં પણ છે છતાં પાદરીઓ ઈસ્લામને વગોવે છે જેનો ઉત્તર મારી ચોપડી "જેહાદની હકીકત" માં છે અને તેઓની દેખાદેખી દયાનંદીઓ પણ વગોવે છે અને જૂઓતો તેઓના વેદમાં દુષ્ટોને મારવાનું છે. ખુદાને નહીં માનનાર મુર્તી પૂજા કરનાર કુરઆનને નહીં માનનાર એથી વધારે કોણ દુષ્ટ.

હલકે કિયે જાવેંગે તો જીનકા બયાન ઇસ આયતમેં હૈં યેભી સજા પા કે હલકે હો સકતે હૈં. ઔર દંડ દેકર ભી હલકે ન કિયે જાયંગે તો ભી અન્યાય હોગા. જો પાપોંસે હલકે કિયે જાને વાલોંસે પ્રયોજન (મતલબ) ધર્માત્માઓંકા હૈં તો ઉનકે પાપ તો આપહી હલકે હૈ ખુદા કયા કરેગા? ઇસિસે યહ લેખ વિદ્વાનકા નહીં. ઔર વાસ્તવમેં ધર્માત્માઓંકા સુખ ઔર અધર્મિયોંકા દુઃખ ઉનકે કર્મોકે અનુસાર સદૈવ દેના ચાહિયે. ॥ ૧૮ ॥

**જવાબ** અલ્લાહ તઆલા પોતાના નાફરમાનોને પોતાનો ગજબ બતાવે અજાબની હકીકત સંભળાવે તો દયાનંદજીને ઇર્ષા (હસદ) તથા દ્વેષ જણાય છે. આ અંધેરનું પણ કંઇ ઠીકાણું છે. બદકારોને સજા કરવાનો હુકમ પોહોંચાડવો એ તો ખુદાનું કામજ છે. હવે વેદ શું કહે છે તે આપની ભૂમિકા પૃષ્ટ ૧૨૨ થી લખું છું "જે ઠગ કિંવા દુષ્ટ છે તેવા મનુષ્યોને માટે આ આશિર્વાદ નથી અર્થાત સદાચરણી ઉપરજ ઇશ્વર દયા કરે છે અને દુષ્ટાચારીઓ ઉપર નથી કરતો." ઋ. અ. ૧ અ. ૩ વ. ૧૮ મં. ૨. દયાનંદજી આ મન્ત્ર પ્રમાણે ખોદાને ઇર્ષા કરનાર તથાં દ્વેશ રાખનાર કહેશો? જો નહીં, તો શામાટે કુરઆન વિષે એવા શબ્દો કહી પોતા ઉપર વિદ્વાનોને હસાવો છો.?

દયાનંદજી પૂછે છે કે તે કયા લોક છે? દયાનંદજી જો એ આયત સાથની આયતને જોતે તો જણાતે કે અલ્લાહના કલામનો નકાર કરનાર લોક છે. જરા "યે વેલોગ હૈં," ના ઇશારાને ધ્યાનમાં લેતે એવા લોકો માટે આપ પણ મનુજીને આધારે કહો છો કે "વેદોના નિન્દક અને વેદોને નહીં માનનાર નાસ્તિક કહેવાય છે" સત્યાર્થ પૃષ્ટ ૬૭, ૨૪૭ અને એવા લોકો માટે વેદ પણ કેવી શિક્ષા બતાવે છે તે ભૂમિકા પૃષ્ટ ૯ માં વાંચો.

**૧૯—નિશ્ચય હમને મુસાકો કિતાબ દી ઔર ઉસકે પીછે હમ પેગમ્બર*કો લાયે ઔર** મરિયમ કે પુત્ર ઇસાકો પ્રકટ મોજિજે **અર્થાત** દેવી શકિત ઔર સામર્થ્ય દીયે ઉસકે **સાથ** રૂહલ કુદસ કે જબ તુમ્હારે પાસ **ઉસ** વસ્તુ સહિત પેગમ્બર આયા કિ જીસકો તુમ્હારા જી ચાહતા નહીં ફિર તુમને અભિમાન કિયા. એક મતકો ઝુઠલાયા+ ઔર એકકો મારડાલ તે હો. મં. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૮૦

**સમીક્ષક** જબ કુરઆન મેં સાક્ષી હૈ કિ મૂસાકો કિતાબ દિ તો ઉસકો માનના મુસલમાનોંકા આવસ્યક (જરૂર) હુઆ, ઔર જો જો ઉસપુસ્તક મેં દોષ હૈં વે ભી મુસલમાનોંકે મતમેં આગિરે, ઔર મોજેજે અર્થાત દેવી શકિતકી બાતેં સબ અન્યથા હૈં ભોલે ભાલે મનુષ્યોંકો બહકાનેકે લિયે ઝૂઠ મૂઠ ચલા લી હૈં કયોંકિ સૃષ્ટિક્રમ ઔર વિદ્યાસે વિરૂધ્ધ સબ બાતેં ઝૂઠી હી હોતી હૈં જો ઉસ સમય મોજીજે થે તો ઇસ સમય કયોં નહીં. જો ઇસ સમય નહીં તો ઉસ સમય ભી ન થે ઇસમેં કુછ ભી સંદેહ નહીં. ॥ ૧૯ ॥

**જવાબ** દયાનંદજી એક વાતને ઘડી ઘડી દોરવી નંમર વધારવાની કોશીશ કરે છે. જેટલી કિતાબો પેગમ્બરો ઉપર ઉતરી હતી તે સર્વને માનવાનું કુરઆન શરીફ કહે છે અને તેમ મુસલમાનો માને છે તેમ તે કિતાબોમાં કંઇ દોષ પણ નહોતો. પણ સાથે કુરઆન એમ પણ બતાવે છે કે તે પુસ્તકોમાં લોકોએ ફેરફાર કર્યો છે. અને પેગમ્બરોના ચમત્કાર [ મોજીઝા ] સૃષ્ટિક્રમ વિરૂદ્ધ નથી પેગમ્બરો જાહેર થાય ત્યારે તેમને સાચવવા તેમના હાથપર ચમત્કાર પ્રગટ થાય એ નિયમ ખોદાએ હમેશથી બાંધેલો છે. તેમ વિદ્યાને પણ વિરૂદ્ધ નથી. દયાનંદજીને જોયતું હતું કે સૃષ્ટિક્રમનું લિસ્ટ આપતે અને ફરી બતાવતે કે સૃષ્ટિક્રમ [ કાનુને કુદરત ]ના ફલાણા કાનુનને વિંરૂધ્ધ છે. તેમ વિદ્યાને વિરૂધ્ધ સિધ્ધ કરતે ફરી કહેતે. વિદ્યા

× પેગમ્બર નહી પણ "પેગમ્બરોકો લાયે" અનેક વચન જોઇએ ગુ. મો.

* આ આયતમાં મતનું બ્યાન નથી પણ પેગમ્બરોનું બયાન છે કે કેટલાક પેગમ્બરોને તેઓએ જુઠવ્યા અને કેટલાકને કતલ કર્યા. દયાનંદજીને તરજુમો સમજવાની પણ આવી લીયાકાત હતી. ગુ. મો.

તો કહે છે કે ખોદા સર્વ શકિતમાન છે અને દરેક મુમકેન ( લાએકની હસ્તિ )ને તે કરી શકે છે. જેવી રીતે અજાએબ કામો કદી કદી થાય છે જેના સેંકડો દાખલા મળી આવે છે તે પણ સૃષ્ટિ ક્રમે વિરુદ્ધ દેખાય છે પણ તેને માટે પણ કોઇ સૃષ્ટિક્રમ હોવોજ જોઇએ અગર- જો અમો જાણુતા નથી તેવીજ રીતે પેગમ્બરોના ચમત્કારો પણ કાનુને કુદરત માફકજ છે અગર જો તે નિયમ અમો જાણુતા નથી. એનો કેટલોક ખુલાસો ના. ૫ તથા ના. ૧૪ માં આવી ગયો છે.

૨૦—ઔર ઇસસે પહિલે કાફિરો પર વિજય ચાહતે થે જો કુછ પહિચાના થા જબ ઉનકે પાસ વહ આયા ઝટ કાફિર હો ગએ. કાફિરોપર લાનત હૈ અલ્લાહ કી. મં. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૮૨.

**સમીક્ષક** કયા જૈસે તુમ અન્ય મત વાલોંકો કાફિર કહતે હો વૈસે વે તુમકો કાફિર નહીં કહતે હૈં ? ઔર ઉનકે મતકે ઇશ્વરકી ઓરસે ધીક્કાર દેતે હૈં. ફિર કહો કૌન સચ્ચા ઔર કૌન ઝુઠા ? જો વિચાર કર દેખતે હૈં તો સબ મતવાલેંમેં ઝૂઠ પાયા જાતા હૈ ઔર જો સચ હૈ સો સબ એકસા હૈં. યે સબ લડાઇયાં મૂર્ખતા કી હૈ. ॥ ૨૦ ॥

**જવાબ** સમીક્ષકજીની આ ઇબારતમાં એક વાકય એવો છે તેને માટે મારે દયાનંદી મિત્રોને ચેતવણી કરવી અવશ્યની છે પણ કોઇ દયાનંદી એ ભાષા નહી જાણુતો હોય તેને સમજવા માટે તેને ગુજરાતીમાં તરજુમો કરૂં છું "જો વિચાર કરીને જોઇશું તો સર્વ ધર્મોમાં જૂઠ મળી આવે છે અને જે સાચ છે તે સઘલું એકસાં છે આ સર્વ લડાઇયો મુર્ખાઇની છે" આ ઇબારતની મતલબ આ છે કે વેદોકત ધર્મ (આર્યા ધર્મ) સનાતન ધર્મ જૈન ધર્મ પારસી ધર્મ ખ્રીસ્તી ધર્મ વગેરે સર્વ ધર્મમાં જૂઠ મળી આવે છે અને જે સાચી વાત છે તે સર્વમાં સરખી છે. આથી સાફ જણાયું કે વેદોકત ધર્મ પણ દયાનંદજીના માનવા પ્રમાણે બીજા ધર્મના સરખો થયો. ત્યારે સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૬૭માં વેદને નહિ માનનારાઓને નાસ્તિક કહ્યા છે તે એમનાજ ઇકરારથી એમની મુર્ખાઇ થઇ. ત્યા સત્યાર્થ પ્રકાશ રચી બીજા ધર્મોના ખંડન કરવામાં જે માથાકુટ કરી છે તે પહેલા નંબરની તેમની મુર્ખાઇ થઈ. વળી એમના ઇકરાર પ્રમાણે વેદોકત ધર્મ જૂઠથી કોરો નથી. અને ઇસ્લામ વિષે જે શંકાઓ કરી છે તેનો ઉત્તર થયા પછી કુરઆન તથા ઇસ્લામ નિર્ભ્રાન્ત થશે માટે દયાનંદીઓએ આ ઉત્તરોને ધ્યાનમાં લીધા પછી તથા સંતોશ પામ્યા પછી ઇસ્લામ સ્વીકારવું જોઇએ તેમ હવેથી કોઈ ધર્મની નિન્દા તેઓએ નહીં કરવી જોઇએ.

દયાનંદજીનું કહેવું "જૈસા તુમ અન્ય મત વાલોંકો કાફિર કહતે હો વૈસે વે તુમકો કાફિર નહીં કહતે ?" એનો જવાબ કે છો કહેતા, અમને તેની કંઈ ફિકર નથી પણ દયાનંદજીને પોતા માટે ફિકર કરવી જોઇતી હતી કે તેમને તો જેમ ખ્રીસ્તી વગેરે બેદીન કહે છે તેમ સનાતન મતવાળા પૂરાણીઓ પણ બેદીન કાફિર કહે છે. અને વળી દરેક ધર્મમાં જૂઠ છે એવા ઇકરારથી વેદોકત ધર્મમાં પણ જૂઠ લાગુ પડયું, તો એ વેદની નિન્દા થઈ અને વેદની નિન્દા કરનારને આપ સત્યાર્થ પૃષ્ટ ૨૪૭ માં નાસ્તિક કહો છો તો આપના ઇકરાર પ્રમાણે નાસ્તિક પણ થયા. દયાનંદીઓ જોયો ઇસ્લામનો મુકાબલો.

૨૧—આનંદકા સંદેસા ઇમાનદારોંકો. અલ્લાહ ફરિશ્તોં પેગંબરોં જીબરઇલ ઔર મીકાઇલકા જો શત્રુ હૈ અલ્લાહભી એસે કાફિરોંકા શત્રુ હૈ. મં. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૯૦

**સમીક્ષક** જબ મુસલમાન કહતે હૈં કિ ખુદા લાશરીક હૈ * ફિર યહ ફૌજ કી ફૌજ શરીક (ભાગીદાર) કહાંસે કરદી કયા જો ઔરોંકા શત્રુ વહ ખુદાકા ભી શત્રુ હૈ યદિ ઐસા હૈ તો ઠીક નહીં કયોંકિ ઇશ્વર કીસીકા શત્રુ નહીં હો સકતા. ॥ ૨૧ ॥

**જવાબ** શિર્ક એટલે શું એ મારા વાંચ-

* એટલે અલ્લાહનો કોઈ ભાગ્યો નથી. ગુ. મો.

કોને હું પ્રથમ બતાવું છું. શિર્કના અર્થ શબ્દકોશો [લુગત] માં ભાગ કરવાને કહે છે. અને કુરઆન, હદીસના મહાવરા પ્રમાણે ખોદાની જાતમાં અથવા તેની સિફ્ત [ગુણ] માં કે તેના કામોમાં કે તેની બંદગીમાં કોઇને ભેળવુ અથવા ભાગ કરવું છે. તો આ આયતમાં ખોદાની સાથે એમાંની કોઇ બાબતમાં કોઈને ભાગ કરેલો નથી. ફરી દયાનંદજી ઇસ્લામ ઉપર શિર્કનો દોષ શા માટે મુકે છે તે સમજાતું નથી. કદાપી એમ હોય કે ખોદાના નામની સાથે ફિરશતાઓનાં નામો આવ્યાં તેથી શિર્ક સમજતા હોય તો તેમની નાદાની છે. કારણ કે ખોદાના નામ સાથે બંદગી માટે જો કોઇનું નામ લેવાય તો શિર્ક થાય છે. પણ આયતમાં તો તેમ નથી માત્ર યહુદીઓની દુશમની કરવાનું બયાન છે. તેઓ ખોદા સાથે જીબરઇલ સાથે મીકાઇલ સાથે દુશમની રાખે છે * અથવા ફિરિશતાઓને માનવું શિર્ક સમજતા હોય તો પણ તેમની જલાહત છે. કારણ કે જેવી રીતે ખોદાની બીજી મખલૂક છે તેમ ફિરશતા પણ એક જાતની મખલૂક છે. એમ માનવામાં શિર્ક શેનો? દયાનંદજીને પોતાનું લખેલું યાદ રહેતું નથી. ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૫૧ માં તેત્રીસ દેવતા માને છે. ઉર્દુ ભૂમિકામાં અથર્વ કાં. ૧૦ પ્રપા. ૨૩ અનુ. ૪ મં૦ ૨૩ " પરમાત્માના કુદરતના ખજાનાને જેની દેવતા સંભાળ કરે છે કોણ જાણી શકે છે " મં૦ ૨૭ " તેત્રીસ દેવતા તે પરમાત્માના વેંહેચી દીધેલા કામોને પૂરાં કરે છે તેઓ તેની કુદરતના કંઇક મજહર (પ્રકાશ) છે. જે લોકો તે બ્રહ્મ એટલે વેદ અથવા સર્વ વ્યાપક ઇશ્વરને પેહેચાને છે તેજ તે તેત્રીસ દેવતાઓને જાણે છે અને તેઓને તેજ બ્રહ્મને આધારે કાએમ માને છે " ÷ ત્યારે આ ફોજ કયાંથી આવી ? દયાનંદજી કુરઆન શરીફની નિન્દા કરવામાં જરાએ અચકાતા નથી. શિર્કથી દુર રાખવામાં કુરઆન શરીફના જેવું તો શું પણ તેને મળતું પણ એકે પુસ્તક આજે દુન્યામાં નથી. એવા પુસ્તક વિષે શિર્કનો દોષ મૂકીને પોતાની જહાલત જાહેર કરે છે. અને એ બહાને વેદના શિર્કને છૂપાવે છે.

દયાનંદજી પોતે ખોદાની જાતમાં તથા તેના ગુણમાં શિર્ક કરનાર છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૯૮ " પ્રશન–આ જગત પરમેશ્વરથી ઉત્પન્ન થયું છે કે અન્યથી? ઉન્તર–નિમિત્ત કારણ [ઇલ્લતે ફાએલી] પરમાત્માથી ઉત્પન્ન થયું છે. પરંતુ તેનું ઉપાદાન કારણ [ઇલ્લતે માદ્દી] પ્રકૃતિ છે. પ્રશ્ન–શું પ્રકૃતિ પરમેશ્વરે ઉત્પન્ન નથી કરી? ઊન્તર–નહી એતો અનાદિ [અઝલી] છે. પ્રશ્ન–અનાદિ કોને કહો છો. અને કેટલા પ્દાર્થ અનાદિ છે? ઉત્તર–ઇશ્વર, જીવ, અને જગતનું કારણ [પ્રકૃતિ] એ ત્રણ અનાદિ છે " આ પ્રશ્નો અને ઉત્તરોથી સિદ્ધ થાય છે કે અગત્યની હસ્તિ [વાજેબુલ વોજુદ] એકલા ખોદા માટે દયાનંદજી માનતા નથી, પણ જીવ અને પ્રકૃતિને અનાદિ [અઝલી] માનાથી કરોડો અગત્યની હસ્તિ માને છે. એથી વધારે બીજો કયો શિર્ક છે. વળી અનાદિ થવું એ ખાસ ખોદાની સિફ્ત [ગુણ] છે તેમાં જીવ તથા પ્રકૃતિને દયાનંદજી ભેળે છે એ ખુલ્લું શિર્ક છે. દુન્યાનો પેદા કરનાર માત્ર ખોદાજ છે તેના સિવાય કોઇ ઉત્પન્ન કરનાર નથી એ બાબતમાં સનાતની ધર્મ, ખ્રીસ્તી, યહુદી, અને ઇસ્લામ એકે મતે છે. પણ દયાનંદજી પ્રકૃતિને ઉપાદાન કારણ માની સૃષ્ટિના એ ઉત્પન્ન ર્ક્તા માને છે નિમિત કારણ તથા ઉપાદન કારણ એથી સૃષ્ટિ છે. એજ તેમના શિર્કને ખુલ્લી રીતે જાહેર કરે છે.

વળી વેદમાં પણ શિર્કનીજ શીક્ષા છે. ખોદા સિવાય અગ્નિ, ઇંદ્ર વગેરેની પૂજા તે શી-

* વળી ખોદાના નામ સાથે ફિરશતાઓનાં નામ લેવાં શિર્ક હોય તો દયાનંદજી પોતે ખોદાના નામ સાથે જીવ તથા પ્રકૃતિને લખે છે તે શિર્ક કેમ નહી થાય ? ગુ. મો.

÷ ગુજરાતી ભૂમિકા પૃષ્ઠ ૫૦ માં આ મન્ત્રો છે. પરંતુ એના અર્થ તેમાં લખ્યા નથી માત્ર શતપથ બ્રાહ્મણના અર્થ લખ્યા છે. ગુ. મો.

ખવે છે, સામ વેદ *સંહિતા ભાગ ૧ આ. ૧ ફસલ ૧ પ્રપાઠક ૧ શ્લો. ૯ ઓ અગ્નિ તને અથર્વએ હોમ કરનારાઓના માથાઓને આસમાનથી ઘસીને ઉત્પન્ન કરી હતી. ભાગ ૧ આ. ૧ ફસલ ૨ પ્રપાઠક ૨ શ્લો. ૧૦ ચમકતી અગ્નિને માણસે એ દીવા સળીથી પાકી શ્રધ્ધાની સાથે બે હાથોના હલાવવાથી ઉત્પન્ન કરી છે. ભાગ ૧ આ. ૧ ફસલ ૨ પ્રપાઠક ૩ શ્લો. ૧ અગ્નિ માણસના બળતણથી જગાડાયો છે. કે સવારથી મળે જે દુધ આપનાર ગાયની તરેહ ચાલી આવે છે. જેવી રીતે જુવાન ઝાડ પોતાની ડાળીઓને ઉંચાણમાં કહાડે છે તેવી રીતે અગ્નિના ભડકાં આસમાનના ગુંબજ તરફ ચડે છે. ‡ ભાગ ૧ આ. ૧ પ્રપાઠક ૩ શ્લો. ૨ માં અગ્નિના વિશેષણો આવી રીતે છે. ચમકતો દેવતા કીલાને નાશ કરનાર—સુનેરી દાઢીવાળી—પોતાના બકતર સાથે ઘણીજ મોટી છે. " આ મંત્રોથી અગ્નિની હકીકત જણાઈ ગઇ કે તે એક એવી વસ્તુ છે કે બળતણથી નીકળે છે. નોકદાર છે આસમાનની તરફ ઉંચે જાય છે દીવા સળીથી ઉત્પન્ન થાય છે વગેરે. જેના વિષે નાપડાય નહીં. તથા આ અગ્નિથી મતલબ ઇશ્વર છે અને અગ્નિ ઇશ્વરનું નામ છે એવી બનાવટ દયાનંદજીની કદી આ જગ્યા ચાલશે નહીં. હવે આ અગ્નિની પૂજાનું બયાન સાંભળો. સામવેદ ભાગ ૧ આ. ૧ ફસલ ૧ પ્રપાઠક ૧ મં. ૩ અમો અગ્નિને કાસીદની રૂએ પસંદ કરીએ છીએ તે આ પવિત્ર વિધિનો હુનરવાન બંદોબસ્ત કરનાર છે તે એવો હોત્ર છે કે જેની પાસે સઘળી દોલત ભેગી છે. પ્રપાઠક ૨ મં. ૧ ઓ અગ્નિ દેવતા લોકો નમ્રતા પૂર્વક શક્તિને માટે તારી સ્તુતી કરે છે તું દુશમનોને નુકસાનીની તકલીફ આપ. પ્રપાઠક ૩ મં ૧ હું આ જગ્યા મજબુત ઐકતાને માટે અગ્નિને બુલાવું છું. કે જે તમને સારો ભાગ્ય આપેછે અને અમારી પવિત્ર વિધિઓમાં આવે છે. મં. ૨ ઓ અગ્નિ તું પોતાના અણીદાર ભડકાથી દરેક ખુની હલાક કરનાર શત્રુનો નાશ કરે કદાપી એવું થાયકે અગ્નિ લડીને અમારે માટે દોલત જીતે. ફસલ ૨ પ્રપાઠક ૧ મં. ૬ આ અગ્નિ માલિક છે સારા ભાગ્ય, બહાદુરી, દોલત, સારી ઓલાદ, અને બેહિસાબ ગાયોનો તે દેવતા છે દુશમનથી લડનાર છે. અધ્યાય ૨ ફસલ ૧ પ્રપાઠક ૧ મં. ૧ ઓ અગ્નિ ઘણી માનતાઓને સાથે હું તારો સાચો સેવક છું. મં. ૪ ઓ અગ્નિ તું હવન [હોમ]ના કામમાં મોટો હુનર રાખે છે તો ઓ અગ્નિ તું દેવતાઓને આ પ્રમાણીક પુરૂષની પાસે લાવ. જે કે ખુશી ખુશીથી તારી પૂજા કરે છે. તારો રોબ અમારા દુશમનોને આધે હકારે છે. પ્રપાઠક ૨ મં. ૨ ઓ અગ્નિ જે કોઈ તને અંતઃકરણથી પસંદ કરે છે તે તારી મદદથી તે વસ્તુને જીતે છે. જે તેને માટે બહાદુર ઓલાદ લાવે છે. અને મોટાં કામ કરે છે. મં. ૭ ઓ અગ્નિ તું અમારી પાસે એવું માન અને બહાદુરી લાવ કે જે અમારા ઘરના દરેક લાલચી દુશમનને અને કપટ તથા દ્વેશવાળા લોકોને જીતે. મં. ૮ જો કે અગ્નિ માણસોની પૂરતી રીતે માલિક મનુના ખાનદાન + પર મેહેરબાન છે માટે તે રાક્ષસોને અમારેથી જલદી દુર કરે છે." એ સિવાય અગ્નિની પ્રાર્થના સામ વેદમાં ઘણી જગ્યા છે. *

---

* સામવેદ સંહિતા ઉર્દુ છપાયલું વિદ્યા સાગર પ્રેસ બરોડા જીલે અલીગઢ સને ૧૮૯૭ ઇ. પ્રથમ આવૃત્તિ પૃષ્ઠ ૧-૧૪થી આ શ્લોકો ઉતર્યાં છે ગુ. મો.

‡ દયાનંદજી આસમાનનો નકાર કરે છે પણ આ મંત્રમાં આસમાનને ગુંબજ જેવું લખ્યું છે અને મુસલમાનો પણ એવીજ રીતે માને છે. ગુ. મો.

+ મનુ સ્મૃતી આ. ૧માં મનુજીએ દુન્યાની શરૂઆતનું વર્ણન કર્યું છે. જેથી સિદ્ધ થાય છે કે મનુજી દુન્યાની શરૂમાં નહોતા. અને મનુજીના ખાનદાન ઉપર મેહેરબાની કરવાનું વર્ણન આ મંત્રમાં આવ્યું તો મનુજી પછી આ મંત્ર બનેલું હોવું જોઇએ ગુ. મો.

* દયાનંદીઓ મુસલમાનોથી શરમાઇને ખોદા સિવાય બીજાની પૂજાનું ના પાડે છે પણ એ ના પાડયું બનાવટી છે જેથી કદી તેઓ-

દયાનંદીઓની ટેવ આવી રીતની ચાલુ છે કે જ્યારે વેદાદિ પ્રમાણો તેમના મત વિરૂદ્ધ બતાવવામાં આવે તો ઝટ કહી દે છે કે આ તરજુમો ખોટો છે+ હવે તેઓ આ મંત્રો વિષે શું કહે છે તે જોવાનું છે. મનુંજી પણ ખોદા સિવાય બીજાની પૂજા શીખવે છે મનુ અ. ૨ શ્લો. ૧૮૧ માં આવી રીતે છે "જો સ્વપ્નામાં વગર ઇચ્છાએ વિર્ય નીકળે તો ગુસલ કરી સુર્યની પૂજા કરીને આ મંત્રનો ત્રણ વાર જપ કરે" આથી પણ સિધ્ધ થાય છે કે વેદમાં સુર્યની પૂજા કરવાનું છે જેથી મનુજીએ લખ્યું નહીંતો મનુજી કદી લખતે નહીં.

કદાપી કોઇ દયાનંદી એમ કહે કે વેદમાં મુર્તિપૂજા કે અન્ય દેવની પૂજા નથી એના પ્રમાણ દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૯૫ માં યજુ: અ. ૪૦ મં. ૯ યજુ: અ. ૩૪ મં. ૪૩ કેનોપનિનાં આપ્યાં છે તો તેનો જવાબ કે સત્યાર્થ પ્રકાશનું ખંડન "દયાનંદ તિમિર ભાષ્કર"ના પૃષ્ટ ૩૭૪-૪૪૫ માં એનો પૂરતી રીતે જવાબ છે અને તે જવાબમાં વેદથી મુર્તિ પૂજા સિદ્ધ કરી દયાનંદજીના લખાણનું પોકલપણું પ્રગટ કર્યું છે.

દયાનંદજી કહે છે "ક્યા જો ઓરોંકા શત્રુ વહ ખુદાકાભી શત્રુ હૈ યદિ ઐસા હૈ તો ઠીક નહીં ક્યોંકિ ઇશ્વર કિસીકા શત્રુ નહીં હો સકતા" આ ઇબારતથી તો જણાય છે કે દયાનંદજીને આવી ખુલ્લી ઇબારત સમઝવાની પણ લિયાકાત નહોતી. એની મતલબતો ખુલ્લી છે કે પેગમ્બરો સાથે તથા જીબરઇલિ સાથે જે તેઓ દુશમની રાખતા હતા તેનું કારણ આ હતું કે તેઓની મરજી વિરૂધ્ધ હજરત જીબ્રઇલિ અલ્લાહનો હુકમ લાવતા અને પેગમ્બરો તેને પ્રગટ કરતા. પણ એ કામ તો તેઓના અખત્યારનું નહોતું તેઓ તો એમાં ખોદાના હુકમને તાબે હતા. તો તે નારાજી ખોદાની સાથે થઇ એજ ખોદાની દુશમનાઈ એનો દૃષ્ટાંત આવી રીતે છે કે એક સિપાઈ સરકારી હુકમ પોહોંચાવવા આવે હવે જો કોઈએ હુકમ નહીં માને, તે સિપાઇનું અપમાન કરે તો તે સરકારનું અપમાન કરનાર ગણાય છે. કોરટમાં એક માજીસ્ટરને કંઈ અપમાનના શબ્દો કહેવાય તે સરકારનું અપમાન ગણાય છે અને તેને સજા થાય છે તેવીજ રીતે આને પણ સમજવું. વળી ખોદા કોઈની સાથે મોહબ્બત રાખે તેની મતલબ કુરઆનના મહાવરા પ્રમાણે તેને લાભ આપવો છે અને ખોદા કોઈની સાથે દુશમની રાખેછે એટલે તેને અન્યાય કરશે છે. એ અર્થ પ્રમાણે "ઇશ્વર કિસીકા શત્રુ નહીં હો સકતા" કદી ખરૂં પડી શકતું નથી. દયાનંદજીને એ વિષે કોઈ દલીલ લખવી જોઇતી હતી પણ મારી લખેલી મતલબતો ઋગવેદાદિ ભાષ્ય ભુમિકા પૈષ્ટ ૧૨૨ માં દયાનંદજી પોતે લખી ચુકયા છે, "આ આશિર્વાદ સદ્વર્તન રાખનાર માણુસોનેજ છે પણ જે ઠગ કિવા દુષ્ટ છે તેવા મનુષ્યોને માટે આ આશિર્વાદ નથી સદાચરણી ઉપરજ ઇશ્વર દયા કરે છે અને દુષ્ટાચારીઓ ઉપર નથી કરતો" ઋ૦ અ૦ ૧ અ૦ ૩ વ૦ ૧૮ મ૦ ૨. ખોદા જેને આશિર્વાદ નહીં આપતો આ કોણ લોક છે? આ તેજ લોકો છે કે જેને કુરઆનમાં ખોદાના દુશમન અથવા ખોદા કાફેરોનો દુશમન કહ્યા છે. દયાનંદજીએ વિચાર્યું કે અમો તો જેના શત્રુ થઇએ છીએ તેને બનતી કોશીશે નાશ કરીએ છીએ. તો ફરી ખોદા યહુદીઓનો શત્રુ થાય અને એવી રીતે નહીં કરે? પણ એ તેમની ભૂલ છે ખોદા કોઈની રોઝીનો દરવાજો તેના ગુનાહને લીધે બંધ કરતો નથી.

૨૨. ઔર કહેહોકિ ક્ષમા [ માફી ] માંગતે

---

થી રાત્રું પણ બોલાય જાય છે. તા. ૨૧મી જુનના સને ૧૯૦૦ ના દેશી મિત્રના પૃષ્ટ. ૧૦-૧૨માં આર્ય સમાજ મંત્રી તિલકચંદ તારાચંદનું ભાષણ છે જેમાં ઇંદ્ર દેવતા માટે અગ્નિનો હોમ કરવાની આજ્ઞા કરી છે. ગુ. મો.

+ દયાનંદીઓ વેદ વેદ કહ્યા કરે છે. વેદ ફેલાવો કરવાની આજ્ઞા આર્યા સમાજના ત્રીજા નિયમમાં ખુલ્લી રીતે થઈ છે છતા દયાનંદીઓ પોતાના તરફથી વેદનો તરજુમો પ્રગટ કરતા નથી. અને સનાતન ધર્મવાળા યુરોપવાળા જે તરજુમો પ્રગટ કરે છે તેને ખોટો કહે છે એ કેટલી અફસોસની વાત છે. ગુ. મો.

હૈ હમ ક્ષમા કરેંગે તુમારે પાપ ઔર આધિક ભલાઇ કરને વાલોંકે મં૦ ૧ સિ૦ ૧ સ૦ ૨ આ૦ ૫૪.

**સમીક્ષક**—ભલા યહ ખુદાકા ઉપદેશ સબકો પાપી બનાને વાલા હૈ વા નહી. ક્યોંકિ જબ પાપ ક્ષમા હોનેકા આશ્રય મનુષ્યોંકો મિલતા હૈ તબ પાપોં સે કોઇ બી નહીં ડરતા ઇસલિયે એસા કહને વાલા ખુદા ઔર ખુદાકા બનાયા હુઆ પુસ્તક નહી હો સકતા. ક્યોંકિ વહ ન્યાયકારી હૈ અન્યાય કભી નહી કરતા ઔર પાપ ક્ષમા કરનેમેં અન્યાયકારી હો સકતા હૈ [ ૨૨ ].

**જવાબ** તૌબા, પશ્ચા-તાપથી ગુનાહ માફ થાય છે કે નહીં ખ્રીસ્તીઓ યહુદી હિન્દુઓ અને મુશલમાન સર્વે માને છે કે તૌબા કર્યાથી પાપ માફ થાય છે પણ દયાનંદજી માને છે કે તૌબા કબુલ થતી નથી એ બાબતને દયાનંદજી અનેક જગામાં લખશે. પણ દયાનંદજી તૌબાના અર્થ સમજ્યાં નથી. અને ઇસ્લામ ઉપર શંકા કરી પોતાની જહાલતજ બતાવી નથી પણ પોતાના ધર્મથી પણ અજ્ઞાનતા પ્રગટ કરી છે,અથવા જાણી બુજીને ધોકો આપવા ઇસ્લામ ઉપર ખોટી શંકા કરી છે.

રૂગવેદાદિ ભાષ્ય ભુમિકા પૃષ્ટ ૮૦ માં દયાનંદજી લખે છે "સર્વ મનુષ્યોએ ઇશ્વિરનીજ સહાયની ઇચ્છા કરવી. કારણ તેની સહાય વિના સત્ય ધર્મનું જ્ઞાન અને અનુષ્ટાન કરવાની શક્તિ પ્રાપ્ત થતાં નથી." એ પછી યજુ. અ. ૧ મ. ૫ લખ્યું છે. તેના "અર્થ હે અગ્નિ (જ્ઞાનસ્વરૂપ પરમાત્મા) હે સત્યપતે સત્ય ધર્મનું આચરણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે. જે રીતે સત્યધર્મનું આચરણ કરવાને હું સમર્થ થાઉં તે રીતની સિધ્ધિ મારી પાસે આપની કૃપાથી સદૈવ રહો. હું જે વ્રત ધારણ કરવાની ઇચ્છા કરૂં છું તે આ છે. હું અધર્મ ચરણ છોડીને સત્ય ધર્મનો સ્વીકાર કરૂં છું" હવે આ કરાર પ્રમાણે તે કરાર કરનારને કંઈ લાભ થશે કે નહીં ? જો લાભ નહીં થવાનું કહો તો વેદ મંત્ર વ્યર્થ જાય છે. તો જરૂર લાભ થવાનો ઇકરાર કરવો પડવાનો. અને એજ કરારને ઇસ્લામી મહાવરામાં તૌબા કહે છે તો ફરી તેથી લાભ કેમ નહીં થાય ?

હમારી શરીઅતમાં તૌબા કરવી આ છે કે પોતાના ગુનાહો ઉપર પશ્ચાતાપ અફસોસ કરે અને આઇન્દા (ભવિષ્ય) માટે તે ગુનાહોને છોડવાનો પાકો વિચાર કરે અને ખોદા તરફ વલણ કરી ગુનાહોની માફી ચાહે. આ તૌબા એવી છે કે દરેક શહવત પરસ્ત કરી શકતો નથી નસીબદારથીજ થાય છે. ગુનહગારે ન ખોદાને જોયો અને ન તેના અઝાબ (દુઃખ)ને જોયો માત્ર તેની કુદરત તથા તેની ખોદાઇની નિશાનીથી જાણે છે કે કોઇ છે. એટલા ઉપરથી પોતાનો ગુનોહ યાદ કરી ઇનસાન ખોદાની આગળ ગગડે છે આજેઝી કરે છે નાક ઝમીન ઉપર રગડે છે. હવે આ આજેઝી તથા નમ્રતાનું પણ કોઈ ઠીકાણું થવું જોઇએ કે જ્યાં અદલ ઇનસાફના પણ અર્થ પૂરા થાય. હવે જો એના પાપ માફ થયા તો ઠીક છે નહીં તો કહેવું પડશે કે તે બાપડાની સાથે ઇનસાફ નહીં થયો આ ગરીબ ઉપર અદલ નહીં વપરાયો. તો તૌબાનું કબૂલ થવું એજ ઇનસાફ છે અને સાચા દિલથી કરેલી તૌબાને કબૂલ કરવામાં રહમ અને અદલ બંને ભેગાં થાય છે. *

દુન્યામાં જેટલા સારા ગુણો છે જેમકે દયા કૃપા સખાવત વગેરે એ સર્વ અલ્લાહના ગુણોના નમુના છે અને તે સમુદ્રનું એક ટીપું સરખાં છે. તો હમો જોઇ રહ્યા છીએ કે એક ઘણોજ સખ્ત દિલ શેઠ જે ઘણોજ કનજુસ હોય અને દયાનું તેમાં નામ પણ ન હોય તે જ્યારે પોતાના નોકરના ચોખ્ખા મન્નને જોશે અને સારી રીતે જાણશે તો તેની આજેઝી અને પશ્ચાતાપથી તેનો ગુનોહ માફ કરે છે. અને જુઓ તો તેના દિલની હાલત તે જાહેર રીતેજ

* સત્યાર્થ પૃષ્ટ ૧૭૧ માં દયાનંદજી માને છે કે દયા અને ન્યાય બંને ગુણો ખોદાના ભેગા થઈ શકે છે. પણ તેનો ખોલાસો એવી રીતે કર્યો છે કે આખી જગતથી નીરાલો. ગુ. મો.

જાણે છે અંદર ઉતરી જાણી શકતો નથી. બનવા જોગ છે કે નોકરે મકર કરી જાહેરમાં આજેઝી કરી હોય અને દિલમાં બુરાસજ રાખી હોય. પણ ખોદા તો સારી રીતે દિલોનો હાલ જાણે છે તેનું ભીતર તેના ઉપર છૂપુ નથી તેની આગળ બનાવટ કે ફરેબ થઈ શકતાં નથી. તે જ્યારે બન્દાના ચોખ્ખા મનને જાણે તેની સાચી આજેઝીને જુએ અને ફરી નહી બખશે તો તે ઘણો કંજુસ ગણાય. જે ખોદાને લાએક નથી. ખોદા માટે એ ગુણ નહીં માનવાનો કોઈ પૂરાવો નથી.

હવે દયાનંદજીના માનેલાં પુસ્તકોમાં તૌબા કબૂલ થવાના દાખલા મળી આવે છે તે વાંચો.

મનુસ્મૃતિ અ. ૫ શ્લો. ૪૫, ૪૬ પોતાની ઇચ્છા ન છતાં અજાણમાં પાપ થયું તો તે ઠેકાણે પ્રાયશ્ચિત્ત છે એમ કેટલાક પંડિતોએ કહ્યું છે પરંતુ બીજા પંડિતો તો શ્રુતિની આજ્ઞા ઉપરથી પોતાની ઇચ્છાથી કરેલા પાપમાં પ્રાયશ્ચિત કરવું ગટિત છે એમ માને છે. અજાણમાં અથવા પોતાની ઇચ્છા ન છતાં પાપ થયું તો તેનું નિવારણ વેદના અમુક મંત્ર ભણેથી થાય છે. પણ જાણી જોઇને રાગ દ્વેષથી પાપ થયું તો તેનો દોષ નાના પ્રકારના પ્રાયશ્ચિત્તથી દૂર થાય છે. મનુ અ. ૧૧ શ્લો. ૨૨૭–૨૩૧ એ રીતે પ્રાયશ્ચિત્ત કરવાથી જે દ્વિજના અપરાધ પ્રગટ થએલા છે. તેઓ મુકત થાય છે પરંતુ જે અપ્રસિધ્ધ દોષ છે તેને સારૂ તો સભાએ મંત્ર અને હોમનું પ્રાયશ્ચિત્ત આપવાથી તેની શુધ્ધિ થાય છે. ઉઘાડી રીતે દોષ માની જવાથી, પશ્ચાતાપ (તૌબા)થી, તપશ્ચર્યા (રિયાજત)થી અને વેદાધ્યયનથી પાપી પુરૂષ પોતાના પાપમાંથી છૂટો થાય છે, અથવા બીજાં ધર્મ કાર્ય ન થઇ શકે તો દાનથી તે મુકત થાય છે. જેણે પાપ કીધું હોય તે જો સાચી રીતે અને ખુશીથી કબૂલ કરે તો તે પોતાના પાપમાંથી કાંચળીમાંથી સાપની પેઠે છૂટો થાય છે. અને જેમ જેમ માણસ પોતાના દુષ્ટ કર્મની નિન્દા કરે તેમ તેમ અધર્મના કલંકથી તેનો આત્મા છૂટો થાય છે. કોઇ માણસ પાપ કરી તેનો ખરેખરો પશ્ચાત્તાપ કરે તો કરેલા પાપમાંથી મુકત થાય છે પરંતુ માત્ર એમજ કહે કે હવે પછી હું પાપ નહીં કરું તો તે પાપ કરતો મટે ત્યારેજ તેની શુધ્ધિ થાય છે * ભગ્વદગીતા અ. ૧૮ શ્લો. ૬૬ "સર્વ ધર્મને છોડી માત્ર મારાજ શરણમાં આવ હું તને સર્વ પાપોથી મુક્તિ આપીશ તું અફસોસ નહી કર." આ વગર બીજા ઘણા શ્લોકો છે પણ નમુના માટે આટલા બસ છે. આમાં સાફ રીતે પ્રાયશ્ચિત્તથી પશ્ચત્તાપથી ખોદાના શરણથી અને દાનથી પાપો માફ થવાનું બયાન છે. જો સજા આપ્યા વગર પાપ માફ થતા નહોય અને સજા કરવી અગત્યની હોય તો આ વસ્તુઓથી કેમ માફ થાય છે? ભાગવદ્ગીતા વગેરેમાં એવા ઘણા પ્રમાણો છે.

દયાનંદજી કહે છે "યહ ખુદાકા ઉપદેશ સબકો પાપી બનાનેવાલા હૈ વા નહી" ઇત્ય. આ એમની નવીન મનતેક (લોજીક) છે. પશ્ચાત્તાપથી ગુનાહ માફ થાય છે એમ માનનારા દુન્યામાં કરોડો છે અને તેઓમાં ખોદાનો ડર રાખનાર લાખો છે. અને આર્યાઓ ઘણાજ થોડા છે અને તેઓ માને છે કે પશ્ચાત્તાપ કર્યાથી ખોદા પાપ માફ કરતો નથી તે જરૂર શીક્ષા કરશે છતાં હજારો લોક ગુનાહમાં સપડાયા છે ચોરી દગાબાજી સમાજના રૂપીયા ખાય જવા અને લડાઈ ફીસાદ કર્યાજ જાય છે. તો ફરી દયાનંદજીની વાત કેમ ખરી પડે. વળી દયાનંદજીએ આટલું નહીં વિચાર્યું કે દુન્યાના કારબારમાં જ્યારે કોઇ શેઠ કોઇ ચાકરનો ગુનેહ માફ કરે છે અથવા કોઇ હાકેમ કોઈ ગુનેહગારને છોડી દે છે ત્યાં તે ગુનેહગારને પોતાની કસૂરના માફ થવાની ખાતરી પણ પૂરતી રીતે થાય છે છતાં તે પાપ કરવા ઉપર દિલેરી કરતો નથી, તો ફરી ખોદાના માફ કરવાની જાણ ખાતરી પૂરવક આ દુન્યામાં થતી નથી

* આર્યા સમાજના વડા પંડિત તુલસીરામે મનુનો તરજુમો કર્યો છે તેને પણ આ શ્લોકો મળતા છે. અને સત્યાર્થ પૃષ્ટ ૬૧ માં દયાનંદજીએ મનુસ્મૃતિને માની છે ગુ. મો.

તે કેમ કરીને ગુનાહ કરવામાં ઉત્તેજન આપનાર થાય.? દયાનંદજીએ આવા ધોકાથી કામ લીધું છે.

૨૩ જબ મુસાને અપની કૌમકે લિયે પાની માંગા હમને કહા કિ અપના અસા (દંડ) પત્થર પર માર ઉસમેંસે બારહ ચસ્મે બહ નિકલે મ. ૧ સિ. ૧ સૂ. ૨ અ. ૫૬

**સમીક્ષક** અબ દેખીયે ઇન અસંભવ બાતોંકે તુલ્ય દુસરા કોઈ કહેગા એક પત્થરકી શીલામેં ડંડા મારનેસે બારહ ઝરનોંકા નિકલના સર્વથા અસંભવ હૈ, હાં ઉસ પત્થરકો ભીતરસે પોલા કર ઉસમેં પાની ભર બહાર છિદ્ર કરનેસે સંભવ હૈ અન્યથા નહીં. ॥ ૨૩ ॥

**જવાબ** આ મુસા [અલે]નો ચમત્કાર [મોઅજેઝો) છે એને દયાનંદજી અસંભવીત બતાવે છે. પણ અસંભવીત થવાનો કોઇ પૂરાવો આપ્યો નથી. પેગમ્બરોનો મોઅજેઝો એ ખરૂં જોતાં અલ્લાહનું કામ તેઓના હાથ ઉપર પ્રગટ થાય છે. એજ માટે કહેવાયું કે "કોઈ રસૂલને શકિત નથી કે ખોદાના હુકમ વગર કોઇ નિશાની (મોઅજેઝો) લાવે સુરા મોમિન ૪૦; ૭૮ અને ખોદાની કુદરત (શકિત) આગળ પત્થરથી પાણી કાઢવું નાસ્તિક વગર કોઇ અસંભવિત ગણે નહીં. કુરઆન પોતે કહેછે કે " હમને કહા કિ અપના અસા પત્થર ઉપર માર " એટલે ખોદાએ મુસાને કહ્યું અને મૂસાએ તેમ કર્યું એ કામ ખોદા આગળ કંઇ મુશકેલ નથી. ફરી દયાનંદજી કહેછે "હા ઉસ પત્થરકો ભીતરસે પોલા કર ઉસમેં પાની ભર બહાર છિદ્ર કરનેસે સંભવ હૈ" આ વાંચી મને હસી આવે છે. આ કામતો દરેક માણુસ કરી શકે છે ફરી તેમાં નવાઇ શી. આ તો મોજેઝાનું બયાન છે. જેણે આખા જગતને ઉત્પન્નં કર્યું તેના કામમાં શંકા કરવી કે અસંભવિત ગણવું તે પોતાની અકલનો નમુનો બતાવવો છે.

હવે એવા કામ મહાત્માઓના હાથ ઉપર થઈ શકે છે તેના પૂરાવા દયાનંદજીના માનેલા પુસ્તકોમાં તપાસીએ જેથી લોકોને વિદિત થશે કે દયાનંદજી લોકોને ધોકો આપે છે, અથવા છૂપી રીતે નાસ્તીક છે.

દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૬૧માં પાંતજલ (યોગ) શાસ્ત્ર માને છે. તેના સુત્ર ૧ પાદ ૪માં લખ્યું છે કે યોગી જ્યારે મેહનત કરે છે તો તેને અષ્ટ [ આઠ ] સિદ્ધિ મળે છે. અણિમા, મહિમા, ગરિમા, વગેરે હવે એ દરેક સિદ્ધિનો હાલ જાણનાર અને તેને માનનાર મોઅજેઝાનો નકાર કરી શકતો નથી. વળી દયાનંદ છાંગ લો વૈદક કાલીજના સંસ્કૃતના પ્રોફેસર પંડિત આર્યમોની ભગવદ્ગિતાની ટીકાના પ્રસ્તાવનામાં કૃષ્ણજીને યોગીઓના સરદારમાની યોગની શકિત આવી રીતે પ્રગટ કરે છે "જેવી રીતે પાંતજલ યોગ દરશણ કાલીયા પાદના અગયારમાં સૂત્રની ટીકામાં ચિત બળથી દંડકારનીયાને શોનીયા કરવું સમુદ્રનું સુકાવી દેવું * વગેરે યોગીઓની શકિતમાં બયાન થયું છે " હવે જ્યારે સમુદ્ર ખાલી કરવાની શકિત માનય થાય તો પત્થરમાંથી પાણી કાઢવાની શકિત નહીં માનવાનું કારણ સમજાતું નથી. વળી મનુ અ. ૧૨ શ્લો. ૫૦ સારા લોકો પ્રકૃતિ પ્રમાનું ઉપર કાબુ ધરાવે છે "તો તે કાબુને આધારે પાણી નીકળે એમાં નવાઇ શી? વળી દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૨૪૩માં સત્વ ગુણ વાળા વિષે આવી રીતે લખે છે. "જે ઉત્તમ સત્વગુણ યુકત થઇને ઉત્તમ કર્મ કરે છે, તે બ્રહ્મા સર્વ વેદના વેત્તા, વિશ્વસૃજ સર્વ સૃષ્ટિક્રમ વિદ્યાને જાણીને વિવિધ વિમાનાદિ યાનોને બનાવવાવાળા, ધાર્મિક, સર્વોત્તમ બુદ્ધિયુકત અને અવ્યકતના જન્મને તથા પ્રકૃતિ વશિત્વ સિદ્ધિને પ્રાપ્ત થાય છે " અને એ વિષે મનુ. અ. ૧૨ શ્લો. ૫૦નો પ્રમાણ આપ્યો છે. આમાં ખુલ્લું કહેવાયું છે કે ઉત્તમ સત્વગુણવાળો વિશ્વસૃજ [કાનુને કુદરતના ઇલ્મ )ને જાણીને તરેહ તરેહની ચીજોને બનાવી શકે છે. તથા અવ્યકત [ લતીફ માદ્દા]ને

* એટલે ચિત અથવા દિલ તથા મગજની શકિતથી મોટા જંગલને ખાલી કરી નાખવું તથા સમુદ્રને સુકવી દેવો. ગુ. મો.

શિકલમાં લાવવાને તથા પ્રકૃતિ [ઇલ્લતે માદ્દી] ને કાબુમાં લાવવાને સત્તા મેળવે છે. અને જાહેર છે કે પાણી વગરેનો મુળ પ્રકૃતિજ છે તો એનાથી પાણી પ્રગટ કરે. અફસોસ કે દયાનંદજીને પોતાનું લખેલું પણ ધ્યાનમાં રહેતું નથી.

જો કોઈ દયાનંદી એમ કહે કે ખોદા પોતાના કાનુને કુદરતને વિરૂધ્ધ કરી શકતો નથી. * તો ફરી ચમત્કારો ખરા કેમ પડે. તેનો જવાબ કે બેશક અલ્લાહ પોતાના કાનુને કુદરતને વિરૂદ્ધ કરતો નથી. અને ચમત્કારો પણ તેના કાનુને કુદરતને માફકજ છે. જો તમે કાનુને કુદરતનો અંત જાણ્યો હોય કે તેની સંખ્યા જાણી હોય તો કહો તેમાંથીજ એ કાનુન જણાશે. અને જો તેનો અંદાજો તમારી જાણમાં નહોય તો જાણો કે ચમત્કાર ખોદાની કુદરતના કાનુન પ્રમાણે છે પણ તે કાનુન અમારી જાણમાં નથી. માણસની તથા જાનવરોની પેદાશમાં કદી કદી જાહેર રીતે કાનુને કુદરતને વિરૂધ્ધ જણાય છે અને તેથી તેવી વસ્તુને લોકો અજાએબીની નજરે જુવે છે તથા અજાએબ ખાનામાં રાખે છે અને આખર આજ કહેવું પડે છે કે એના બનાવવાનો કોઈ કાનુન હશે. એવોજ હાલ ચમત્કારનો છે.

ચમત્કાર ખરો છે એવું મુસલમાનો યહુદીઓ ખ્રીસ્તીઓ હિન્દુઓ બોધ ધર્મવાળા જૈનો વગેરે સર્વ માને છે અને તેઓ પોત પોતાના માનેલા મહાપુરૂષો માટે એ બનાવ બનવાનું કહે છે અને એનો નકાર કરનાર માત્ર આર્યાઓ તથા કેટલાક સાઇંસવાળા છે જેઓ ચમત્કાર માનનારાઓની ગણતરીના મુકાબમાં સેંકડે એક પણ નથી. તો ચમત્કાર નહીં માનવા માટે દયાનંદજીને તેમનોજ વાક્ય અતરે લખી જણાવું છું. સત્યાર્થ પૃષ્ટ ૫૧૬ "જો દૂસરે મતોંકો કિ જીસમેં હજારોં ક્રોડોં મનુષ્ય હૈ ઝુઠા બતલાવે ઔર અપનેકો સચ્ચા ઉસ્સે પરે જૂઠા દૂસરા મત કોન હો સકતા હૈ." દયાનંદીઓ આ વાક્ય વાંચી પોતેજ દયાનંદ માટે ઇનસાફ કરશે.

૨૪–ઔર અલ્લાહ ખાસ કરતા હૈ જીસકો ચાહતા હૈ સાથ દયા અપની કે. મ. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૯૭

**સમીક્ષક** ક્યા જો મુખ્ય ઔર દયા કરનેકે યોગ્ય ન હો ઉસકોભી પ્રધાન બનાતા ઔર ઉસપર દયા કરતા હૈ? જો ઐસા હૈ તો ખુદા બડા ગડબડિયા હૈ ક્યોંકિ ફીર અચ્છા કામ કૌન કરેગા? ઔર બુરે કર્મ કૌન છોડેગા? ક્યોંકિ ખુદાકિ પ્રસન્નતાપર નિર્ભર કરતે હૈં કર્મ ફલપર નહીં ઇસસે સબકો અનાસ્થા હોકર કર્મોચ્છેદ પ્રસંગ હોગા. ॥ ૨૪ ॥

**જવાબ** આ આયતમાં કોઈ તરહની શંકા કરવાની જગ્યા નથી છતાં પોતાની ટેવ પ્રમાણે દયાનંદ નકામો બકવો કરે છે. એટલુંજ નહીં પણ જે વાત વિષે દયાનંદજી કુરઆન ઉપર શંકા કરે છે તેવી વાત તેમના માનેલા પુસ્તકોમાં છે આથી તો તેમની અજ્ઞાનતા અથવા હઠ ધર્મિ વિદિત થાય છે. સત્યાર્થ પૃષ્ટ ૬૧ માં કઠ ઉપનિષદને તેવણ માને છે તેના ૨; ૩૩ માં આવી રીતે છે "આ પ્રમાત્મા બતલાવવાથી અથવા કહેવાથી મળી શકતો નથી. મગજ કસવાથી કે વિચાર કરવાથી મળી શકતો નથી પણ જેને તે કબૂલ કરે છે તેનેજ તે પ્રાપ્ત થાય છે. તે આત્મા તેને માટે પોતાની હકીકત જાહેર કરે છે" * આ મંત્રમાં "જેને તે કબૂલ કરે છે" ઇત્ય છે એ મજકુર કુરઆનના શબ્દોને મળતા છે. હવે જે શંકા કુરઆન ઉપર કરી છે તે એના ઉપર પણ લાગુ પડે છે કે "ક્યા જો કબૂલ કરનેકે યોગ્ય ન હો ઉસકોભી કબૂલ કરતા હૈ જો એસા હૈ તો ખોદા બડા ઇત્ય. દયાનંદજીને જો કુરઆન નહીં આવડતું હતું તો કોઇથી શીખતે. એટલું પણ જો નહીં થતે તો કોઇ આલિમથી એના

* ચમત્કારનો નકાર કરનાર અલીગઢવાળા તથા યુરોપના કેટલાક નાસ્તિકો હમેશા એવીજ શંકા કર્યા કરે છે. ગુ. મો.

* દયાનંદજીના પ્રથમ ચેલા પંડિત ભીમસીન શરમા સાહેબે એવી રીતે એ મન્ત્રનો અર્થ કર્યો છે. ગુ. મો.

અર્થ પૂછતે ફરી શંકા કરતે. કુરઆન પોતે એ આયતની ટીકા બીજી આયતમાં કરે છે "અલ્લાહ જેને નબી કરે છે તેના હાલથી સારી રીતે જાણકાર છે" સૂરા અનઆમ ૭; ૧૨૫

હવે આપણે વેદને તપાસીએ યજુ૦ અ૦ ૨૧ મં૦ ૨૨. ઓવરાટ! પોતાની ઇનાયતની નજરથી હું મુક્તિના ચાહનારની † ઇચ્છા પુરી કર. અને મને સઘળુ સુખ અથવા તમામ જહાનનું રાજ્ય આપ" આ મંત્ર પ્રમાણે આખા હિંદુસ્થાનના રહેનારા માત્ર હિંદુસ્થાનનુંજ રાજ્ય માંગે તો શું દરેકને મળશે? દરેકને તો મળી શકતું નથી તો જરૂર કોઇ એક પ્રધાન (ખાસ શખ્સ)ને મળશે? ફરી તે ખાસ કેમ થયો? જો કહો કે આગળા કર્મના બદલામાં તો આ માંગણીનો શો લાભ? તો સિધ્ધ થયું કે ખોદા ચાહે તેને ખાસ કરે છે. રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૮૦ માં દયાનંદજી લખે છે સર્વે મનુષ્યોએ ઇશ્વરની સહાયની ઇચ્છા કરવી. કારણ તેની સહાયતા વિના સત્ય ધર્મનું જ્ઞાન અને અનુષ્ટાન કરવાની શકિત પ્રાપ્ત થતાં નથી" હવે જો કર્મફળ પરજ આધાર હોય અને એ વગર ખોદા કંઇ કરે નહીં તો આ માંગણી કેવી? અને ખોદા શા માટે સહાય કરે?

દયાનંદજી કહે છે "કયોંકિ ફિર અચ્છા કામ કૌન કરેગા ઔર બુરે કર્મ કૌન છોડેગા" ઇત્ય. આ વાત ઉપર હાસી આવે છે. મુસલમાનો એ આયતના માનનારા છે છતાં હજારો માણસો સારા કામ કરે છે અને બુરા કામ છોડે છે. અને હઝારો આર્ય સારા કામ કરતા નથી અને બુરા કામો કરે છે. ફરી આ કહેવું કેમ લાગુ પડે.? વળી કુરઆન કહે છે "ઔર અલ્લાહ ખાસ કરતા હૈ જીસકો ચાહતા હૈ સાથ દયા અપની કે" એમ કહ્યું નથી કે "અલ્લાહ સબકો ખાસ કરતા હૈ સાથ દયા અપની કે" ફરી ખોદાની પ્રસંતા ઉપર આધાર રાખી નિર્ભય કેમ થાય? તથા સારા સારા કામો કેમ તજે? અને બુરા કામો કેમ કરે.

૨૫–એસા ન હોકિ કાફિર લોગ ઇર્ષ્યા (હસદ) કરકે તુમકો ઇમાનસે ફેર દેવે. કયું કિ ઉનમેંસે ઇમાનવાલોંકે બહુતસે દોસ્ત હૈ. મં. ૧ સિ. ૧ સૂ. ૨ આ. ૧૦૧

**સમીક્ષક**–અબ દેખિયે ખુદા હી ઉનકો ચિતાતા હૈ કિ તુમ્હારે ઇમાનકો કાફિર લોગ ન ડગા દેવેં કયા વહ સર્વજ્ઞ નહીં હૈ. ઐસી બાતેં ખુદાકી નહીં હો સકતી હૈ. ॥ ૨૫ ॥

**જવાબ** આ વાકયનો તરજુમો દયાનંદજીએ કયાંથી કર્યો છે? અમારા અરબી કુરઆનમાં તો ન આ ભાષાંતરની કોઇ આયત મળે છે અને ન કુરઆનના ભાષાંતરોમાં આ તરજુમો મળે છે* સમીક્ષકજીના દિલનો હાલ તો ખોદાજ જાણે છે કે આ સવાલથી તેમની શી મતલબ છે. ગુજરાતી સત્યાર્થમાં આ૦ નો નમ્બર ૧૦૧ લખ્યો છે તે તો આવી રીતે છે "અને જયારે તેઓની પાસે ખોદા તરફથી એક રસૂલ (પૈગમ્બર) આવ્યો કે જે તેઓની પાસે જે [તૌરાત વગેરે] છે તેની સત્યતા બતાવનાર છે ત્યારે જેઓને કિતાબ આપવામાં આવી તેમાંના એક ટોલાએ અલ્લાહની કિતાબને પીઠ પાછળ ફેંકી દીધી. જાણે તેઓ જાણતાજ નથી." અને ઉર્દૂ સત્યાર્થમાં નમ્બર ૧૧૦ નો છે તે આવી રીતે છે. "તમો નમાઝને કાએમ રાખો (બરાબર પઢા કરો) અને ઝકાત આપો. અને તમારા જીવો માટે જે ભલું તમો આગળથી મોકલો છો તેને તમો ખોદા પાસે મેળવશો ખચીત જે તમો કરો છો તેને અલ્લાહ દેખનાર છે." સમાજીઓ! કહો આ બંને આયતોમાં શી શંકા છે?

† આ વેદ મન્ત્રથી જણાય છે કે પાપની માફી માંગવાથી માફ થાય છે નહીં તો આ માંગણીની શીખામણ નકામી જાય છે. ગુ. મો.

* દયાનંદજીએ પોતાનું જીવન ચરીત્ર સને ૧૮૭૯–૮૦માં થયોસોફિસ્ટ ઇંગ્રેજી છાપામાં છપાવ્યું હતું. તેનો તરજુમો જબરાનુ વાળા દલપતરાયે ઉર્દૂમાં કર્યો છે તેના પૃષ્ટ ૫૮માં છે કે મને ભંગ પીવાની ટેવ પડી. તો કદાપી આ શંકા પણ ભંગ પીને લખી હશે. ગુ. મો.

સત્યાર્થ પ્રકાશના ઉર્દુ ભાષાંતર કરનારાઓ પર અફસોસ છે કે તેઓએ સત્યાર્થનો તરજુમો કરતી વેળા કુરઆન શરીફનો તરજુમો સામે રાખ્યો છે. પણ આટલું નહીં થયું કે જ્યાં દયાનંદજીનો લખેલો તરજુમો નહીં મળ્યો તે નમ્બરને કાપે. અને જો કાપવામાં સામે પારટીનો ડર હતો તો તેઓથી પત્ર દ્વારે પૂછતે. અને જો તે બાપડા એ લાએક નહોતા અથવા પોત પોતાની દુશમની આ સલાહ મશવરો લેવાથી રોકાણ કરતી હતી તો જેમ ઘણી જગ્યામાં નોટો લખી છે તેમ આ જગ્યા પણ નોટ લખી ખુલ્લું જાહેર કરતે કે સ્વામીજીથી ભૂલ થઇ છે અથવા ઉર્દુ જાણનારાઓએ તેમને ભૂલમાં નાખ્યા છે. પણ એ તો ક્યારે કરતે ? જ્યારે તેમને સત્યની શોધ હતે. પણ તેમને તો ઇનસાફની ગરજ નથી સત્ય શોધની મતલબ નથી. દયાનંદજી જ્યાં દોરે ત્યાં દોરાય છે. ફરી તેઓ દયાનંદજીનું એક નમ્બર શા માટે ઓછું કરે ?

હા, અ૦ ૧૦૯ મી માં તો દયાનંદજીની મતલબ નહીં હોય ? તેના કેટલાક શબ્દો દયાનંદજીના લખેલા શબ્દોથી મળતા છે. જો એમજ હોય તો તે આયતનો પણ તરજુમો અતરે લખી મારા વાંચકોથી ઇનસાફ ચાહું છું. "કિતાબવાળાઓના ઘણા એવું ઇચ્છે છે કે તેઓ તમને તમારા ઇમાન પછી પાછા તમને કુફરની અવસ્થામાં લઇ જાય. તેઓને સત્યતા પ્રગટ થયા પછી તેઓની અદેખાઇને લીધે." જો દયાનંદજીની મતલબ આજ આયત છે તો એથી તો ખોદા સર્વ જ્ઞાની સિદ્ધ થાય છે કે તેણે કાફેરોનો વિચાર જાણી મુસલમાનોને ચેતવણી કરી. હા, વેદ ખોદાને અજ્ઞાન સિધ્ધ કરે છે. "ઓ પરણેલા પુરૂષ સ્ત્રી તમો બંને રાત્રે ક્યાં હતાં હતાં અને ક્યાં રાત કાઢી હતી. તમે ખાણું વગેરે ક્યાં ખાધું હતું. તમારૂં દેશ ક્યાં છે" ઋ. અ. ૭ અ. ૧ વ. ૧૨ મ. ૨

૨૬—તુમ જીધર મુંહ કરો ઉધર હી મુંહ અલ્લાહકા હે. મં. ૧ સિ. ૧ સૂ. ૨ અ. ૧૦૭

**સમીક્ષક** જો યહ બાત સચ્ચી હૈ તો મુસલમાન કીબલે કી ઔર મુહ ક્યોં કરતે હૈં ? જો કહે કિ હમકો કિબલેકી ઔર મુંહ કરનેકા હુકમ હૈ તો યહભી હુકમ હૈ કિ ચાહેં જીધર કી ઓર મુખ કરો. ક્યા એક બાત સચ્ચી ઔર દુસરી જુઠી હોગી. ઔર જો અલ્લાહકા મુખ હૈ તો વહ સબ ઓર (સર્વે તરફ) હોહી નહીં સકતા ક્યોંકી એક મુખ એક ઓર રહેગા સબ ઓર ક્યોં કર રહ સકેગા ઇસલિયે યહ સંગત નહીં ॥ ૨૬ ॥

**જવાબ** દયાનંદજીને જોઇતું હતું કે કોઇ મુસલમાનને એના અર્થ પુછતે ફરી શંકા કરતે. મુસલમાનો આખા કુરઆનનું એક વખતમાં ઉતરવું માનતા નથી. દરેક આયત પોતાના મોકા ઉપર ઉતરે છે. હવે આ આયત ક્યા મોકા ઉપર ઉતરી છે તે ટીકા કારો લખે છે. જ્યારે ખોદાનો હુકમ ઉતર્યો "તમો મારાથી માંગણી કરો હું તે સ્વીકારૂં" તો સાહાબાએ કહ્યું અમો કયી તરફ માંગીએ ? તેના ઉત્તરમાં આયત ઉતરી કે "તુમ જીધર મુહ કરો ઉધર હી મુંહ અલ્લાહકા હૈ" તો સિધ્ધ થયું કે આ હુકમ દોઆ માટે છે. અને કિબલાને મોં કરવું નમાઝ માટે છે. તો ફરી દયાનંદજીનું કહેવું કે "યહ બાત સચ્ચી હૈ તો મુસલમાન કિબલે કી ઓર (તરફ) મુંહ ક્યોં કરતે હૈ ?" એ સવાલ કેમ લાગુ પડે ? વળી હું કહું છું કે દયાનંદજી ન્યાય શાસ્ત્ર (મંતિક, લોજીક) તો જાણતા હશેજ તેમાં સાફ કહેવાયું છે કે એકજ ચીજને માટે હા અને ના થાય તો વિરૂધ્ધતા ગણાય પણ જો એ વસ્તુમાં હા અને ના હોય તો તેમાં વિરૂધ્ધતા નથી. જેમ એક શખ્સ કહે કે ફલાણી વખતે ફલાણો સુરત ગયો અને તેજ વખતમાં બીજો ફલાણો માણસ સુરત નહીં ગયો એ એમાં કંઇ વિરૂધ્ધતા નથી. હવે આયત વિષે કેટલાક ટીકા કારોનો મત છે કે માણસ સ્વારી ઉપર બેસી જંગલમાં નમાઝ પઢતો ચાલે ફરી તેનું મોં ગમે તે તરફ હોય છતાં સર્વ માને છે કે તેની નમાઝ દુરસ્ત છે એવી હાલતમાં કિબલાને મોં ફરવાની

જરૂરત નથી. એ બાબત વિષે આ આયત છે. તો આ રીતે પણ દયાનંદજીની શંકા લાગુ પડતી નથી કે "જો યહ બાત સચ્ચી હૈ તો મુસલમાન કિબલે કી ઓર મુંહ કયોં કરતે હૈ?" તથા "કયા એક બાત સચ્ચી ઔર દુસરી જૂઠી હોગી?" કારણ કે સ્વારી ઉપર ગામ બહાર નમાઝ પઢવી જ્યાં ચાહે મોં રાખીને પઢવાનો હુકમ છે, અને એ સિવાય દરેક નમાઝમાં કિબલા તરફ મોં કરવાનો હુકમ છે. તો બંને સાચી છે કંઈ વિરૂધ્ધતા નથી. વળી માણસ કદી જંગલમાં હોય છે અને કિબલો ઓળખવાની નિશાનીઓ વાદળાને લીધે અથવા બીજા કોઈ કારણને લીધે છુપી હોય છે તે પોતાની અટકલે નમાઝ પઢવાનો. તેને માટે આ જરૂર નથી કે જે જગ્યા કિબલો હોય તેજ તરફ નમાઝ પઢે તેની અટકલ એજ તેનો કિબલો. તેની નમાઝ દુરસ્ત થવાનું પણ આ આયતમાં છે. એવા માણસને કહે છે કે "જીધર મુંહ કરો ઉધર હી મુંહ અલ્લાહકા હૈ." અને બીજાઓને કિબલા તરફ મોં કરવાનો હુકમ. એમાં એક વાત સાચી અને બીજી જૂઠી કેમ થઈ? અને મોંની મતલબ તેની પરસંતા છે તો ફરી દયાનંદજીનું કહેવું "જો અલ્લાહકા મુંહ હૈ તો વહ સબ ઓર હોહી નહીં સકતા" એ લાગુ પડી શકતું નથી.

કિબલા તરફ મોં કરવા વિષેનો વધુ ખોલાસો ના. ૩૦ માં આવશે ઇનશા અલ્લાહ.

૨૭ જો આસમાન ઔર ભૂમિકા ઉત્પન્ન કરને વાલા હૈ. જબ વો કુછ કરના ચાહતા હૈ વહ નહીં કિ ઉસકો કરના પડતા હૈ કિન્તુ ઉસે કહતા હૈ કિ હોજા બસ હોજાતા હૈ. મં. ૧ સિ૦ ૧ સુ૦ ૨ અ. ૧૦૯.

**સમીક્ષક** ભલા ખુદાને હુકમ દિયાકિ હોજા તો હુકમ કિસને સુના ઔર કિસકો સુનાયા? ઔર કોન બન ગયા? કિસ કારણ બનાયા? જબ યહ લિખતે હૈં કિ સૃષ્ટિ પૂર્વ સિવાય ખુદાકે કોઈભી દુસરા વસ્તુ નથા તો યહ સંસાર કહાંસે આયા વિના કારણ કે કોઈ ભી કાર્ય્ય નહીં હોતા, તો ઈતના બડા જગત કારણ કે વિના કહાંસે હુઆ વહ બાત કેવલ લડકપનકી હૈ. (પૂર્વપક્ષી) નહીં નહીં ખુદાકી ઇચ્છાસે (ઉત્તરપક્ષી) કયા તુમ્હારી ઇચ્છાસે એક મખીકી ટાંગ ભી બન જા સકતી હૈ? જો કહતે હોકિ ખુદાકી ઇચ્છાસે યહ સબ કુચ્છ જગત બન ગયા (પૂર્વ૦) ખુદા સર્વ શકિતમાન હૈ ઇસલિયે જો ચાહે સો કરતા હૈ. (ઉ-તર૦) સર્વ શકિતમાનકા કયા અર્થ હૈ? (પૂર્વ) જો ચાહેસો કરસકે (ઉ-તર૦) કયા ખુદા દુસરા ખુદાભી બના સકતા હૈ? અપને આપ મર સકતા હૈ? મુર્ખ રોગી ઔર અજ્ઞાની ભી બન સકતા હૈ? (પૂર્વ) ઐસા કભી નહીં બન સકતા (ઉ-તર૦) ઇસલિયે પરમેશ્વર અપને ઔર દુસરોંકે ગુણ કર્મ સ્વભાવ કે વિરૂધ્ધ કુછ ભી નહીં કર સકતા જૈસે સંસારમેં કિસી વસ્તુ કે બનને બનાનેમેં તીન પદાર્થ પ્રથમ અવશ્ય હોતે હૈં એક બનાને વાલા જૈસે કુહભાર દુસરા ઘડા બનને વાલી મિટ્ટી ઔર તીસરા ઉસકા સાધન જીસસે ઘડા બનાયા જાતા હૈ જૈસે કુહભાર મિટ્ટી ઔર સાધનસે ઘડા બનાતા હૈં ઔર બંનેસે પૂર્વ જગતકા કારણ પ્રકૃતિ ઔર ઉસકે ગુણ, કર્મ, સ્વભાવ અનાદિ હૈં ઇસલિયે યહ કુરઆનકી બાત સર્વથા અસમ્ભવ હૈ ॥ ૨૭ ॥

**જવાબ** ઘણાએ હઠી દુરાગ્રહી મનુષ્ય હોય છે કે જે વકતાના અભિપ્રાયથી વિરૂધ્ધ કલ્પના કર્યા કરે છે. સત્યાર્થ ભૂમિકા પૃષ્ટ ૪ દયાનંદજીને જોઈતું હતું કે કોઇને પૂછી વાકેફ થતે કે "ઉસે કહતા હૈ કિ હોજા બસ હોજાતા હૈ" એની શી મતલબ છે ફરી શંકા કરતે. દયાનંદજી સમજ્યા કે ખોદા આ શબ્દો બોલ્યો જેથી શંકા કરે છે કે "તો હુકમ કિસને સુના? ઔર કિસકો સુનાયા?" ખોદા કોઇના બનાવવમાં "હોજા" ના અક્ષર "હો" અને "જા" અથવા અરબીમાં "કુન"ના અક્ષર "ક" અને "ના" બોલતો નથી. એના બોલવામાં તો બે અક્ષરોની જરૂર પડે છે અને તે અનાદિ નથી. પણ ખોદા તઆલા પો-

તાની શકિતનો એક રૂપ બતાવે છે કે તમારી સમજ પ્રમાણે જે ચીજ જલદીમાં જલદી થાય તે આ છે કે કહેતાંજ થાય. તો તમો સમજો કે મારી કુદરતમાં પણ આજ દસ્તુર છે કે વિચાર કરતાંજ વસ્તુ ઉત્પન્ન થાય છે.

તેમનું કહેવું "સૃષ્ટિ કે પૂર્વ સિવાય ખુદાકે કોઈબી દુસરા વસ્તુ નથા તો યહ સંસાર કહાંસે આયા" આ તેમની એક ખોટી શ્રદ્ધાઉપર આધાર રાખે છે. તેવણ સત્યાર્થ પૃષ્ટ ૧૯૮ માં લખેછે "શું પ્રકૃતિ પરમેશ્વરે ઉત્પન્ન નથી કરી? ઉત્તર. નહીં એતો અનાદિછે" ફરી લખેછે" અનાદી કોને કહોછો અને કેટલા પદાર્થ અનાદિ છે? ઉત્તર. ઇશ્વિર, જીવ, અને જગતનું કારણ એત્રણ અનાદિ છે" આ એવી શ્રદ્ધા છે કે નાસ્તિક વગર કોઇ એને માની શકે નહીં. અને આ ત્રણને માનવામાં દયાનંદજી ત્રી મુર્તીને તથા ત્રીનેટીને સિદ્ધ કરી રહ્યા છે. મોંથી દયાનંદજી ખોદા એક કહે છે પણ ખરૂં જોતાં ક્રોડોને ખોદા જેવા માને છે. સઘળી પ્રકૃતિ અને તમામ જીવ જ્યારે અનાદી થયાંતો તે નતો પોતાની જાતમાં ખોદાના મોહતાજ છે અને ન પોતાના સ્વભાવમાં અને નપોતાના ગુણોમાં. એનુંજ નામ ખોદાની હસ્તિમાં બીજાને ભેગા કરવું છે અને એજ શિરક છે. વળી ખોદાના અર્થ પોતે આવંનાર ( જાહેર થનાર ) ના છે અને સ્વયમ્ભૂના અર્થ "જે આપો આપ પોતેજ છે કોઇથી કદી ઉત્પન્ન નથી થયો" છે સત્યાર્થ પૃષ્ટ ૨૧ ) તો જ્યારે સઘળી આત્મા અને સર્વ પ્રકૃતિ અનાદી થયાં તો તે તમામ ખોદા તથા સ્વયમ્ભૂ થયાં ફરી દયાનંદજી એક ખોદા માનનાર કેમ થાય?

દયાનંદજી હમેશા અકલના ઠોસલા ચલાવનાર હતો જેથી તેની અકલ આ જગ્યા મારી ગઇ અને તે સમજી શકયો નહીં કે જીવ તથા પ્રકૃતિને અનાદિ માનવામાં શુશું નુકસાની છે. પ્રથમ તો આજ કે એવું માનનાર એક ખોદાને માનનાર રહેતો નથી. બીજું આ કે જો આ સઘળા આપો આપ હોય તો ખોદાની હસ્તિ ઉપર કોઇ પ્રમાણ (દલીલ) રહેતો નથી. કારણ કે જ્યારે દયાનંદી મત પ્રમાણે જીવ તથા પ્રકૃતિ આપો આપ હોય ખોદાનાં પેદા કરેલાં નહોય તો માત્ર પ્રકૃતિને એક બીજા સાથે જોડવા માટે તથા તેમાં જીવને લાગવા માટે ખોદાની જરૂરત રહેતી નથી. જે શખ્સ ખોદાને માનનાર નહોય નાસ્તિક હોય તે કહી શકે છે કે જ્યારે આ સઘળી વસ્તુઓને તમો આપો આપ થઇલી માનો છો તો તમારે પાસે કયો પુરાવો છે કે જેથી સિદ્ધ થાયકે એક બીજાને જોડવામાં મેળવવામાં ખોદાની અગત્ય છે. થઇ શકે છે કે એ વસ્તુ જયારે અનાદિ થઇ તો તેના ગુણો પણ અનાદી થવા જોઈએ અને દયાનંદજી પણ એના ગુણોને અનાદિ માને છે અને તે ગુણને આધારે એક બીજાથી પ્રકૃતિ જોડાઇ હોય. વળી મેસમરેઝમ, યોગ શાસ્ત્ર, અને તસવવોફ જાણનાર ઉપર કંઇ છુપું નથી કે આત્મામાં તરેહ તરેહના ગુણ છે અને અજાએબ જાતની શકિત છે કે જે દેહની સાથે મીલાપથી નહીં પણ પોતે આત્મામાંજ છે. હવે જો આ શકિતઓ ખોદાની ઉત્પન્ન કરેલી નહોય અને આપોઆપ થઇલી મનાય તો એમાં પ્રમેશ્વરનું મોટું અપમાન થાય છે. કારણ કે એથી એવું લાગુ પડે છે કે ખોદાથી માત્ર જોડવાનું કામ જે હલકા દરજાનું કામ છે તે થયું અનેએના ગુણો જે અજાએબ વસ્તુ છે જેમાં હજારો હિકમતો સમાઇલી છે તે ખોદાના ઉત્પન્ન કરેલા નથી તે આપો આપ છે. અને આપ થઇલા એ ખોદાના કામથી ઘણી રીતે શ્રેષ્ટ છે. પણ એથી તો તેનિર્બળ તથા નકામા સરખો થયો. અને તેનું હોવું અને નહોવું સરખું થયું. એટલુંજ નહીં પણ જો તેવા ખોદા માટે જો મૌત માનવામાં આવે તોએ જીવને કંઇ અડચણ પડશે નહીં. વળી એવું માનવાથી લાગુ પડે છે કે કોઈ પણ જીવ ઉપર ખોદાની બંદગી અગત્યની નથી. જરૂરી તોર પર તેની પૂજા કરવી જીવો પર લાગુ પડી શકતી નથી. કારણ કે દરેક જીવ એવી હાલતમાં તેને જવાબ આપી શકે છે કે જ્યારે તેં મને ઉત્પન્ન કર્યો

નથી અને મારી શક્તિ તાકત અને લાએકાતને તેં સરજી નથી તો તારૂં મારા પર શો હક્ક છે કે મારાથી પૂજા જબરદસ્તીથી કરાવે છે નકામુ જબરાઈ કરી મારાથી કામ લેવું અન્યાય છે. વળી ખોદા જ્યારે જીવનો ઉત્પન્ન કરનાર નથી તો તે જીવો માટે " સર્વવ્યાપક " પણ થઇ શકતો નથી અને જ્યારે તે જીવોનો વ્યાપક નહીં થયો તો પરમેશ્વરમાં અને જીવોમાં આડ અને પરદો થવાનો. અને જ્યારે પરદો થયો તો પરમેશ્વર સર્વાન્તર્યામી નહીં થયો તો તેના પરમેશ્વર પણામાં નુકસાની આવેછે. વળી આત્મામાં હમેશ ફેરફાર થયા કરે છે.* બાળ પણમાં જે જ્ઞાન જીવને હોય છે તેથી વધુ મોટા થતાં થાયછે. તેમ શીખવાથી જ્ઞાન વધે છે બીમારીથી તેમ વૃધ્ધ પણાથી જ્ઞાન ઘટે છે તથા તેની શકિત યોગ માર્ગે વધે છે મેસ મરેઝમથી તથા હઠમે તવજ્જોહથી શકતી ખોલે છે અને એ કામ છોડવાથી પાછી શકિત જતી રહે છે. અને જે ચીજ ફેરફાર થયા કરે તે અનાદી થઇ શકતી નથી. તો સિદ્ધ થયું કે જીવ અનાદિ નથી.

હવે હું દયાનંદજીના લખેલાં તથા માનેલાં પુસ્તકોથી એ શ્રધ્ધાનું ખોટાઇ લખુછું. આર્ય સમાજના ૧૦ નિયમો જે ભૂમિકાની છેવટે તથા ઉર્દુ સત્યાર્થની શરૂમાં લખાઇલા છે તેમાં ૧ લો નિયમ આ છે " સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિમુલ પરમેશ્વર છે " હવે જીવ તથા પ્રકૃતિ જ્યારે વિદ્યાથી જાણવામાં આવી તો તેનો મુલ પણ પરમેશ્વર થયો. અને જ્યારે જીવ તથા પ્રકૃતિનો મુલ પ્રરમેશ્વર થયો, તો તે અનાદિ કયાં રહ્યાં? દયાનંદજી એ પોતાના ભુમિકા પૃષ્ટ ૯૩-૯૬માં ઋ. અ૦ ૮ અ૦ ૭ વ૦ ૧૭ થી ૭ મંત્રો લખ્યા છે તેમાંથી ૧ લાના તથા ૭માના અર્થ પોતે લખ્યા છે અને

* રૂગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૭૩ માં છે કે " જે બુધ્ધિનો તૃપ્તિ કર્ત્તા છે સંપુર્ણ જ્ઞાનનો દાતા છે " આથી સિધ્ધ થયું કે આત્માના ગુણ અનાદિ નથી. કારણ કે જ્ઞાન તથા બુધ્ધિ એ આત્માના ગુણ છે ફરી એ કેમ અનાદિ થાય શુ. મો.

બીજાના અર્થ છોડી દીધા છે જેથી હું પણ અતરે આ બેનાજ અર્થ નકલ કરૂં છું. ૧ લાના અર્થ " આ સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલાં શૂન્ય આકાશ પણ ન હોતું તેનો વ્યવહાર નહોતો. સૃષ્ટિની પૂર્વે પ્રકૃત્યાત્મક અવ્યકત એવું આ સૃષ્ટિનું સત સંજ્ઞક પ્રધાન કારણ તે પણ ન હોતું ત્રીગુણાત્મક પ્રકૃતિનીજ પ્રધાન એ સંજ્ઞા છે. રજ પરમાણુ સૂક્ષ્માં ન હોતાં સ્થુલ જગતને રહેવાનું સ્થાન આકાશ પણ નહોતું. પણ પરબ્રહ્મનું જાણે કે સામર્થ્યજ સુક્ષ્મ અને સર્વનું આદી કારણ જેને 'પરમ કારણ મહા કારણ ' એવાં નામો પણ આપેલાં છે તેજ માત્ર હતું. ધુમસનું પાણી અલ્પ હોવાથી પૃથ્વીને શું આચ્છાદન [નહી] કરી શકશે? અગર તે પાણી વડે નદીઓમાં પૂર (હેલ) આવી શકશે? નહીં અર્થાત ધુમસનું પાણી ગહનકિંવા ગંભીર છે શું? નહીં આ ધુમસનું પાણી અતી અલ્પ હોવાને લીધે પૃથ્વીને આચ્છાદન કરી શકતું નથી. તેજ રીતે આ જગત શુધ્ધ અને કલ્યાણકારક બ્રહ્માના કરતાં અલ્પ હોવાને લીધે તેના ઉપર આ વરણ કરવામાં અશકત છે" આમાં દયાનંદજી પોતે લખે છે કે " સૃષ્ટિની પૂર્વે પ્રકૃત્યાત્મક અવ્યકત એવું આ સૃષ્ટિનું સત સંજ્ઞક પ્રધાન કારણ તે પણ નહોતું " ફરી પ્રકૃતિ અનાદિ કેમ થાય? તે વખત તો માત્ર પરબ્રહ્મનું સામર્થ્યજ હતું જેને અરબીમાં કુદરત કહે છે અને એ ગુણ ઉપરથી કાદેર અલ્લાહનું નામ છે. તો તે કુદરતથી સર્વ જગત થયું એજ વાત ઇસ્લામ બતાવે છે ફરી પ્રકૃતિ અનાદિ કયાં રહી ? અને શંકા કેવી. ? અને જયારે સૃષ્ટિ ઉત્પન્ન થતા પહેલાં પ્રકૃતિ નહોતી એવું ખુલ્લું આ મંત્રના ભાષ્યમાં લખાયું તો પરબ્રહ્માનું સામર્થ્ય જે સૃષ્ટિ પૂર્વે હતું એની મતલબ કોઇ આર્યો પ્રકૃતિને લઇ શકતો નથી. વળી જીવ પ્રકૃતિ એતો ખોદાથી જુદાં છે અને ખોદાની કુદરત (પરબ્રહ્મનું સામર્થ્ય) એ તો તેનું ગુણછે એ જુદુ કેમથાય? એમ છતાં " પરબ્રહ્મનું સામર્થ્યજ ——માત્ર હેતું" એ વાકય મંત્રના કોઇ શબ્દનો અર્થ નથી. અને ૭ મો મંત્રઆવી રીતે છે " આ

પ્રત્યક્ષ દેખાતી વિવિધ પ્રકારની સૃષ્ટિ જે પરમેશ્વર વડે ઉત્પન્ન થઇછે તે પરમેશ્વર તેને ધારણ કરે છે તથા તેનો વિનાશ કરે છે એટલે રચતો નથી. જે આ સર્વ વિશ્વનો સ્વામી છે. જે આકાશ પ્રમાણે વ્યાપક છે તેમાંજ આ સૃષ્ટિ રહેછે પ્રલય કાલમાં આ સૃષ્ટિ પરમેશ્વરમાં લીન થાય છે" હવે આ લીન થવાની મતલબ શંકરાચાર્યાનો મત તો દયાનંદજી સ્વીકારશે નહીં. તો એના અર્થ આજ લેવા પડશે કે જેવી રીતે એક ઝોલીમાં ચટ્ટા બટ્ટા સર્વ સમાઇ જાય છે તેમ આ સૃષ્ટિ ખોદામાં સમાઈ જાય છે અથવા નાશ થાય છે. પણ આ સૃષ્ટિ કંઇ ખોદાનું ગુણ નથી તથા દયાનંદજી પોતે આગળા મંત્રમાં કહી ગયા છે કે "સૃષ્ટિની પૂર્વે પ્રકૃત્યાત્મક અવ્યકત એવું આ સૃષ્ટિનું સત સંગ્નક પ્રધાન તે પણ નહોતું" તો લીન થવાની મતલબ નાશ થવાની લેવી પડશની. અને જ્યારે ખોદા સિવાય સર્વનો નાશ થયો તો પ્રકૃતિ અનાદિ કયાં રહી? વળી ભૂમિકા પૃષ્ટ ૯૬માં ઋ. અ. ૮ અ. ૭ વ૦ ૩ મં૦ ૧ છે તેના અર્થ તેવણ લખે છે "સૃષ્ટિની પૂર્વે પરમેશ્વર આ ઉત્પન્ન થયલી સર્વ સૃષ્ટિનો એકલો સ્વામી હતો તેના વિના બીજું કાંઇજ નહોતું" આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે "તેના વિના બીજું કાંઇજ નહોતું" ફરી જીવ તથા પ્રકૃતિ કેમ કરીને અનાદિ થાય? વળી યજુ. અ૦ ૩૧ મ. ૧૭ નું ભાષ્ય દયાનંદજીએ કરી ભૂમિકામાં દાખલ કર્યું છે. તેનો તરજુમો બાબુ નેહાલ સીંઘ સાહેબ કરત ઉર્દુ ભૂમિકાના પૃષ્ટ ૮૩થી ઈબારત નકલ કરૂં છું. "તેમજ અગ્નિના રસ (પરમાણું)થી જલને ઉત્પન્ન કર્યું અને અગ્નિને વાયુથી અને વાયુને આકાશથી અને આકાશને પ્રકૃતિથી અને પ્રકૃતિને પોતાના સામર્થ્ય [કુદરત]થી પત્પન્ન કર્યો" આ ઇબારતથી સાફ જણાયું છે કે પ્રકૃતિને ખોદાએ ઉત્પન્ન કરી છે તો ફરી તે અનાદી કયાં રહી? આ ઇકરારથી તો દયાનંદજીની કલપીત વાતો સર્વે તુટી ગઇ અને પરમેશ્તરને કુંભાર સાથની સરખામણી જતી રહી. સુબહાન-લ્લાહ. (અલ્લાને સર્વે જાતની પવિત્રાઇ છે). મને આ જગ્યા ઘણો અફસોસ જાહેર કરવો પટે કે ગુજરાતી ભૂમિકા છપાઇલું સંવત ૧૯૬૧ના પૃષ્ટ ૧૦૬માં એ મંત્ર લખાયું છે પણ તેના ભાષાંતર કર્તાએ "પોતાના સામર્થ્યથી આકાશ રચ્યું છે" લખ્યું. અને દયાનંદ મતને વિરૂધ્ધ આવતો શબ્દ પ્રકૃતિને રચવાનો કાઢી નાખ્યો છે. શું આર્યસમાજના નિયમો ના૦ ૪, ૫મા નિયમો ઉપર ભાષાંતર કર્તાએ ધ્યાન નહીં આપ્યું? શું એક ખરીવાતને કાઢવી લોકોને ધોકો દેવો એ એના અર્થ છે? આથી તો જણાય છે કે હાથીના દાંત દેખાડવાના જુદા અને ચાવવાના જુદા તે પ્રમાણે તમારૂં કામ છે. આટલું તો વિચારતે કે જ્યારે કોઈ માણુસ ઉર્દુ ભૂમિકાનો જોનારો ગુજરાતી ભૂમિકા વાંચશે તો તે શું કહેશે. પર એમાં એમની કસુર નથી. દયાનંદજીની એવીજ ટેવ હતી. શ્લોકોના અર્થોમાં વધારો કરવો ઘટારો કરવો એ તો તેમને રમત સરખું હતું. વળી ભૂમિકા પૃષ્ટ ૧૦૯માં અથર્વ૦ કા૦ ૧૦ અનું૦ ૪ મં૦ ૮ ઉત્તમ * મધ્યમ અને નિકૃષ્ટ એવું ત્રણ પ્રકારનું જગત પરમેશ્વરે સવસામર્થ્યરૂપ કારણ જગતથી રચ્યુ છે. જે આ જગતને વિવિધરૂપ રચે છે તે પ્રજાપતી પરમેશ્વર." આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે પ્રકૃત્યાદિક જગતને ખોદાએ પોતાની કુદરતથી ઉત્પન્ન કર્યા તો સિધ્ધ થયું કે પ્રકૃતિ અનાદિ નથી. આ જગ્યા કોઇ દયાનંદી સવ સામર્થ્ય (પોતાની કુદરત)ની મતલબ પ્રકૃતિ લઈ શકતો નથી. કારણ કે એવી મતલબ લેવાથી એના અર્થ પ્રકૃતિને પોતાની પ્રકૃતિથી ઉત્પન્ન કરી થશે. જે નકામો છે. તો આજ મતલબ થવાની કે ખોદાએ પોતાની કુદરતથી પ્રકૃત્યાદિને ઉત્પન્ન કર્યાં. વળી તૈત્તિરીય ઉપનિષદના લણ મંત્રો આવી રીતે છે "તે તે આત્માથી આકાશ

* આ ઉત્તમની મતલબ ગુજરાતી ભૂમિકાવાળાએ પ્રકૃત્યાદિક જગત. અને મધ્યમની મતલબ મનુષ્ય દેહથી તે આકાશ સુધીનું જગત. અને નિકૃષ્ટની મતલબ ઘાસ, માટી ક્ષુદ્ર કૃમિ, કીડાદિક જંતુઓ લીધા છે. ગ્રા. મો.

ઉત્પન્ન થયું આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી પાણી, પાણીથી માટી, માટીથી વનસ્પતી, વનસ્પતીથી અનાજ, અનાજથી વીર્ય, વીર્યથી પુરૂષ [માણુસ ઉત્પન્ન થયું] તેજ આ પુરૂષ અને અન રસ [ખોરાકની મજા] ચાખનાર છે. જે કંઇ આ છે તે સર્વને તેણે સરજ્યું. આ આત્માજ એકલો નિશ્ચય પ્રથમ હતો બીજું કંઈ નહોતું" આ મંત્રો ખુલ્લી રીતે પ્રગટ કરે છે કે ઇશ્વરેજ સર્વ કંઇ ઉત્પન્ન કર્યું છે. અને તે એકલો હતો પ્રથમ તેના સિવાય કોઇ હતું નહીં. તો ફરી પ્રકૃતિ તથા જીવ કેમ અનાદિ થાય? વળી માણુસ કોઇને હજારો શ્લોકનું પુસ્તક વગર લખે અને વગર વાંચે [શબ્દો કાઢે] શીખવી શકતો નથી, એ વિષે દયાનંદજી ભૂમિકા પૃષ્ઠ ૧૩ માં લખે છે. "આ વિષયમાં કેટલાક પ્રશ્ન કરે છે કે નિરાકાર પરમાત્માએ શબ્દમય વેદનો કેવી રીતે પ્રકાશ કર્યો? આનો ઉત્તર આ છે કે સર્વ શક્તિમાન પરમેશ્વર વિષે આ શંકા ઘટતીજ નથી કારણ મુખપ્રાણાદિ સાધન વિના પણ પોતાનું કાર્ય કરવાનું સામર્થ્ય તેનામાં સદૈવ વર્તમાન છે" આમાં સ્વામીજી માને છે કે આ વાત સંસારમાં અસંભવીત છે પણ ખોદાની શક્તિ આગળ આ સવાલ ઘટતીજ નથી તો ફરી સૃષ્ટિના ઉત્પન્ન કરવામાં દયાનંદજીને કુંભાર સમાન ખોદાને બનાવવું કયાં ઘટે છે? બેશક સંસારમાં કુંભાર વગર માટીએ વાસણ બનાવી શકતો નથી કોઇ સુથાર વગર લાકડે કંઇ ઘડીને તૈયાર કરી શકતો નથી કારણ કે એઓ ઉત્પન્ન કરનાર નથી. પણ ખોદા તો ઉત્પન્ન કરતા છે ફરી ખોદાને કુંભાર સદૃશ શા માટે ગણે છે? અને તેની શકિતને શા માટે ભૂલે છે? વળી સત્યાર્થ પ્રકાશ છપાયલું સને ૧૮૭૫ ઇશ્વી બનારસના † પૃષ્ટ ૧૫૨ મા છે "દેખના ચાહિયે કિ પરમેશ્વરને તો સબ જીવોંકો સ્વતંત્ર રચે હૈ" અને પૃષ્ટ ૨૨૩ માં છે "જબ જીવોંકો ઇશ્વરને રચા તબ વિચાર કરકે સબકી સ્વતંત્રહી રખદિયે" આ બંને ઇબારતો બતાવી આપે છે કે દયાનંદજી પણ પ્રથમ જીવને અનાદી માનતા નહોતા. શું એ વખત સુધી દયાનંદજીને વેદનો કોઇ મંત્ર નહી મળ્યો હતો અને ફરી મળ્યો? મને તો એમ લાગે છે કે દયાનંદજીએ પ્રથમ જીવને ખોદાનો રચેલો માન્યો ફરી વિદ્યાનો ઘણો વધારો થયો જેથી તેમને અજીરણ થઇ અને તેથી જીવને અનાદિ માનવા લાગ્યા. નહીં તો વેદ કે ઉપનિ- શદોમાં કેથે નથી કે પ્રકૃતિ તથા જીવ અનાદિ છે. અને સત્યાર્થના આઠમા સમુલ્લાસમાં જે તેવણે ચીતરી એ બે અનાદિ ઠેરવવાની કોશીશ કરી છે તેનું ભોપાલું પંડિત જવાલા પ્રસાદ મિશ્રજીએ દયાનંદ તિમિર ભાષ્કરમાં તથા મુનશી અબ્દુલ અઝીઝ જગદી- મબા પ્રસાદ વરમાએ આર્ય સમાજની પોલમાં લખ્યું છે. વળી સંવત ૧૯૩૯ના કા- ર્તિક માસના લાહોરના "દેશ હિતૈષી" નામ- ના માસિકમાં દયાનંદજીનું બ્યાખ્યાન છપાયું છે તેમાં જીવને દેશ કાલ વસ્તુ પરિચ્છિન્ન લ- ખ્યો છે. આથી સિદ્ધ થાય છે કે દયાનંદજી જીવને અનાદિ માતતા નથી કારણ કે કાલ પરિચ્છિન્ન તેનેજ કહે છે કે જે કોઈ વખતમાં હોય અને કોઇ વખતમાં ન હોય. વળી સત્યાર્થ પૃષ્ટ ૧૯૯માં છે "શુદ્ધ, મધ્યમ, જાડય અર્થાત જડતા એ ત્રણ વસ્તુ મળીને જે એક સંઘાત છે (મજમુઓ છે) તેનું નામ પ્રકૃતિ છે. આથી સાફ જણાય છે કે પ્રકૃતિ સંયોગ (તરકીબ)થી બની છે. અને સત્યાર્થ પૃષ્ટ ૨૦૮માં દયાનંદજી માને છે કે જે સંયોગથી બને છે તે અનાદિ કદી થઇ શકતી નથી તો સિદ્ધ થયું કે પ્રકૃતિ અનાદિ નથી.

હવે હું દયાનંદિઓની અકલ પ્રમાણે એક દાખલો લખું છું તમારા દયાનંદજી તો પ્રકૃતિ અને પરમાણુને સંઘાત માને છે. હવે તમો જો માનતા ન હો તો હું કહું છું કે એવી રીતીની પ્રકૃતિ થઇ શકતીજ નથી કારણ કે અમે બે પ્રકૃતિને આવી રીતે લાગતી રાખીએ (..) અને ત્રીજી પ્રકૃતિ એના ઉપર વચમાં આવી રાખીએ (∴) હવે પૂછીએ છીએ કે આ ત્રીજી પ્રકૃતિ બંને

† આ સત્યાર્થ પ્રકાશ હાલ મળતું નથી પણ જો કાઈએ ખાતરી કરવી હોય તો રાંદેર મહફીલે ઈસ્લામ કુતુબ ખાનામાં આવી જુએ. ગુ. મો.

તરફ લાગશે અથવા એક તરફ લાગશે ? જો એક તરફ લાગેલું હશે તો તે વચમાં રહી નથી અને અમે તો વચમાં મુકી હતી. તો આજ કહેવું પડવાનું કે બંને તરફ લાગેલી છે તો તેની તરફ નીકળી આવી જેથી ઉપરવાળાના ભાગ પડી ગયા. અને પ્રકૃતિ તો દરેક એક જાતની છે તો એકના ભાગ પડવાથી બીજીના ભાગ પડી શકશે એવું લાગુ પડશે. એ દાખલાને બીજી રીતે સમજો. અમો ત્રણ પ્રમાનુંને એક સાથે એક આવી રીતે રાખીએ (...) છીએ, અને પૂછીએ છીએ કે વચમાની પ્રકૃતિ બંને બાજુની પ્રકૃતિને વલગશે કે નહીં ? જો બંને તરફ લાગેલી હશે તો તેના ભાગ પાડવાના તથા તેની સંયોગ શિદ્ધ થશે. અને જો વચમાં હોવા છતાં બંને તરફ નહી લાગશે તો જણાયું કે તેમાં કમીયત (અંદાજો) નથી અને જયારે એ પ્રકૃતિમાં અંદાજો (કમીયત લંબાણ ચોડાણ) નથી તે બીજીમાં કયાંથી આવશે. કારણ કે દરેક પ્રકૃતિ એકજ જાતની છે અને નેસ્તીથી હસ્તી થવી તો દયાનંદજી અસંભવીત માને છે [સત્ય પૃષ્ટ ૨૧૧] અને પ્રકૃતિમાં ભાગ સિદ્ધ થવાથી તે અનાદિ નહીં રહી. વળી બીજી રીતે સમજો અગયાર પ્રકૃતિની એક રેખા આવી રીતે બતાવીએ [......] હવે એ રેખાના સરખા ભાગ બનવાશે કે નહી ? યુકલીડની ૧૦ મી ફીગર (આકૃતિ) પ્રમાણે તો તેના અવસ્ય ભાગ થવાના તો સાથે પ્રકૃમિના પણ ભાગ પડયા તો તેની સંયોગ સિદ્ધ થવાની તે અનાદિ નહી રહી.

મુસલમાનો અલ્લાહનેસર્વ શકિતમાન માનેછે અને તેથી કરીને દરેક રજ કરજ પ્રકૃતિ પરમાણુ વગેરે સર્વેનો ઉત્પન્ન કરનાર અલ્લાહને જાણે છે. એનો જવાબ દયાનંદજી ચીતરે છે કે “ કયા ખુદા દુસરા ખોદાભી બના સકતાહૈ? અપને આપ મર સકતાહૈ? મૂર્ખ, રોગી, ઔર અજ્ઞાનીભી બન સકતા હૈ?” એનો પહેલો જવાબ તો આજ છે કે પ્રકૃતિ અને જીવના ઉત્પન્ન કરવામાં તમારા બતાવેલા દોશ પાતર વસ્તુના બનાવવા સરખું જાણોછો?" તો સત્યાર્થ પ્રકાશ છપાઇલું સને ૧૮૭૫ના પૃષ્ટ ૧૫૨ તથા ૨૩૨માં જીવને ખોદાનો રચેલો લખી ખોદાને એબદાર ઠેરવનાર થયા કે નહીં ? વળી દયાનંદજીને આટલી વાત પણ ખબર નથી, હસ્તિ ત્રણ પ્રકારની થાયછે (૧) અગત્યની હસ્તિ ( વાજેબુલ વોજુદ ) જેમ કે અલ્લાહ તથા તેના સર્વ ગુણો (૨) લાએકની હસ્તિ ( મુમકેનુલ વોજુદ ) જેમકે આ સંસારમાં નજરે પડતી સર્વ વસ્તુઓ અને (૩) અસંભવિત હસ્તિ જેમકે ખોદાનો ભાગીદાર થવો. હવે દયાનંદજીની બતાવેલી સર્વ વસ્તુ અસંભવિત છે તે સાંભળો. ખોદા બીજો ખોદા બનાવી શકતો નથી કારણ કે જે બીજો થશે તે અનાદિ નથી. નહીં હતો અને ફરી બન્યો. અને ખોદા અનાદિ છે. તે પોતાને મારી શકતો નથી કારણ કે તે અનાદિ છે. તેની હસ્તિ અગત્યની છે. અને મૂર્ખ રોગી, અજ્ઞાની બની શકતો નથી કારણ કે એ વસ્તુ એબદાર છે અને ખોદા સર્વ એબોથી ( દોશથી ) પવિત્ર છે. પણ જીવ અને પ્રકૃતિ એવાં નથી કે તેના ઉત્પન્ન કરવામાં કંઈ દોશ લાગી શકે. હા, અગત્યની હસ્તિને ખોદા ઉત્પન્ન કરી શકતો નથી કારણ કે તે અનાદિ હોય છે. અને મુસલમાનો ખોદા સિવાય કોઈની હસ્તિને અગત્યની માનતા નથી. હવે જો દયાનંદજી જીવ અને પ્રકૃતિને અગત્યની હસ્તિ માનતા હોય તો તેનો પૂરાવો, પ્રમાણ લખવાની જરૂર છે. પણ તે દયાનંદજીથી બન્યું નહીં અને વગર સમજે અસંભવિત વસ્તુઓની સાથે જીવ અને પ્રકૃતિના ઉત્પન્ન કરવાને મેળવી સંસાર બનાવવામાં કુંભારની માટીની જેમ પ્રકૃતિના અનાદિ થવાના માનનાર થયા. કુંભારને તો જેમ માટીની જરૂરત પડે છે તેમ દંડ ચક્રાદિની પણ જરૂરત પડે છે. હવે દયાનંદજી જયારે સૃષ્ટિના ઉત્પન્ન કરવા માટે કુંભારની માટીની જેમ પ્રકૃતિની જરૂરત બતાવે છે તો કુંભારના બીજા સાધનોની જેમ ખોદા માટે સાધનોની જરૂરત કેમ નહીં બતાવી? એ ખોટ કોઇ દયાનંદી પૂરશે. પણ ખરૂં તો આજ છે કે કુંભાર સાથે ખોદાના કામને સરખામણી કરવી એ

મુર્ખાઈ છે. કુંભારને સાધનની જરૂર છે તે વગર માટીની વસ્તુ બનાવી શકે નહીં. અને ખોદા વગર હથિયારે (સાધને) બનાવી શકે છે. તો એવીજ તરેહ કુંભાર વગર માટીએ બનાવી શકે નહીં પણ ખોદા વગર પ્રકૃતિએ સૃષ્ટિ બનાવી શકે. દયાનંદજીને પોતાનું લખેલું યાદ રહેતું નથી. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૭૨ માં તેવણ લખે છે "સર્વ શકિતમાન શબ્દનો એજ અર્થ છે કે ઇશ્વિર પોતાનું કામ અર્થાત ઉત્પત્તિ, પાલન પ્રલય આદિ અને સર્વ જીવોના પુણ્ય પાપની યથા યોગ્ય વ્યવસ્થા કરવામાં કિંચિત પણ કોઇની સહાયતા નથી લેતો. અર્થાત પોતાના અનન્ત સામર્થ્યથીજ પોતાનું સર્વ કામ પૂર્ણ કરી લે છે" સત્યાર્થ પૃષ્ટ ૧૭૯ માં છે. પરમેશ્વરના હાથ નથી પરંતુ પોતાના શકિતના હાથથી સૌનું રચન ગ્રહણ કરે છે. પગ નહીં પરંતુ વ્યાપક હોવાથી સર્વથી અધિક વેગવાન, ચક્ષુનું ગોલક [આંખ] નથી પરંતુ સર્વને યથાવત જુએ, શોત્ર નથી તથાપી સૌની વાતો સાંભળે છે, અંતઃકરણ નથી પરંતુ સર્વ જગતને જાણે છે અને એણે અવધિ સહિત જાણનાર કોઇ પણ નથી" આમાં અગર આટલો વધારો થાય કે "પ્રકૃતિ નથી પણ તે પોતાના સામર્થ્યથી સર્વ કંઇ બના છે" તો કયો દોશ લાગુ પડે છે. આથી સાફ જણાય છે કે અલ્લાહ તઆલા પોતાની કુદરતથી પોતાના સર્વ કામ કરે છે અને એજ વાત કુરઆન શીખવે છે. હવે જો વગર પ્રકૃતિએ ખોદા પોતાનું કામ બનાવી નહીં શકે તો તેની શકિતમાં ફેર આવશે અને પ્રકૃતિથી તથા તેના ગુણોથી સહાયતા લેનાર થશે. વળી માત્ર પ્રકૃતિની જોડ જાડથી દુન્યા બનાવવામાં ખોદા એક મોટા ઇજનેર સરખો થયો તો લાગુ પડવાનું કે તે મોટો ઇજનેર અને સુરૂપવાળા જે જોડ જાડ કરી અજાએબ કામો બતાવે છે તે નાના ઇજનેર. હવે જો એ કામથી ખોદા ખોદા કહેવાય તો આ ઇજનેરો પણ નાના ખોદા થવાના.

દયાનંદજી કહે છે "કિસ કારણ બનાયા" આ સવાલ આ આયત ઉપર નથી પણ એક નવો સવાલ છે. અને ખોદા સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર છે એવું માનનાર દરેક ઉપર નાસ્તિક કરી શકે છે. દયાનંદજીએ શા માટે એ સવાલ કર્યો તે સમજાતું નથી કુરઆન સૃષ્ટિના કેટલાક ભાગના ઉત્પન્ન કરવાનું કારણ બયાન કરે છે. "જીન તથા માણુસ મારી બંદગી કરે અથવા મારી ઐક્તા જાણે એજ માટે મેં ઉત્પન્ન કર્યા છે" સૂરા ઝારિયાત ૫૨; ૫૬. વળી ખોદાની સિફ્ત દયા, કૃપા, માલેકી, પાલન, ન્યાય વગેરે છે તેને માટે સર્વ સ્તુતી છે તો જો ઉત્પન્ન નહીં કરે તો આ ગુણો તેને માટે કેમ સિધ્ધ થાય?

૨૮. જબ હમને લોગો કે લીયે કાબેકો પવિત્રસ્થાન સુખ દેનેવાળા બનાયા તુમ નમાઝકે લિયે ઇબરાહીમ કે સ્થાનકો પકડો. મં૦ ૧ સિ૦ ૧ સૂ૦ ૨ આ૦ ૧૧૭

**સમીક્ષક** કયા કાબે કે પહિલે પવિત્ર સ્થાન ખુદાને કોઇભી નબનાયા થા? જો બનાયાથા તો કાબેકે બનાનેકી કુછ અવસ્યકત (જરૂરત) નથી. જો નહીં બનાયાથા તો બિચારે પૂર્વોત્પન્નોંકો પવિત્રસ્થાન કે વિના હી રકખા થા. પહિલે ઈશ્વરકો પવિત્રસ્થાનકા સ્મરણ ન રહા હોગા. ॥ ૨૮ ॥

**જવાબ** બીજી કોઇ જગ્યા એવી પવિત્ર બનાવી નથી. હવે એ ઉપર દયાનંદજીની આ શંકા કરવી કે "બિચારે પૂર્વોત્પન્નોંકો પવિત્ર સ્થાન કે વિના હી રકખા થા" એ તેમની અજ્ઞાનતા છે. કારણ કે કાબા તો પૂર્વોત્પન્નોના વખતથીજ બનાવ્યું છે વાંચો "ખચીત પહેલ વહેલું ઘર જે બાંધવામાં આવ્યું તે તેજ છે કે જે મકકામાં છે તે સઘળા લોકોને મુબારક તથા ખરો માર્ગ બતાવનાર છે. સૂરા ૩; ૯૬ તથા હદીસોમાં પણ છે કે કાબા પ્રથમ ઘર છે. અને હજરત ઇબરાહીમે એ ઘરને બાંધયુંએ તેની વેરાન થયલી જગ્યા ઉપર નવેસરથી બાંધ્યું છે અને એવણ ચોથી વારના બાંધનાર છે, આથી દયાનંદજીનો સઘળો બકવો રદ થયો.

ગુજરાનુવાળા દલપતરાયજી કરત દયાનંદજીના જીવન ચરીતરના પૃષ્ટ ૩૬માં છે કે "કૂરી

હું પ્રખ્યાત અને મોતબરૈક (માનીતી, બરકત મેળવવાની જગ્યા) તીર્થોની જાતરા માટે તથા તેના દર્શન માટે ગયો " આથી જણાય છે કે દયાનંદજી કેટલીક જગ્યાને મોતબરૈક માનીતી જાણે છે, હવે તેમનાજ કહેલા શબ્દો હું અતરે ટાંકું છું. " શું બદરી નારાયણ, હરદોવારથી પેહેલાં પવિત્રસ્થાન ખોદાએ કોઇ ભી નહીં બનાવ્યું હતું ? જો બનાવ્યું હતું તો બદરી નારાયણ તથા હરદોવારની કંઇ જરૂરત નહોતી. અને જો નહીં બનાવ્યું હતું તો બિચારા પૂર્વોત્પન્નોને અભાગ્યા રાખ્યા " એનો જવાબ દયાનંદીઓ શું આપશે તે જોવાનું છે. સત્યાર્થ પ્રકાશના ઉર્દુમાં ભાષાંતર કરનાર રાધા ક્રષ્ણ મેહેતા કદાપી આ શંકા સમજી ગયા જેથી તેના લખેલા જીવન ચરીતરના પૃષ્ટ ૧૦માંથી " મોતબરૈક તીર્થો " નો શબ્દ કાઢી નાંખ્યો શાબાસ.

૨૯ વે કૌન મનુષ્ય હૈં જો ઇબરાહીમકે દીનસે ફિર જાવે પરંતુ જીસને અપની જાનકો મુર્ખ બનાયા ઔર નિશ્ચય હમને દુનિયાંમેં ઉસીકો પસંદ કિયા ઔર નિશ્ચય આખેરત મેં વહી નેક હૈ. મં૦ ૧ સિ૦ ૧ સૂ૦ ૨ અ૦ ૧૨૨.

**સમીક્ષક**–યહ કૈસે સંભવ હૈ કિ ઇબરાહીમકે દીનકો નહીં માનતે વે સબ મુર્ખ હૈં ? ઇબિરાહીમકો હી ખુદાને પસંદ કિયા ઇસકા કયા કારણ હૈ ? યદિ ધર્માત્મા હોનેકે કારણસે કિયા તો ધર્માત્મા ઔર ભી બહુત હો સકતે હૈ ? યદિ વિના ધર્માત્મા હોનેકે હી પસંદ કિયા તો અન્યાય હુઆ. હાં યહતો ઠીક હૈ કિ જો ધર્માત્મા હૈ વેહી ઇશ્વરકો પ્રિય હોતા હૈ અધર્મી નહીં. ॥ ૨૯ ॥

**જવાબ** દયાનંદજી જ્યારે શંકા કરવા બેશે છે ત્યારે તેમની અકલ જતી રહે છે. દયાનંદજીએ પોતે તરજુમો લખ્યો છે " હમને દુન્યામેં ઉસકો પસંદ કિયા " એમાં કોઈ શબ્દ એવો નથી જેથી જણાય કે ખોદાએ ઇબિરાહીમનેજ પસંદ કર્યા. ફરી શા માટે દયાનંદ કહે છે, ઇબિરાહીમ કોહી ખોદાને પસંદ કયા ? " દયાનંદજીને વ્યાકરણ આવડતું નથી. *વળી શંકા નાં૦ ૪૯માં છે " ઐ મરયમ તુઝકો અલ્લાહને પસંદ કયા " આમાં મરયમને પસંદ કરવાનું છે ફરી " ઇબિરાહીમ કોહી " શા[illegible] [illegible]ં તે સમજાતું નથી. એ પસંદ કર[illegible] [illegible]દ અનેક જગ્યા અનેક શખ્સો ઉપર કુરઆનમાં કહેવાયો છે. સુરા આલે ઇમરાન સૂરા ૩ આ. ૩૩ માં આદમ, નૂહ, ઇબરાહીમના વંશ ઇમરાનના વંશ વિષે વપરાયો છે. અને એજ સૂરાની આ. ૪૨માં મરયમ વિષે વપરાયો છે. એવીજ રીતે બીજી જગ્યા વિદ્વાનો માટે વપરાયો છે.

હવે દયાનંદજીનું કહેવું " યહ કૈસે સંભવ હૈ " ઇત્ય. એ તેમની મુર્ખાઇ જાહેર કરે છે. તેમને પોતાનું કહેલું યાદ રહેતું નથી. સત્યાર્થ પૃષ્ટ ૬૭ માં છે " અને વેદોને નહીં માનનાર નાસ્તિક કહેવાય છે " આ કેમ સંભવ થયું? વળી પૃષ્ઠ ૧૯૬માં છે " અને પૂછે કે તમારો શો મત છે? તો એજ ઉત્તર આપવો કે અમારો મત વેદ અર્થાત જે કંઈ વેદોમાં કહ્યું છે તેજ અમે માનિયે છીએ " આ કેમ સંભવ થયું? પોતે દયાનંદજીએ લખ્યું છે કે " ઔર નિશ્ચય આખેરતમેં વોહી નેક હૈ "+ ફરી નેકના માર્ગ તરફ લોકોને તેડવું અને એવા માર્ગથી મોં ફેરવનારને બેવકુફ કે મુર્ખ કહેવું તેમાં શંકા કેવી? અને નેક કહેવાયા છતાં " યદિ વિના ધર્માત્મા હોને કે હી પસંદ કિયા તો અન્યાય હુઆ " કહેવું એ પોતાની મુર્ખાઈ પ્રગટ કરવી છે. કુરઆન શરીફમાં હજરત ઇબરાહીમના ઘણા સારા ગુણો બયાન થયા છે. = મુર્તિ પૂજાને લીધે તેવણે પોતાના બાપને

* ઉર્દુ ભાષાંતરવાળાએ દયાનંદજીની આ ભુલને સુધારી છે ગુ. મો.

\+ દયાનંદજીએ આ તરજુમો ખોટો કર્યો છે ખરો તરજુમો આવી રીતે છે " અને નિશ્ચય તે આખેરતમાં નેકોમાંથી (એક) છે" અને " વહી નેક હૈ " લખવું દયાનંદજીના વ્યાકરણના પરવીણતા તરફ ઈશારો કરે છે. ગુ. મો.

= દયાનંદજીએ લખેલી આયતની સાથેની બે આયતો તે જોતે તો એ વિષે પૂરી ખાતરી થતે. ગુ. મો.

તજ્યો, તે વખતના બાદશાહ નમરૂદ સાથે મુર્તિ પૂજાની બાબતમાં મોકાબલો કર્યો. એવા શખ્સની તાબેદારી અકલવાળાએ કરવીજ જોઇએ અને મુર્ખજ તેમની તાબેદારી નહી કરે એ ખુલ્લુ છે. અને દયાનંદ પોતે મુર્તિ પૂજાની ખંડન કરનાર છે પણ ઇસ્લામના મુકાબલામાં તેમની તાબેદારી એને શંકા પાત્ર થઇ અફસોસ.

૩૦ નિશ્ચય હમ તેરે મુખકો આસમાનમેં ફિરતા દેખતે હૈં અવશ્ય હમ તુજે ઉસ કિબલેકો ફેરેગે કિ પસંદ કરે ઉસકો બસ અપના મુખ મસ્જિદુલ હરામકી ઔર ફેર જહાં કહી તુમ હો અપના મુખકરો ઔર ફેર લો. મં૦ ૧ સિ૦ ૨ સૂ૦ ૨ આ૦ ૧૩૫.

**સમીક્ષક** કયા યહ છોટી બુતપરસ્તી હૈ ? નહીં બડી. **પૂર્વ પક્ષી** હમ મુસલમાન લોગ બુતપરસ્ત નહીં હૈ કિંતુ બુતશિકન અર્થાત મુર્તોકો તોડને હારે હૈં કયોં કિ હમ કિબલેકો ખુદા નહીં સમઝતે. **ઉતરપક્ષી** જિનકો તુમ બુતપરસ્ત સમઝતે હો વે ભી ઉન ૨ મુર્તોકો ઇશ્વર નહીં સમઝતે કિંતુ ઉનકે સામને પરમેશ્વરકી ભકિત કરતે હૈ યદી બુતોકે તોડને હારે હો તો ઉસ મસ્જિત કિબલે બડે બુતકો કયોં ન તોડા ? **પુર્વ.** વાહજી હમારેતો કીબલેકી ઔર મુખ ફેરનેકા કુરાનમેં હુકમ હૈ ઔર ઇનકો વેદમેં નહીં હૈ ફિર વે બુતપરસ્ત કયોં નહીં ? ઔર હમ કયોં ? કયોંકી હમકો ખોદાકા હુકમ બજાના અવશ્ય હૈ **ઉત્તર.** જૈસે તુમ્હારે લિયે કુરાન મેં હુકમ હૈ વૈસે ઇનકે લિયે પુરાણમેં આજ્ઞા હૈ જૈસે તુમ કુરાનકો ખોદાકા કલામ સમજતે હો વૈસે પુરાણી પુરાણોંકો ખુદાકે અવતાર વ્યાસજીકા વચન સમજતે હૈં તુમમેં ઔર ઇનમેં બુતપરસ્તીકા કુછ ભિન્ન ભાવ નહીં હૈ પ્રત્યુત તુમ બડે બુતપરસ્ત ઔર યે છોટે હૈ કયોંકી જબ તક કોઇ મનુષ્ય અપને ઘરમેંસે પ્રવિષ્ટ બિલ્લીકો નિકાલને લગે તબ તક ઉસકે ઘરમેં ઊંટ પ્રવિષ્ટ હો જાય. વૈસે હી મુહમ્મદ સાહબને છોટે બુતકો મુસલમાનોંકે મતસે નિકાલા પરંતુ બડે બુત જોકે પહાડ સદૃશ મકકેકી મસજીદ હૈ વહ સબ મુસલમાનોંકે મતમેં પ્રવિષ્ટ કરાદી. કયા યહ છોટી બુતપરસ્તી હૈ હાંજી હમ લોક વૈદીક હૈ વૈસે હી તુમ લોગ ભી વૈદીક હો જાઓ તો બુતપરસ્તી આદિ બુરાઇયોંસે બચ સકો અન્યથા નહીં. તુમકો જબ તક અપની બડી બુતપરસ્તીકો ન નિકાલ દો તબ તક દૂસરે છોટે બુતપરસ્તોંકે ખંડનસે લજ્જિત હોકે નિવૃત્ત રહના ચાહિયે ઔર અપને કો બુત્પરસ્તીસે પૃથક કરકે પવિત્ર કરના ચાહિયે. ॥ ૩૦ ॥

**જવાબ** દયાનંદજીએ ઇસ્લામની નિન્દા કરવામાં લાજને કોરે રાખીછે હજરત મૌલાના મોહમ્મદ કાસિમ દેવબંદી (રહ) એ એ બકવાના અનેક વાર દયાનંદને જવાબ આપ્યા. લખીને એને પાસે મોકલ્યા પણ એણે પોતાનો બકવો ચાલૂજ રાખ્યો. મજકુર મૌલવી સાહેબે કિબલેનોમા નામની કિતાબ દયાનંદના રદમાં એની જીન્દગીમાં લખી બહાર પાડી હતી જે વાચવા લાએક છે અને તે સત્યાર્થના ૧૪મા સમુલ્લાસથી ઘણી મોટી ફકત કિબ્લાના બયાનમાં છે.

દયાનંદજીએ કુરઆનની જે આયત લખી છે તેમાં માત્ર કિબલા તરફ મોં કરવાનું છે ફરી મોં કરવું એ ઇબાદત કેમ થાય ? દયાનંદજી ૧૪મા સમુલ્લાસના ભૂમિકામાં કહે છે કે મેં મૌલવીઓથી કુરઆનના અર્થ જાણવામાં તહકીક કરી છે. પણ મને તો દયાનંદજી જૂઠો લાગે છે. જો કુરઆન તેણે જાણ્યું હોત તો મોં કરવાને કદી ઇબાદત કહેતે નહીં. સૂરા કોરેશ ૧૦૬; ૨. માં છે " તો તેઓને જોઇએ કે આ ઘરના પરવરદિગારની બંદગી કરે જેણે તેઓને ભૂખમાં ખાણુ આપ્યું અને ભયમાં અમન આપ્યું " આમાં તો ખુલ્લી રીતે આ ઘર ( બૈતુલ્લાહ ) ના ખોદાની બંદગીનો હુકમ છે ફરી કાબાની બંદગી તેણે કયાંથી કાઢી તે સમજાતું નથી.

કાબા પૂજવાનો દોષ દયાનંદી મુસલમાનો ઉપર મુકે છે એટલુંજ નહીં પણ એને મોટી બુતપરસ્તી લખે છે પણ કાબા તરફ મોં કરવાને બુતપરસ્તી કહેવી બેવકુફી છે. બુતપરસ્તીના અર્થ આ છે કે બુતને પૂજવું પણ મુસલમાનો નમાઝમાં

ખોદાને પૂજે છે અને કાબા તરફ તો માત્ર મોં કરેછે. વળી નમાઝમાં કાબા તરફ મોં થવાની જરૂર છે. પણ કાબાની ઈબાદત તો કોરે રહી તેના તરફ મોં કરવાની નૈયત કરવી પણ જરૂરની નથી. હા, ખોદાની બંદગીની નૈયત કરવી જરૂરની છે. વળી ઇસ્લામી નમાઝની શરૂથી તે આખર સુધી માં કોઈ શબ્દ કાબાની બંદગી કે પૂજવાનો તો શું પણ તેના માનનો શબ્દ પણ નથી. અલ્લાહો અકબર શબ્દથી નમાઝ શરૂ થાય છે અને "રહમતુલ્લાહ" શબ્દ ઉપર સમાપ્ત થાય છે, તો અલ્લાહના નામથી શરૂ અને અલ્લાહના નામથી પૂરી થાય છે. વળી કાબા તરફ મોં કરવાનું છે તેની દીવારોનું પણ નમાજીની સામે થવું અગત્યનું નથી. અબ્દુલ્લાહ બીન ઝોબેર (રદી) ના વખતમાં કાબાની સઘળી દીવાર પડીગઈ હતી નવે સરથી કાબા બન્યું હતું છતાં નમાઝ બરાબર થતી હતી. જો કાબાની દીવારોની પૂજા કે બંદગી થતી હોત તો તેટલા દિવસ નમાઝ થતે નહીં અથવા પહેલી નમાજ કાબા બન્યા પછી દોરવાતે. પણ મુર્તિપૂજામાં તો એક મંદીરના બુતને ઉપાડી બીજી જગ્યા લઇ જવાય તો તેના પૂજારી બુતપરસ્તીના સઘળા કામ આ બીજી જગ્યામાં કરે છે પેહેલી જગ્યાને કોઇ પૂછતું નથી. કાબાની પાસે "અબુકોબૈસ" નામનો પહાડ છે તે કાબા કરતાં પચાસ ઘણો ઉંચો છે તેના ઉપર મસજીદ છે લોકોના ઘરોછે તેમાં નમાઝ પઢાય છે હવે જુઓ તો તેઓનું મોં કાબાની તરફ થવાનું પણ કાબાનો કોઈ ભાગ તેઓની સામે થવાનો નહીં જો કાબાની પૂજા હતે તો તેનો કોઇ ભાગ બુતપરસ્તોની જેમ આગળ થવોજ હતો. વળી કાબાને મુસલમાનો અલ્લાહનું ઘર કહે છે અને આ તો ખુલ્લું છે કે કોઈ શખસ કોઈના ઘર પર જાય છે તો તેની મતલબ ઘરવાળો હોયછે કોઈ રાજ્યાસને બેઠેલા બાદશાહની કે ગાદીએ બેઠેલા બુજરૂગની આગળ જે અદબ કે માન આપવામાં આવે છે તે માન કે અદબ તે ગાદીના હોતા નથી તેવીજ તરેહ કાબાની સામે જે ઇબાદત થાય છે તે અલ્લાહને માટે થાય છે. અને બુતપરસ્તો અગરજો બુતને ખોદા જાણતા નથી પણ તેને ખોદાની કે જેની મુર્તિ હોય તેની પ્રતીમા તથા મજહર જાણે છે. વળી ઇબાદતને લાએક ઇસ્લામમાં માત્ર તેજ છે કે જે આપો આપ મોજુદ હોય સઘળાના નફા નુકસાનનો માલિક હોય અને તેનો નફો નુકસાન કોઇથી થઇ શકે નહી, જેની સમ્પૂર્ણતા પોતાથી હોય કોઈનો ગરજવાન નહોય અને તેના સિવાય સઘળા પોતાની હસ્તિમાં તથા બાકી રહેવામાં તેના મોહતાજ હોય તેઓની સમ્પૂર્ણતા તેના તરફથી હોય. ઇસ્લામની નજદીક ખોદા સિવાય એવો કોઈ નથી. ફરી કાબાની પૂજાનો દોષ ઇસ્લામ ઉપર કેમ આવે? વળી લાએલાહ ઈલ્લ-લ્લાહ આ કલેમા તોહીદ વગર માણસ મુસલમાન થતો નથી અને હમેશ એવાકયને મુસલમાનો જપેછે એના અર્થ-"ખોદા સિવાય કોઈ પૂજ્ય નથી" છે. ફરી કાબા પૂજવાનો દોષ ઇસ્લામ ઉપર કેમ આવે? વળી સર્વથી શ્રેષ્ટ હજરત મોહમ્મદ (સલ) ને મુસલમાનો માનેછે. છતાં તેમના વિષે ઇસ્લામ આવીજ રીતે શીખવેછે કે તેવણ અલ્લાહના તાબેદાર છે તેના બંદા છે અલ્લાહના રસુલ છે તેમને એક રજ બનાવવાની શકિત નથી, કોઇના નફા નુકસાનનો જરાએ અખત્યાર નથી તેમની ઇબાદત કરવાને કુફર જાણેછે. હજરતે પોતાની જીન્દગીમાં પોતાને સિજદો કરવાની મનાઇ કરેલી. તો જ્યારે હજરત મોહમ્મદની પૂજા દુરસ્ત નહીં હોય તો કાબાની પૂજા કેમ દુરસ્ત હોય? વળી ઇલમ (જાણ) હમેશ જાણેલી ચીજ (માલૂમ) ને તાબે હોય છે એટલે જેવી તે ચીજ હોય તેવી જાણ થાય એમાં જાણનારની મરજી કે ખોશીનો કંઇ દખલ નથી. પણ આજ્ઞા (હુકમ) હમેશ હાકેમને તાબે થાય છે, તે પોતાની મરજી પ્રમાણે જેમ ચાહે તેમ હુકમ કરે એમાં મહકુમ (જેને હુકમ થયો હોય) તેની મરજીને કંઇ દાખલ નથી. તેની ફરજ છે કે હાકેમનો હુકમ શાંભળતાંજ વગર ખટકે હાકેમની મરજી માફક તાબે થાય. હા, આટલું વિચારવાનું છે કે જો

તે હુકમ એવી શ્રધ્ધા કે જાણુ ઉપર આધાર રાખે કે જે તપાસ કરતાં, ખોટું જ હોય તો તેને ખોદાનો હુકમ નહીં જાણતાં શૈતાનનું બેહકાવવું સમજે. કેમકે ઉપર કહી આવ્યો છું કે હુકમ માલુમને તાબે થાય છે, હુકમ જેમ હાકેમને તાબે થાય છે તેમ નથી. જ્યારે આ જાણી લીધું તો કાબાને મોં કરવામાં અલ્લાહના હુકમ ની તાબેદારી છે તે પર ચાલવું અગત્યનું થયું અને એના હુકમમાં કોઈ ખોટી શ્રદ્ધા કે ખોટી જાણુ ઉપર આધાર નથી એટલુંજ નહી પણ એ હુકમ માનવામાં કોઇ શ્રધ્ધાની પણ જરૂર નથી. માત્ર તે તરફ મોં કરવાની જરૂરત છે. તો જો ઇસ્લામમાં કાબાને મોં કરવું કાબા પરસ્તી હોય તો બુતપરસ્તોની જેમ આ જગ્યા પણ આવો અકીદો રાખવાની જરૂરત પડતે કે કાબા બંદગી (પરસ્તીશ ) કરવાને લાએક છે પણ ઇસ્લામમાં કાબા તરફ મોં કરવાની માત્ર આટલીજ મતલબ છે કે ખોદાની ઇબાદત તે તરફ કરો. કારણ માણસ જેહત (દશા) ના બંધનમાં છે જો ખોદા તરફથી આ હુકમ થાય કે કોઇ પણ દશાથી અલાહેદા થઈ (જૂદો પડી) બદનથી ઇબાદત કર તો માણસ ઉપર એવો બોજ પડવાનો કે જેનું ઉપાડવું અશકત છે કારણ કે દેહની સાથે તો કોઈ ન કોઇ દશાએ થવું એ અગત્યનું છે. માટે એક દશા નો હુકમ થયો તો દેહ દશાવાળું એક દશા તરફ ઉભા રહી બંદગી કરે અને આત્મા વગર દશાનો તે ખોદાનું ધ્યાન ધરે એમાં કાબાને પુજવાનું કશું નથી. મુસલમાનો માને છે કે ઇબાદત કરવામાં કાબા તરફ માત્ર મોં કરવાનું છે જો ઇબાદત કરનાર પોતાની ઇબાદતમાં કાબાને પૂજવાની નૈયત કરે તો તે કાફેર છે, આવી ચોખ્ખી ઇબાદત વિષે કાબા પૂજવાની ધારના અજ્ઞાન અથવા શરીર વગર બીજો કોઈ કરી શકે નહીં.

દયાનંદજીએ સત્યાર્થ પ્રકાસના અગીઆરમા સમુલ્લાસમાં મુર્તિપુજાનું ખંડન કર્યું તેના કેટલાક કારણુ બયાન કર્યાં અને કાબા વિષે માત્ર આટલુંજ બયાન કર્યું છે કે મુસલમાનો પોતાની બંદગીમાં કાબા તરફ મોં કરે છે એ વગર કશું બયાન કર્યું નથી. કાબા તરફ મોં ફરવું એ બુતપરસ્તી છે એની સાબેતી પણ કંઈક લખી નથી. છતાં મુર્તિ પુજાને છોટી બુતપરસ્તી દયાનંદજી કહે છે. એ બેકુફાઈની પણ કોઇ હદ છે ? એવા બકવાથી પોતા ઉપર હાંસી કરાવવા વગર કદી ઈસ્લામ ઉપર બુતપરસ્તીનો કલંક આવશે નહીં અને અન્યદેવની પૂજા વેદની છુપશે નહીં.

વેદમાં અગ્નિ પુજા સૂર્યપુજા છે મનુ આ૦૨ શ્લો. ૭૫થી સૂર્યની પૂજા જણાય છે સામવેદમાં અગ્નિની પૂજા અનેક જગ્યા છે છતાં મુસલમાનોથી શરમાઈ દયાનંદીઓ ખોદા સિવાય બીજાની પૂજાનો નકાર કરે છે. પણ કદી તેઓથી ખરી વાત નીકળી જાય છે. સત્યાર્થ પ્રકાશના ઉર્દુમાં બીજા ભાષાંતર કરનાર લાલા રાધા રામ મથ સંધ્યામાં લખે છે " પૂર્વ દશાના સ્વામી (અગ્નિ) પ્રકાશ માન જ્ઞાન સરૂપ બંધનથી રહીત રક્ષા કર્તા માટે જેના તીર સૂર્યના કિરણો છે અમો નમસ્કાર કરીએ છીએ એવા માલિક માટે નમસ્કાર કરીએ છીએ એવા રક્ષા કરનાર માટે નમસ્કાર કરીએ છીએ તેના તીરો માટે નમસ્કાર કરીએ છીએ એને માટે ફરી ફરી નમસ્કાર કરીએ છીએ. અમારે થી જે દ્વેષ રાખે છે. અથવા જેનાથી અમો દ્વેષ રાખીએ છીએ તેને તારા જડબામાં નાંખીએ છીએ. દક્ષિણ દશાના સ્વામી ઇંદ્ર પરમ ઇશ્વર વાંકી ચાલ ચાલનાર કીડાઓના રક્ષા કરનાર માટે જેના તીર જ્ઞાની લોક છે અમો નમસ્કાર કરીએ છીએ તેના તીરોને માટે નમસ્કાર કરીએ છીએ તેઓને માટે ફરી નમસ્કાર કરીએ છીએ. જે અમારો દ્વેષ રાખે છે અથવા જેનાથી અમો દ્વેષ રાખીએ છીએ તેને તારા જડબામાં નાંખીએ છીએ" આમાં પરમેશ્વરના તીરની ખુલ્લી રીતે નમસ્કાર (બંદગી, નમન) કરી છે અને એ તીરોને પણ બતાવ્યા છે કે સૂર્યના કિરણ તથા જ્ઞાની એટલે એની મતલબ પણ હવે બીજી લઈ શકતા

નથી. કેમ આર્યાઓ ? એને પણ ખોદા સિવાય બીજાની પૂજા કહેશો કે નહીં ?

આથી તમો પૂર્વ પક્ષી અને ઉત્તર પક્ષી ના સવાલ જવાબનું પોકલ સારી રીતે સમજ્યા હશો. દયાનંદજીએ પોતાની મતલબ પ્રમાણે પૂર્વ પક્ષીનો બચાવ લખ્યો છે. અને ફરી જવાબ આપ્યો છે. પ્રથમ થીજ જો પૂર્વ પક્ષી આવી રીતે કહે અને એ કહેવું ખરૂં છે, કે કાબા તરફ મોં કરવાનો ખોદાનો હુકમ છે અને તેના તરફ અમો ખોદાની બંદગી કરીએ છીએ કાબાનીબંદગીને શિર્ક જાણીએ છીએ. કોઇ રીતની ગરજ અમો કાબા પાસે માંગતા નથી. હવે એનો જવાબ કોઇ આર્યો ઉત્તર પક્ષી થઈ આપે તો ખરો, અને બુતપરસ્તોની સાથે સરખાવે તો ખરો. પણ એ કદી બંનાર નથી. દયાનંદજી માત્ર ધોકાથી કામ લેતો હતો.

૩૧ જો લોક આલ્લાહ કે માર્ગમેં મારે જાતે હૈ ઉનકે લિયે યહ મત કહો કી વે મૃતક હૈં કિંતુ વે જીવિત હૈં. મં૦ ૨ સિ ૨ સૂ૦ ૨ આ૦ ૧૪૪.

**સમીક્ષક** ભલા ઈશ્વર કે માર્ગમેં મરને મારનેકી કયા અવશ્યકતા હૈ ? યહ કયો નહીં કહતે હો કી યહ બાત અપને મતલબ સિધ્ધ કરને કે લિયે હૈ કી યહ લોભ દેંગે તો લોગ ખુબ લડેંગે, અપના વિજય હોગા, મારનેસે નડરેંગે, લુટ માર કરનેસે ઐશ્વર્ય પ્રાપ્ત હોગા પશ્ચાતાપ વિષયાનંદ કરેંગે ઇત્યાદી સ્વપ્રયોજનકે લિયે યહ વિપરીત વ્યવહાર કિયા હૈ ॥ ૩૧ ॥

**જવાબ** અરબીમાં એક કહેવાત છે તેનો અર્થ "પૂરૂષ પોતા ઉપર તુલ્ય કરે છે" એટલે જેવો પોતે હોય છે તેવો બીજાને ગણે છે. દયાનંદજી પોતે સન્યાસી બન્યા. હવે સંન્યાસીનો શો ધર્મ છે તે દયાનંદજીના લખેલાને તપાસીએ. સને ૧૮૭૫માં છપાયલા સત્યાર્થ પ્રકાશના પૃષ્ટ ૧૫૮,માં છે "ધનની ઈચ્છા તથા ધન મેળવવાની કોશીશ નહીં કરે. તેને દુન્યાનું કોઈ કામ કરવું યોગ્ય નથી" ફરી પૃષ્ટ ૧૬૩ માં છે "માત્ર એક ભીક્ષા પાતર રાખે ઝાડની નીચે રહે. ખરાબ કપડું પેહેરે. સન્યાસી પરમેશ્વર સિવાય કોઇ ચીજની મોહબ્બત નહીં કરે" ફરી પૃષ્ટ ૧૬૪માં છે "જ્યારે ગ્રહસ્થ લોકો ખાણું ખાઇ રહે ત્યારે સન્યાસી તેઓને ઘેર ખાણું માંગે." પણ જ્યારે દયાનંદજીનો લોભ વધ્યો અને સન્યાસનો ઢોંગ ઘટયો. તો સંન્યાસી માટે જે જે અગત્યની વાતો લખી હતી તે સર્વ ભૂલી ગયા. એટલુંજ નહીં પણ બીજી વારની સત્યાર્થ પ્રકાશથી તે વાતો કાઢી નાંખી. અને પોતાના આગળા લખાણ વિરૂધ્ધ કામ કરવા શરૂ કર્યાં. અને ધનની ખાહિશ એટલી વધી હતી કે રાજા જયકૃષ્ણદાશ સી. એસ. આઇ. મુરાદાબાદવાળા પાસેથી રૂા. ૫૦ની માહવારી તનખા હતી. ઘણા લોકો વખત બેવખત ધર્માર્થે રૂપીઆ આપતા હતા તેમાંના કેટલાક રૂપીઆતો વેદ ભાષ્ય ઉપર છપાયા છે. ફરી સઘળી સમાજને વિનંતી કરી કે વ્યાકરણના પુસ્તકો છપાવવાની જરૂરત છે રૂપીઆ ભેગા કરો રૂપીઆ આપનારને તેટલા રૂપીઆની કિતાબો અપાશે એમ રૂા. ૫૦૦૦ ભેગા થયા, ચાર ઘણી કીંમતે પુસ્તકો વેચ્યાં પણ તે રૂપીઆ વાળાઓને એક પુસ્તક પણ આપ્યું નહીં. એવીજ તરેહ એક એક બહાનાથી રૂપીઆ ભેગા કર્યા કરતો હતો. જ્યારે તે મરી ગયો તો મુંબઇના કોઇ મહાજનની દુકાન ઉપર પાંત્રીસ હજાર રૂપીઆ નીકળ્યા અને છાપખાનું વગેરે સાંદ આસરે રૂા૦ એક લાખની પુંજી જાહેર થઇ. અને સંન્યાસીને ઝાડને નીચે રહેવાને બદલે બંગલા તથા હવેલીઓમાં રહેતો. ગાદી તકયા ઉપર આરામ કરતો ગાદીવાળા પલંગ ઉપર સુતો હતો. દરેક વખત પાન ચાવતો હુકકો પીતો રસોયે સારાં સારાં ખાણાં પકાવતો કહાર હાથે પગ ધુલાવતો શાલ દોશાલ ઓઢતો. મેરઠને મુકામે કલકત્તાની રામાબાઇને પોતાની પાસે બુલાવી તેણીના આવજાનો સઘળો ખરચો પોતાને માથે લીધો. કયાં સુધી એના ચલણો લખું +

× "દયાનંદકી અંદરંગતે" પંડીત જગન્નાથદાસ મોરાદાબાદવાળાની રચેલીના પૃષ્ટ ૧૦-૧૧થી આ કર્યાં છે ગુ. મો.

મતલબ કે પ્રથમ આવૃત્તિના સત્યાર્થમાં સંન્યાસી માટે જે એબ લખ્યા હતા, દયાનંદજીમાં તેમાનું જરાએ નહોતું. હવે હજરત મોહમ્મદ (સલ) વિષે સાંભળો ઘણા મુલકો ફતેહ થયા છતાં બે દિવસ સાથે કદી પેટ ભરીને અન્ન નહીં ખાધું. જે દિવસે વફાત થઈ ત્યારે એમનો બકતર એક યહુદીને ત્યાં ગીરવી હતો. ઉમ્મત પાસેથી સેંકડે અઢી ટકા એટલે ચાલીસમો ભાગ ઝકાતનો આવતો તેને પોતા માટે તથા પોતાની ઓલાદને માટે હરામ ઠેરવ્યો. લાખોની સખાવત એક દિવસમાં કરતા અને ઘરમાં કંઈ રાખતા નહિ. રાત્રે ખુદાની એટલી બંદગી કરતા કે પગ પર વરમ ચઢતો, બે બેવડ ટાટના બીછાણા પણ સુતા એક દિવસે બીબી સાહેબે ચાર બેવડ કરી તો બીજે દિવસે હજારને (સલ) મનાઇ કરી. એક દિવસે ચટાઇ ઉપર સુતા જેથી ચટાઇના સલ તેમના બદન મુબારક ઉપર પડયા તે જોઇ લોકોએ આરામની વસ્તુઓ બનાવવાનું કહ્યું હજરતે ના પાડી. પોતાને હાથે જોડા સાંધતા વગેરે આપના અખલાક અને સ્વભાવ એવી રીતના હતા કે કોઇને જરાએ આંગળી બતાવવાની જગ્યા રહે નહીં. અને આ સઘળી બાબતો હદીસની કિતાબોમાં સીયરમાં ખુલ્લી લખાઇ છે. આથી તમો સમજી ગયા હશો કે મેહેનત ઉડાવનારા હજરત (સલ) હતા કે દયાનંદ હતો. દયાનંદ ઉપર જરૂર હતી કે ફતેહ થયા બાદ તથા હોકુમત હાથ લાગ્યા બાદ હરતજ ઐશમાં રહેતા હતા એ સિધ્ધ કરતે ફરી આ બકવો કરતે.

દયાનંદજી કહે છે "યહ બાત અપને મતલબ સિધ્ધ કરને લીયે હૈ" આ હજરત વિષે ખોટો દોષ આપવો છે. તેમના ચલણમાં કંઈ ફેર પડયું દયાનંદ સિધ્ધ કરતે ફરી કહેવે તો કંઇ માનવા લાયક થતે પણ એ આયત ઉતરવા પહેલાં જે હાલત તેમની હતી તેવીજ હાલત એ આયતના ઉતરવા પછી તથા ફતેહ થયા પછી હતી તો દોષ કેમ લાગુ પડે? પણ દયાનંદ પોતે તો પોતાની ઇચ્છા પૂરી પાડવા પોતાની મતલબ સિધ્ધ કરવા કહે તો હતો. ઉપર હું લખી આવ્યો છું તે પ્રમાણે તેણે સંન્યાસી વિષેની શીખામણ લખી. ફરી લોભમાં આવી બીજી વારની છપાઇલીમાંથી તે કાયદા કાઢી નાંખ્યા. અને એટલા ઉપર નહીં અટકતાં પોતાની મતલબ સિધ્ધ કરવા સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૨૬માં મનુ સ્મૃતિને આધારે સંન્યાસીને ધન દોલત આપવાનું લખી માર્યું અને **विविधानि च रत्नानि विविक्तेषूपपादयेत** ઘડી તેનો અર્થ આવી રીતે કર્યો "નાના પ્રકારના રત્ન સુવર્ણાદિ ધન સંન્યાસીઓને આપે" પણ વિદ્વાનોનો મત છે કે આખી સ્મૃતિમાં કેથે એ શ્લોક નથી. અને વળી દયાનંદજીના એબ ઢાકવા ગુજરાતી સત્યાર્થ પ્રકાશવાળાએ દયાનંદજીના લખેલા શ્લોકનો પતો મનુ ૧૧;૬ લખ્યો છે તેને શરમાવું જોઇએ. પ્રથમ તો એ કે દયાનંદજીના લખેલા શબ્દો તેમાં નથી. તેનો અડધો શ્લોક **धनानितु**થી શરૂ થાય છે અને બીજો અડધો **वेदवित्सु**થી શરૂ થાય છે. એમ છતાં સંન્યાસીને દોલત આપવાનું તથા રત્નનું બયાન એમાં નથી. વળી સન્યાસીનું પૂરૂ બયાન મનુએ અ૦ ૬માં કર્યું છે અને અ૦ ૧૧મો સંન્યાસી માટે નથી આટલું જો ગુજરાતી સત્યાર્થવાળો જાણતે તો કદી દયાનંદની કલ્પનાનો ટેકો આપવા નહીં નીકળતે. એ વીષે વધુ ખુલાસો દયાનંદ તિમિર ભાસ્કર પૃષ્ટ ૧૯૧–૭ માં વાંચો.

દયાનંદજી કહે છે "ભલા ઇશ્વરકે માર્ગમેં મરને મારનેકી કયા અવશ્યકતા હૈ" એની શી મતલબ છે? જો તે વખતની લડાઇની અવશ્યકતા પૂછવી છે તો એનો જવાબ આ છે કે બેશક જરૂરત હતી. મૂર્તિ પૂજકો પ્રથમ મુસલમાનોના દુશ્મન થયા તેઓપર તરેહ તરેહની સખતી કરી આખર તેઓમાંના કેટલાક દેશ છોડી હબશ ગયા અને નજાશી બાદશાહના આશ્રયમાં રહ્યા. કેટલાકો દેશ [મકકા] છોડી મદીને ગયા. આખર મોહમ્મદ (સલ)ને પણ પોતાનો પ્યારો દેશ છોડી મદીને જવું પડયું. એટલું થતાં પણ મૂર્તિ પૂજકો નહીં થોભ્યા પણ મદીનાના યહુદીઓને ઉશ્કેર્યા તેઓને પોતાના પક્ષમાં લીધા. હવે ચોતરફથી તંગી થવા લાગી. એઓનો મુકા-

બલો કરવો જરૂર છે કે નહી? હું ધારૂં છું કે દરેક દયાનંદી કેહેશે કે તેઓને હડાવવા પોતાનો છુટકો કરવો જરૂરતું છે. અને જો એમની મતલબ આ છે કે ખોદા તરફથી લડાઇનો હુકમ થઇ શકતોજ નથી તો તેનો જવાબ આ છે કે દયાનંદના પુસ્તકો તપાસીએ. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૩૧ માં છે. "ઇશ્વર ઉપદેશ કરે છે કે હે રાજપુરૂષો તમારા આગ્નેયાદિ અસ્ત્રો અને શતઘ્ની (તોપ) ભુશુણ્ડી (બંદુક) ધનુષ બાણ તરવાર આદિ શસ્ત્ર શત્રુઓનો પરાજય કરાવા અને રોકવાને અર્થે પ્રશંસિત અને દ્દઢ થાઓ અને તમારી સેના પ્રશંસનીય થાઓ કે જે વડે તમે સદા વિજયી થાઓ પરંતુ જે નિંદીત અન્યાયરૂપ કામ કરે છે તેને માટે પુર્વ વસ્તુઓ નથાઓ અર્થાત જ્યાં સુધી મનુષ્ય ધાર્મિક રહે છે ત્યાં સુધી રાજ્યવૃધ્ધિ પામતું રહે છે ઋ. મં. ૧ સૂ. ૩૯ મં. ૨ આમાં શત્રુઓને મગલુબ કરવા (પરાજય કરાવા) હથિયારોની તૈયારી કરવાની ઇશ્વિર શીખામણ આપે છે તો આ મંત્રને માનનાર લડવામાં ઇશ્વરની આજ્ઞા પ્રમાણે (તેના માર્ગમાં) લડનાર થયા કે નહીં. વળી રૂગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨૨ માં પણ એ મંત્ર છે પણ ત્યાં એનું પ્રમાણ ઋ. અ. ૧ આ ૩ વ. ૧૮ મં. ૨ લખ્યું છે. અને તરજુમામાં જરા ફેર છે પણ મંત્રના સંસ્કૃત શબ્દોમાં કંઇ ફેર નથી. દયાનંદજીના ઋગવેદ ભાષ્ય પૃષ્ટ ૭૦૭ માં છે "સભા અધ્યક્ષ આદિ રાજ્ય પુરૂષો તથા પરજાના મનુષ્યોને જોઇએ કે જેવી રીતે અગ્નિ આદિ પદાર્થ વન આદિને ભસ્મ કરે છે તેવીજ રીતનો દુઃખ આપનાર શત્રુ જનોના નાશ માટે પ્રયત્ન કરે. વળી એ ભાષ્યના પૃષ્ટ ૧૬૬૧ માં છે "સભા અધ્યક્ષને જોઇએ કે શાંતી વચન કહેવા દુષ્ટોને સજા આપવા તથા શત્રુઓને ફુટ કરાવનારી ક્રિયાઓથી નિતીને સારી રીતે પ્રાપ્ત થઇને પરજા જનોના દુઃખને નિત્ય દુર કરવા માટે ઉદ્યમ કરે. ભાષ્ય પૃષ્ટ ૨૯૯ માં છે "સભા અધ્યક્ષ આદિ લોક! જેવી રીતે લોખંડના ઘોણથી લોઢા પત્થરાદિને તોડે છે તેવી રીતે અધર્મિ દુષ્ટ શત્રુ (બે ઇમાન દુશમનો)ના અંગોને તુકડે તુકડા કર રાત દિવસ ધર્માત્મા પરજાજનોના પાલવામાં તતપર થા. જેથી શત્રુઓ આ પરજાને દુઃખ આપવાને સામર્થ થઇ શકે નહીં." વળી ભાષ્યના પૃષ્ટ ૬૧૬ તથા ૬૯૬માં જોર જુલમથી પોતાના મતમાં લાવવાનું લખ્યું છે. અને પૃષ્ટ ૫૩૬, ૬૦૨, અને ૧૧૬૦માં શત્રુઓને કતલ કરવાનું બયાન છે. પૃષ્ઠ ૫૬૮, ૭૯૨, અને ૧૭૦૬માં દુશમનોની પકડ કરાવવાનું છે. પૃષ્ટ ૪૦૨ માં માફી માંગે તોએ ગુસ્સો નહીં છોડો. પૃષ્ટ ૭૯૮ શત્રુઓને દોસ્ત નહીં બનાઓ. દયાનંદજી પોતાના પુસ્તકોમાં આવી રીતે લખે અને ફરી ઇસ્લામ ઉપર શંકા કરે એથી એશરમી બીજી કયી હશે? કદાપી એમ હશે કે દયાનંદજી કતલ વગેરેના કાયદા કુરઆનમાં હોવાથી કુરઆનને ઇશ્વર કરત જાણતા નથી. તેજ દોષ વેદવા હોવાથી તેને પણ માનતા નહોય. અને એને માનવાનું જે પ્રગટ કરે છે તે માત્ર લોકોને ધોકો આપવા હોય. હું તો એમજ માનું છું. નહીં તો વેદમાં શત્રુઓને મારવાની, લડાઇ કરવાની ઘણી આજ્ઞા છે યજુરવેદ અ. ૧૦, મં૦ ૧૦, ૧૧, ૧૨, ૧૩ ઓ રાજા, તું દુશમનોને સાથે બીજાઓને દુઃખ દેવા માટે કરડનારો છે એઓને જીતીને પૂર્વ તરફ ચઢાઈ કર. ઓ રાજા તું દક્ષિણ તરફ ચઢાઈ કર અને દુશમનોને જીત. ઓ રાજા તું પશ્ચિમની ફતેહથી માલ અસબાબ અને દોલત ભેગી કર. ઓ રાજા તું ઉત્તની તરફ ચઢાઇ કર. આ. ૧૭ મં. ૨૮ ઓ રાજા જેવી રીતે તું બુરાઓને રડાવનાર છે તેમ હું પણ થઇશ. અ૦ ૫ મં. ૨૨ (પરમેશ્વર કહેછે) જેવી રીતે હું બુરા સ્વભાવવાળાઓના માથાં ફોડું છું તેવીજ રીતે તમો પણ તેઓના માથાં ફોડો અ૦ ૫ મં૦ ૨૫ ઓ લોકો જેવી રીતે તમો દુઃખોના નાશ કરનારછો તેવી રીતે દુશમનોનો બળ કાઢનાર હું આપ લોકોનો સત્કાર કરીને જેહાદ (ધર્મિની આજ્ઞા પ્રમાણેની લડાઇ) માં હથિયારોથી ગુજર કરનાર લોકોને ઠીક કરૂં જેવી રીતે તમો ખોટા ધર્મ વાળા બદજાત ગોલામોને મારો છો તેવી રીતે દુશમનોની ફોજ

મે બરબાદ કરનાર છું તમને સુખ આપનાર છું અને બદજાતોને દૂર કરું છું. જેવી રીતે હું ફોજને લુટ ઉપર લાવનાર દુશમનોને મારનાર છું તમને સુખના છાયામાં ઢાકું છું તેમ તમો પણ કર્યા કરો અ. ૧૩ મં. ૧૨ ઓ ભાગ્યશાળી રાજા તું પુન્યને મેળવ પોતાના ધર્મવાળાઓ માટે સુખ ફેલાવ પોતાના ધર્મ વિરૂધ્ધોને ભસ્મ કર જે અમારા દુશમનોની મદદ કરે છે તેઓને નીચેની તરફ સુકાં લાકડાની જેમ તે જગ્યા બાળ કે જ્યાંથી તેઓનો હવા પણ નહી લાગે ” એ વગર યજુરવેદમાં ઘણાં મંત્રો છે. દયાનંદજીએ પાદરીઓના દેખાદેખી ઇસ્લામ ઉપર લડાઇની શંકા કરી પણ જેવી રીતે પાદરીઓ એ વિષે અઉત્તર થયા તેવી રીતે થવું પડયું* હવે વેદની આજ્ઞા પ્રમાણે હિંદુઓના પુર્વજો જેઓ લડયા. કતલ ચલાવી અને તેમાં માર્યા ગયા તેઓ ખોદાના માર્ગમાં ( તેના હુકમ પ્રમાણે. મરાયા અથવા શૈતાનના માર્ગમાં? તે કોઇ દયાનંદી કહેશે? કદાપી વેદની એ આજ્ઞા “ અપની મતલબ સિધ્ધ કરને કે લીએ હે ” એમ તો ન હોય?.

૩૨ ઔર યહ કિ અલ્લાહ કઠોર દુઃખ દેને વાલા હૈ. શયતાનકે પીછે મત ચલો નિશ્ચય વો તુમ્હારા પ્રત્યક્ષ શત્રુ હૈ. ઉસકે વિના ઔર કુછ નહીં કિ બુરાઇ ઔર નિર્લજજતાકી આજ્ઞા દે ઔર યહ કી તુમ કહો અલ્લાહ પર જો નહીં જાનતે મં૦ ૧ સિ. ૨ સ૦ ૨ આ. ૧૫૧, ૧૫૪, ૧૫૫.

**સમીક્ષક** ક્યા કઠોર દુઃખ દેનેવાલા દયાલુ ખુદા પાપિયોં પુણ્યાત્માઓં પર હૈ અથવા મુસલમાનો પર દયાલુ ઔર અન્ય પર દયાહીન હૈ. જો એસા હૈ તો વહ ઇસ્વરહી નહીં હોસકતા ઔર પક્ષપાતી નહીં હૈ તો મનુષ્ય કહીં ધર્મ કરેગા ઉસ પર ઇશ્વર દયાલુ ઔર જો અધર્મ કરેગા ઉસ પર દંડ દાતા હોતા તો ફિર બીચમેં મહુંમદ સાહેબ ઔર કુરઆનકો માનના અવસ્યક ન રહા. ઔર જો સબકો બુરાઇ કરાને વાલા મનુષ્ય માત્રકા શત્રુ શયતાન હૈ ઉસકો ખોદાને ઉત્પન્નહી કયો કિયા કયા વહ ભવિષ્યતકી બાત નહીં જાનતા થા? જો કહો કી જાનતા થા પરંતુ પરીક્ષા કે લિયે બનાયા તો ભી નહીં બન સકતા કયોંકિ પરીક્ષા કરના અલ્પજ્ઞકા કામ હૈ, સર્વજ્ઞા તો સબ જીવોંકે અચ્છે બુરે કર્મોંકો સદાસે ઠીક ૨ જાનતા હૈ ઔર શયતાન સબકો બહાકાતા હૈ તો શયતાન કો કિસને બહકાયા? જો કહો કિ શયતાન આપ બહકતા હૈ તો અન્ય ભી આપસે આપ બહક સકતે હૈ, બીચમેં શયતાનકા કયા કામ? ઔર જો ખુદા હીને શયતાનકો બહકાયા તો ખુદા શયતાનકા ભી શયતાન ઠહરેગા. એસી બાત ઇસ્વરકી નહીં હો સકતી ઔર જો બહકાતા હૈ વહ કુસંગ તથા અવિદ્યાસે ભાન્ત હોતા હૈ ॥ ૩૨ ॥

**જવાબ** આ સવાલથી તો દયાનંદજીએ પોતાની વિદ્વતાને બટ્ટો લગાડયો છે. “ ઔર યહકિ અલ્લાહ કઠોર દુઃખ દેનેવાલા હૈ ” આ આખી આયત નથી. આયતનો છેડો ભાગ છે પૂરી આયત આ છે “ અને કેટલાક લોકો અલ્લાહ સિવાય બીજાને તેની સમાન ગણે છે જેવી રીતે અલ્લાહને ચાહે છે તેવી રીતે તેઓ તેઓને ચાહે છે. અને જે લોકો ઇમાન લાવ્યા છે તેઓ અલ્લાહની ઘણી પ્રીતિ રાખે છે અને જેઓએ જુલમ [ શિર્ક ] કર્યો તેઓ જ્યારે જોશે ત્યારે દુઃખને જોશે કે સઘળી શક્તિ અલ્લાહને માટે છે અને અલ્લાહ સખત અજાબ કરનાર છે” આથી સાફ જણાયું કે અલ્લાહની સાથે શિર્ક કરનારને અલ્લાહ અજાબ કરશે તેનું બયાન આ આયતમાં છે. તો ફરી આ સવાલ કરવો કે ખોદા આવા માણસને અજાબ કરનાર છે કે તેવા માણસને. તે પોતાની મુર્ખાઇ જાહેર કરવી છે. વળી હું કહું છું કે જે મુસલમાન ખોદાની આજ્ઞા ઉપર ચાલે તે ઉપર ખોદા રહેમ [દયા] કરશે અને જે ખોદાના હુકમ નહી માનનાર કાફેર છે તેઓ

* એ વિષયમાં પાદરીઓના જવાબમાં મારી ચોપડી જેહાદની હકીકત છે જેને છપાવવાને ૯ વર્ષ થયાં હજુ કોઇ પાદરીથી તેનો જવાબ થયો નથી. તેની કી. આ. ૧ મુ. મો.

ને દુઃખનો માર આપનાર એમાં પક્ષપાત કેવો? દયાનંદજી પોતે કહે છે સત્યાર્થ પૃષ્ટ ૬૭, ૨૪૭, " જે વેદોનો નિંદક છે અને વેદોને નહીં માનનાર નાસ્તિક કહેવાય " એ પક્ષપાત છે. કારણ કે ખોદાનો માર્ગ કુરઆન બતાવે છે તે પર ચાલનાર દયા પાત્ર અને કુરઆન વગર દરેક પુસ્તક ખોદાનો ખરો માર્ગ બતાવનાર નથી જેથી તે પર ચાલનાર દુઃખને પાત્ર. અને વેદ વિષે એવો દાવો કરવો એ પક્ષપાત. કારણ કે તેમાં ખોદાનો માર્ગ ખરો નથી.

દયાનંદજી કહે છે " ઔર પક્ષપાતી નહીં હૈ તો મનુષ્ય કહીં ધર્મ કરેગા ઉસપર ઇશ્વર દયાલુ ઔર જો અધર્મ કરેગા ઉસપર દંડ દાતા હોતા તો ફીર બીચમેં મોહમ્મદ સાહેબ ઔર કુરઆનકો માનના આવશ્યક ન રહા " એમાં " કહીં ધર્મ કરેગા " ની શી મતલબ છે? જો " કહીં " ની મતલબ કોઇ દેશ કોઇ જગ્યા છે તો બેશક એનો કોઇ નકાર કરનાર નથી દયાનંદજી જો સુરતમાં મુસલમાન થઇ ઇસ્લામી કાયદા ઉપર ચાલતે અથવા દિલ્લીમાં મુસલમાન થતે સર્વ બરાબર હતું અને મક્કામાં જે મુસલમાનો છે તેવોજ ગણાતે, ઇશ્વર દયા કરતે. એટલુંજ નહીં પણ મક્કાનીવાસી જેઓ મુસલમાન હોવા છતાં ઇસ્લામના કાયદા ઉપર ચાલતા નથી તેઓ કરતાં કાયદા સર ચાલવાથી દયાનંદજી ચઢતા થતે. અને જો " કહીં " ની મતલબ કોઇ પણ ધર્મ છે અને કોઇપણ ધર્મમાં રહી ધર્મ કરવાથી ખોદા દયા કરશે અને અધર્મ કરશે તેને સજા. તો ફરી સત્યાર્થ પૃષ્ટ ૬૭ માં વેદોને નહીં માનનારને નાસ્તિક શા માટે કહો છો? અને પૃષ્ટ ૧૯૬માં " વેદ પરમેશ્વર કૃત છે એને અનુસારે સર્વ લોકોએ વર્તવું જોઇએ " એ શા માટે કહો છો? તથા એજ પૃષ્ટમાં " પૂછે કે તમારો શો મત છે? તો એજ ઉત્તર આપવો કે અમારો મત વેદ છે અર્થાત જે કાંઇ વેદોમાં કહ્યું છે તેજ અમે માનિયે છીએ " એ શા માટે કહો છો? અમે આર્ય સમાજ સ્થાપવાનું ને સત્યાર્થ પ્રકાશ લખવાનું શું કારણ હતું? દયાનંદજીને જોઇતું હતું કે સનાતન ધર્મમાં રહી પોતાની સમજ પ્રમાણે સારાં કામ કર્યાં કરતે. અથવા મુસલમાનો સાથે થઇ સારાં કામો કરતે. અને અલ્લાહના ખરા ફરમાન ઇલહામથી (ખોદાના બતાવ્યાથી)જ જણાય છે તો કુરઆનને તથા હજરત મોહમ્મદને માનવાની જરૂરત થઇ. કારણ કે કુરઆન જે માર્ગ બતાવે તેજ માર્ગ ખરો છે. અને હજરત મોહમ્મદ (સલ) જે બયાન કરે છે તે સત્ય છે. કુરઆન વિરૂદ્ધ જે માર્ગ છે તે ખોટો છે. સત્યાર્થ પૃષ્ટ ૩૮૬ માં છે ,, સાચું તો આ છે કે જેમણે કુરઆનથી વિરૂદ્ધ કર્યો અને કરે છે અને કરશે તે અવશ્ય અવિદ્યારૂપી અંધકારમાં પડીને સુખને બદલે દારૂણ દુઃખ જેટલું પામે તેટલુંજ ન્યુન છે ,, એ વિષે જો કોઈ આર્યને શક હોય તો તે કુરઆનનો કોઇ કાયદો બયાન કરે અને તેને વિરૂદ્ધ બીજા ધર્મનો કાયદો બયાન કરી બંનેનો તોલ કરે તથા તે વિષે મારેથી તહકીક કરે ખોદા ચાહશે! તો તેની ખાતરી થશે.

શૈતાનના ઉત્પન્ન કરવા વિષે દયાનંદ શંકા કરે છે કે મનુષ્યના શત્રુને શામાટે ઉત્પન્ન કર્યો? એ શંકા પ્રથમ પણ કરી ચુકયા છે તેનો જવાબ કે દયાનંદજી માને છે કે મુર્તિ પૂજા જૈનોએ ચલાવી સત્યાર્થ પૃષ્ટ ૨૯૧ અને તેઓથી લોકો મુર્તિ પૂજાની ખરાબ રસમમાં પડયા. જેથી જૈનો વગર બીજા હિંદુઓ પણ સેંકડે નવ્વાણું મુર્તિ પૂજક થયાં. એઓનું બેહકાવવું ચાલ્યું અને હજું ચાલુજ છે. વામ માર્ગીઓ ઉત્પન્ન થયા એઓએ દયાનંદજીના કહેવા પ્રમાણે ગાય ઘોડા મારી હોમ કરવાની, *દારૂ પીવાની, વ્યભિચારને સારૂ ગણવાની, ચાલ કાઢી એટલુંજ નહીં પણ આર્યાઓના પવિત્ર પુસ્તકોમાં પણ એ વાતનો વધારો કર્યો ( ઉર્દૂ સત્યાર્થ

* દયાનંદજીની સને ૧૮૭૫ માં છપાઈલી સત્યાર્થ પ્રકાશના પૃષ્ટ ૧૪૯, ૧૭૧, ૩૦૩, અને ૩૯૯ માં ગાય વગેરે જાનવરને મારી હોમ કરવાનું લખ્યું છે આથી જણાય છે કે વામ માર્ગીઓના બેહકાવવામાં દયાનંદજી પણ આવી ગઇલા. ગુ. મો.

૩૬૫ ) તો આવા માણુસોને ખોદાએ શા માટે ઉત્પન્ન કર્યાં ? જે કારણે બેહકાવનારા સર્વેની ગુરાહ કરનારાઓને ઉત્પન્ન કર્યા તેજ કારણે શૈતાનને પણ ઉત્પન્ન કર્યો.

માણુસના જીવમાં બુરી ખ્વાહેશો લોભ કીનો કપટ વગેરે ઉત્પન્ન થાય છે. એ ખ્વાહિશોને લીધે માણુસ બુરા કામોમાં, તરેહ તરેહના ફસાદોમાં પડે છે એ શકિતને અરબીમાં નફ્સે અમ્મારા કહે છે. એ શકિતનો કોઇ નકાર કરી શકતો નથી. અને વળી દયાનંદજીતો એ શકિતના ભોગ થઇ સંન્યાસીઓનો જે જરૂરી ધર્મ હતો તે છોડવો પડેલો જે હું ઉપર બયાન કરી આવ્યો છું. તે શકિતને ખોદાએ શા માટે ઉત્પન્ન કરી? ખોદાએ શૈતાનને ઉત્પન્ન કર્યો અને તેથી બચવાની આ આયતમાં તેમ બીજી આયતમાં ખુલ્લી રીતે બયાન કર્યું તો જેવી રીતે ઝેર વગેરે ઘાતક વસ્તુ ઉત્પન્ન કરી તેમ થયું ફરી શંકા કેવી?

અલ્લાહ તઆલા સર્વજ્ઞ છે તેનાથી કોઈ ચીજ છુપી નથી. ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણ કાલનો જાણનાર છે. પણ દયાનંદજી એ માનતા નથી. સત્યાર્થ પૃષ્ટ ૧૮૪માં છે " ઇશ્વરને ત્રીકાલદર્શી કહેવો મુર્ખતાનું કામ છે. " અને ફરી ઉલટો ઈસ્લામ ઉપર દોષ મુકવા લાગ્યા છે. હવે કોઇ દયાનંદી કહે કે દયાનંદજી પણ ખોદાને ત્રીકાલ દર્શી માને છે વાંચો રૂગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૬૩ તેનો જવાબ કે બેશકક દયાનંદે ત્યાં લખ્યું છે તો તે પોતાના ઇકરાર પ્રમાણે મુર્ખ થયો. અને તેની એક વાત બીજીને વિરૂધ્ધ થઇ. ખોદા સર્વજ્ઞા હતો જેથી તેણે શૈતાન વિષે ફરમાવ્યું કે " બચીત મારા ખાસ બંદાઓ ઉપર તારૂં કંઈ જોર નથી " એ વિષે ના૦ ૧૧ માં કેટલુંક લખાયું છે.

દયાનંદજી કહે છે ઔર શયતાન સબકો બહકાતા હૈ તો શયતાનકો કિસને બહકાયા? જો કહો કિ શયતાન આપ બહકતા હૈ તો અન્ય ભી આપસે આપ બહક સકતે હૈ " આ વાંચી દયાનંદજી ઉપર અફસોસ આવે છે. મુસલમાનો કયાં કહે છે કે બીજાઓ આપો આપ નહિં બેહેકતા. જેમ શૈતાન તકબ્બોરી અહંકારથી બેહેકયો તેમ બીજા પણ બેહેકે છે. હા, આટલું છે કે શૈતાનને બેહેકવાનું કારણ તેની મગરૂરી થઇ અને બીજાઓનું કદી તેઓની મગરૂરી અને કદી શૈતાન અને કદી બંને એમાં શંકા શેની? એ શંકાના જવાબ માટે એક દ્રષ્ટાંત લખું છું. દયાનંદજીએ કુરઆન સાંભળ્યું અને પોતેજ મોટાઇ કે નામદારીના લોભમાં આવી બેહેકી કુરઆન ઉપર ૧૫૯ શંકા કરી અને પોતે બેહેકયા. અને અણસમજ આર્યા ૧૪ મો સમુલ્લાસ વાંચી કુરઆન ઉપર શંકા કરે તો તેઓનો બેહેકાવનાર દયાનંદજી. અને કોઇ આર્યો દયાનંદજીની સમજનો તેમના સ્વભાવનો નીકળે અને ૧૪ મો સમુલ્લાસ વગર જોયે કુરઆન પર શંકા કરે તેને દયાનંદજી બેહેકાવનાર નથી. તે પોતે બેહેકયો એમાં નવાઈ શી? ફરી શૈતાનના બેહેકવા માટે ખુદા ઉપર બેહેકાવવાનો શબ્દ વાપરી ખોદાને " શૈતાનકાબી શૈતાન " ઠેરવવા લાગ્યા એ એમનું નાસ્તિક પણું સિધ્ધ કરે છે. નાસ્તિક વગર એવી ધારના ખોદા વિષે કોઇ કરે નહીં.

૩૩ તુમપર મુર્દાર, લોહૂ ઔર ગોસ્ત સૂઅરકા હરામ હૈ ઔર અલ્લાહકે વિના જીસપર કુછ પુકારા જાવે. મં. ૧ સિ૦૨ સૂ૦૨ અ. ૧૫૯

**સમીક્ષક.** યહાં વિચારના ચાહિયે કિ મુર્દા ચાહે આપસે આપ મરે વા કિસકે મારનેસે દોનોં બરાબર હૈ હાં ઇન મેં કુછ ભેદભી હૈ તથાપિ મૃતકપન મેં કુછ ભેદ નહીં ઔર જબ એક સૂઅરકા નિષેધ કિયા તો કયા મનુષ્યકા માંસ ખાના ઉચિત હૈ? કયા યહ બાત અચ્છી હો સકતી હૈ કિ પરમેશ્વરકે નામ પર શત્રુ આદિ અત્યંત દુઃખ દેકે પ્રાણ હત્યા કરની? ઇસસે ઇશ્વરકા નામ કલંકિત હો જાતા હૈ હાં ઇશ્વર વિના પૂર્વ જન્મકે અપરાધકે મુસલમાનોકે હાથ સે દારૂણ દુઃખ કયોં દિલાયા કયા ઉનપર દયાલુ નહીં હૈ? ઉનકો પુત્રવત નહીં માનતા? જીસ વસ્તુસે અધિક ઉપકાર હોવે ઉન ગાય આદિકે

મારનેકા નિષેધ ન કરના જાનો હત્યા કરાકર ખોદા જગતકા હાનિકારક હિંસારૂપ પાપસે કલંકિત ભી હો જાતા હૈ ઔર ખોદાકે પુસ્તકકી ક્ભી નહીં હો સકતી. ॥ ૩૩ ॥

**જવાબ** સત્યાર્થનો ભૂમિકા પૃષ્ટ ૪માં છે " ઘણા એ હઠી, દુરાગ્રહી મનુષ્ય હોય છે. કે જે વકતાના અભિપ્રાયથી વિરૂધ્ધ કલ્પના કર્યા કરે છે. વિશેષ કરી મતવાલા લોક કેમકે મતના આગ્રહથી તેમની બુધ્ધિ અંધકારમાં ફસીને નષ્ટ થઇ જાય છે " દયાનંદજીએ " મુર્દા " શબ્દ જે લખ્યો છે તેની જગ્યા અરબી માં" મૈતહ " શબ્દ છે. એના વિષે અરબી કોશ કામૂસમાં છે " મૈતહ તે છે કે જેને જુબ્બહ કરવું લાગ્યું નહોય " વળી કુરઆન સૂરા માએદા ( ના૦ ૫ ) ની આ૦ ૩માં છે " મુરદાર અને લોહી અને ભુંડનું માંસ, અને તે જાનવરકે ખોદા સિવાય બીજાના નામે પૂકારાયું હોય તે, અને ગળું દાબેલું તે, અને મારથી મર્યું હોય તે, અને ઊંચેથી પડીને મરેલું તે, અને શિંગના મારથી મરેલું તે, અને ફાડી ખાનાર જાનવર ફાડે તેને તમે જુબ્બહ કર્યું હોય તે સિવાય હોય તે, અને જે મુર્તિઓ ઉપર જુબ્બહ થયું હોય તે તમારે માટે હરામ થયાં છે " આથી સાફ જણાયું કે મુરદાર ( મૈતહ )ની મતલબ આપથી મરેલું છે. વલી મહાવરામાં પણ મુરદાર આપથી મરેલાને કહેવાય છે. ફરી દયાનંદજી બંનેને શા માટે એક ગણે છે તે સમજાતું નથી. પણ આખર દયાનંદથી કદી સાચું પણ કહેવાય છે તે કહે છે " હાં ઈનમેં કુછ ભેદ ભી હૈ " તેજ ભેદને લીધે મુરદાર હરામ અને જુબ્બહ કરેલું હલાલ છે.

જેવી રીતે સુવરનું માંસ હરામ છે તેવી રીતે કુતરૂં બીલાડું ગધેડું વગેરે ઘણા જાનવરો હરામ છે તેમ માણસનું માંસ પણ હરામ છે. અને આ આયતમાં સઘળા હરામ જાનવરો નું લિસ્ટ નથી કે દયાનંદને કહેવાનું રહે કે " કયા મનુષ્યકા માંસ ખાના ઉચિત હૈ? " અને એક વાત યાદ આવી તે એકે મહાભારતના વન પર્વમાં છે કે ત્રણ રાજા અને સોહલ બ્રહ્મણ અલલના શેહેરમાં ગયા, અલલે એઓને ઘણું માન આપ્યું અને પોતાના નાના ભાઇ બાનાતને બકરાના રૂપમાં કરી તેને માર્યો અને તેના માંસથી ખાણું રાંધ્યું. તે ત્રણે રાજાઓ એ જ્યારે સાંભળ્યું કે અમારા ખાસ માટે અલલે બાનાતને મારીને રાંધ્યો છે તો ઘણાં ડર્યા અને એ વાત સોહલને કહી. સોહલે કહ્યું કે તમો કંઈ ડરો નહીં, બાનાતના ગોસ્તનું ખાણું હું ખાઇશ. ફરી બાનાતના માંસથી પાકેલું ખાણું અલલે લાવીને સોહલની આગળ પીરસ્યું સોહલ તે સઘળું ખાઇ ગયો. જ્યારે ખાઈ રહ્યો ત્યારે અલલે મોટે સાદે બાનાતને બોલાવ્યો. તે વેળા સોહલથી ગરજવા જેવો ઘણોજ જોરનો પાદનો હવા નીકળ્યો. અલલે પુકારીને કહ્યું એ બાનાત બહાર નીકળ. સોહલે કહ્યું જગ્યા રહી નથી કે તે નીકળે, મારી હોજડીમાં હજમ થયો છે " આ સોહલ હિંદુઓમાં માનીતો આગેવાન તથા તેઓના માનવા પ્રમાણે ચમત્કાર કરનારાઓથી છે. વળી માહાભારતના બારમા પર્વની શરૂમાં છે કે કૌરવ અને પાંડવના યુદ્ધમાં મરાઇલાઓનું ખુન દ્રોપદીએ પીધું અને દ્રોપદી એ હીન્દુઓમાં ઘણી પારસા નેક સ્ત્રી ગણાય છે. દયાનંદજીએ જોયું કે મારા પુર્વજો વડવાઓ માણસનું માંસ ખાતા અને કુરઆનમાં આ જગ્યા સુવરનું માંસ હરામ છે. માણસનું લખેલું નથી જેથી તેવણ પૂછે છે, " કયા મનુષ્યકા માંસ ખાના ઉચિત હૈ? "

દયાનંદજી કહે છે " કયા યહ બાત અચ્છી હો શકતી હૈ કિ પરમેશ્વરકે નામ પર શત્રુ આદિ અત્યંત દુ:ખ દેકે પ્રાણ હત્યા કરની? " આમાં શત્રુને મારવા વિષે તથા હત્યા વીષે શંકા કરી છે. એ બંનેનો જવાબ ના૦ ૧, ૨, ૩૧ માં અપાયો છે. છતાં દયાનંદજીની ખાતરે અતરે પણ લખું છું. દયાનંદજીની સત્યાર્થ પ્રકાશ સને ૧૮૭૫ માં છપાઇલાના પૃષ્ટ ૪૫માં સવાર સાંઝ માંસથી હોમ કરવાનું લખ્યું છે. પૃષ્ટ ૧૪૯માં છે કે માંસના પીન્ડ આપવામાં કશો

પાપ નથી પૃષ્ટ ૧૭૧ માં છે કે યજ્ઞ માટે જે પશુનું વધ કરવાનું છે તે વિધિ પુર્વક કતલ છે. દયાનંદજીની સંસકાર વિધિ છપાઇલી સંવત ૧૯૩૩ માંના પૃષ્ટ ૧૧ માં છે જે ચાહે કે મારો પુત્ર પંડિત, શત્રુઓને ફતહ કરનાર, સઘળા વેદ વેદાંગનો ભણુનાર ભણાવનાર થાય તથા પુરી ઉમર ભોગવનાર થાય તેને જોઇએ કે ભાતની સાથે માંસ રાંધીને ખાય " મનુ અ૦ ૫ શ્લો ૪૪માં છે " વેદ વિહિન હિંસા આ સ્થાવર જંગમ જગતમાં કરવામાં આવે છે તેને હિંસા ગણવી નહીં. કારણ કે વેદમાંથી ધર્મ નિષ્પન્ન ( જાએજ ) થયો છે " આ મનુજીના શ્લોકથી જણાયું કે વેદમાં હિંસા કરવાનો હુકમ છે. વળી ઋગવેદ સંહિતા આ૦ ૧ સુકત ૬૧ની શ્રુતિમાં આવી રીતે છે " ઓ ઇંદ્ર વરતરા ઉપર તારો બજ્જર ( એક હથિયાર ) ચલાવ અને તેના એવા તુકડે તુકડા કર જેવી રીતે કસાઇ ગાયના તુકડે તુકડા કરે છે " આ શ્રુતિમાં વરતરાના તુકડે તુકડા કરવાને ગાયના તુકડા કરવા સાથે ઉપમા ( તશબીહ ) આપી છે. હવે વિચારવાનું છે કે જે લોકો ગાયને માને છે ગાયને પૂજે છે તેઓ કદી ગાયના તુકડા કરવાનું પોતાની બોલ ચાલમાં ઉપમા આપવામાં કદી વાપરશે નહિં. એટલુંજ નહીં પણ કોઇ પરધર્મનો તેઓની સામે એવો શબ્દ બોલે તો નારાજ થાય છે,* અને કવીની ફરજ છે કે તે પોતાની કવિતામાં એવા શબ્દો વાપરે કે જેના સાંભળવાથી સાંભળનાર અને વિષેશ કરી તેનો માનનાર નારાજ થાય નહિં. નહી તો તે વકતો ગણાશે નહિં; તેની વાત ફસાહતમાં મેળાશે નહીં. જ્યારે તમો આ સમજી ગયા તો હું કહું છું કે આ શ્રુતિથી જણાય છે કે વેદના ચલણના વખતમાં કસાયો હતા તેઓ ગાયને કાપતા અને તુકડે તુકડા કરતા અને તે વખતના હિંદુઓ તેને એબનું ગણતા નહોતા તથા તે વાપરતા હતા. આ ખુલ્લુ છે. નહીં તો કદી એવી ઉપમાં વેદમાં અપાતે નહીં. વળી પાણી દુધ સાગપાત વગેરે લીલોતરીમાં જીવજંતુ છે. અને તેના વાપરવાથી તે જીવ મરે છે તેના બચાવમાં દયાનંદજી પોતે સત્યાર્થ પૃષ્ટ ૪૩૩ માં લખે છે કે તે જાનવરોને દુઃખ થતું નથી તે બેહોશીમાં રહે છે તો દયાનંદીઓને જોઇએ કે એક જાહેર ખબર છપાવી લોકોને ખબર કરે કે જેઓનું કોઇ ઢોર મરે તો અમને ખબર કરે ફરી તેઓ તે માંસ ખાય એમાં કોઈ જાનવરને દુઃખ થવાનું નહીં તથા ચામડાં હાડકાંથી પૈસો પણ પેદા થશે. અથવા ગાય બકરીને કલોરા ફારમ સુંઘાડી ફરી વધ કરે કે ઇજા થશે નહીં. વળી જે કામ ગુનાહનું હોય તેનું કરવું જેમ દુરૂસ્ત નથી તેમ તે કામ કરાવવું કે તેવા કામમાં મદદ કરવી પણ દુરૂસ્ત નથી. આ એક એવો કાયદો છે કે તેની વિરૂદ્ધ કોઇ ધર્મવાળો નથી. હવે આપણે સત્યાર્થ પ્રકાશ તપાસીએ તેના પૃષ્ટ ૨૫૫ માં માંસહારિયોને માંસ ખવરાવવાનું લખ્યું છે તો સિદ્ધ થયું કે માંસ ખાવામાં દોષ નથી.

દયાનંદજીનું કહેવું "ખુદા જગતકા હાનિકારક હિંસારૂપ પાપ સે કલંકિત ભી હો જાતા હૈ ઔર ખોદા કે પુસ્તક કી ( યહ બાત ) કભી નહીં હો સકતી " આથી સિદ્ધ થાય છે કે દયાનંદજી પોતે વેદને માનનાર નથી. કારણ કે મનુજી કહે છે કે વેદમાં હિંસા છે પોતે દયાનંદજી પ્રથમ આવૃત્તિના સત્યાર્થમાં વેદ પ્રમાણે હિંસાનું કહે છે તથા વેદ શ્રુતિથી હિંસા સિદ્ધ થાય છે.

૩૪. રોજેકી રાત તુમ્હારે લિયે હલાલકી ગઈ કિ મદનોત્સવ કરના અપની બીબિયોંસે વો તુમ્હારે વાસ્તે પર્દા હૈ ઔર તુમ ઉનકે લિયે પરદાહો અલ્લાહને જાનાકિ તુમ ચોરી કરતે હો અર્થાત વ્યભિચાર બસ ફિર અલ્લાહને ક્ષમા કિયા તુમકો બસ ઉનસે મિલો ઔર ઢુંડો જો અલ્લાહને તુમ્હારે લિયે લિખ દીયા હૈ અર્થાત સંતાન ખાઓ પીઓ યહાં તકકિ પ્રગટ હો તુમ્હારે લિયે કાલે ધાગેસે સફેદ ધાગા ચો રા-

* દિલ્લીવાળા હકીમ મહમુદખાં સાહેબે એક રાજાના નુસખામાં ગાવઝોબાન નામની દવા લખી જેના અર્થ છે ગાયની જીભ. તો રાજા ગુસ્સે થયો અને એ દવા લીધી નહીં. ગુ. મો.

તસે જબદિન નિકલે. મં૦ ૧ સિ૦ ૨ સ૦ ૨ આ૦ ૧૭૨

**સમીક્ષક** યહાં યહ નિશ્ચિત હોતા હૈ કિ જબ મુસલમાનોંકા મત ચલાયા ઉસકે પહિલે કિસી નકિસી પોરાણિકકો પૂછા હોગાકિ ચાંદ્રાયણ વ્રત જો એક મહીને ભરકા હોતા હૈ ઉસકી વિધિ ક્યા? વહ શાસ્ત્ર વિધિ જો કે મધ્યાન્મે ચંદ્રકી કલા ઘટને બઢનેકે અનુસાર ગ્રાસોંકો (લુકમોંકો) ઘટાના બઢાના ઔર મધ્યાન્હ દિનમેં ખાના લિખા હૈ ઉસકો ન જાનકર કહા હોગા કિ ચંદ્રમાકા દર્શન કરકે ખાના ઉસકો ઇન મુસલમાન લોગોંને ઇસ પ્રકારકા કર લિયા પરંતુ વ્રતમેં સ્ત્રી સમાગમકા ત્યાગ હૈ એક બાત ખુદાને બઢકર કહદીકિ તુમ સ્ત્રીયોંકા ભી સમાગમ ભલેહી કિયા કરો ઔર રાતમેં ચાહે અનેક વાર ખાઓ, ભલા યહ વૃત કયા હુઆ દિનકો ન ખાયા રાતકે ખાતે રહે સૃષ્ટિક્રમ (કાનુને કુદરત) સે વિપરીત હૈ કિ દિનમેં ન ખાના રાતમેં ખાના. ॥ ૩૪ ॥

**જવાબ** દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૪૧૫માં લખે છે " જે જેવો મનુષ્ય હોય છે તે પ્રતઃ પોતાજ જેવા બીજાને સમજે છે " જેમ દયાનંદ સુની સુનાઇ ચીતરે છે તેમ બીજાને સમજે છે. દયાનંદજીએ સત્યાર્થ પ્રકાશ છપાઇલી સને ૧૮૭૫ના પૃષ્ટ ૪૨, ૪૩માં મુરદાઓનો શ્રાધ્ધ સાફ રીતે સુની સુનાઈ લખ્યો અને પૃષ્ટ ૪૭, ૪૮માં શ્રાધ્ધ કરવાના લાભ લખ્યા. અને ફરી વેદ ભાષ્યમાં છપાવ્યું કે કાપી તપાસનારની ગલતીથી છપાયું છે. વારૂ કોઇ અકલવાલો કબૂલ રાખશે કે ત્રણ પૃષ્ટ સુધારનારની ગલતીથી છપાયા. શું તે તેણે લખ્યું?

દયાનંદજી લખે છે " પૂછા હોગા " ફરી કહે છે " ઉસકો ન જાન કર કહા હોગા " એ તેમની ધારના છે એની સાબેતી શી? પ્રથમ સાબેત કરતે કે ફલાણો પૂરાણી શીખવ્યાવો ફરી તેથી તેમાં ભૂલ થઈ અને મુસલમાનોએ તેથીવિરૂધ્ધ કર્યું ફરી શંકા કરતે.

દયાનંદજી કહે છે " યહ સૃષ્ટિ ક્રમસે વિપરીત હૈ" આથી જણાય છે કે દયાનંદજી જે ચીતરે છે તેને પણ તે સમજી શકતો નથી. સત્યાર્થ પ્રકાશમાં અનેક જગ્યા લખે છે કે સૃષ્ટિ ક્રમ વિરૂધ્ધ થવું અસંભવ છે સૃષ્ટિ ક્રમ વિરૂધ્ધ ખોદા પણ કરી શકતો નથી. હવે રોજા વિષે મારા વાંચકો વિચારશે કે એને વિષે પણ દયાનંદજી સૃષ્ટિ ક્રમ વિરૂધ્ધ લખે છે. અને મુસલમાનો સારી રીતે દર વર્ષે કરે છે.

દયાનંદજી કહે છે " ભલા યહ વ્રત કયા હુઆ દિનકો ન ખાયા રાતકે ખાતે રહે " હું જાણતો હતો કે દયાનંદજીને કંઈ તીબ (વૈદક) માં દખલ હશે પણ આથી તો કોરા લાગે છે. રાત ઊંઘનો વખત છે અને દિવસ કામ કાજ નો વખત છે. ઊંઘમાં આરામ છોડી ખાવું એ જીવને ઘણું મુશકેલ પડે છે. અને દિવસના કામ કાજને લીધે ખાણું તહલીલ થવાથી ભૂખ વધે છે ગમે તેટલું રાત્રે ખાધું હોય દિવસના ભૂખ લાગશે એ ભૂખમાં રોકાવું રાતના ઉઠાવાની જેમ ઘણું મુશકેલ છે. અને એથી નફસ મરે છે. વળી રાત્રે ખાણાને બહાને ઉઠવામાં ખોદાની બંદગી પણ તે વખતમાં થાય છે અને દયાનંદજી પોતે પણ રતન માળા ના૦ ૨૦માં જીવ મારવાને આત્મા વિષે લાભ કારક ગણે છે તો ફરી રોઝો શંકા પાત્ર કેમ થાય? આતો આત્મીક લાભ થયો પણ યુરોપના વિદ્વાનો રોઝાથી ઘણીક બીમારીઓ પણ દફે થવાનું લખે છે. ભૂખની ગરમીથી લોહી પાતળું થઇ સારી રીતે દોડે છે.

૩૫ અલ્લાહ કે માર્ગ મેં લડો ઉનસે જો તુમસે લડતે હૈં. મારડાલો તુમ ઉનકો જહાં પાઓ કતલસે કુફ્ર બુરા હૈ યહાં તક ઉનસે લડો કિ કુફ્ર ન રહે ઔર હોવે દીન અલ્લાહકા ઉન્હોંને જીતની જીયાદતી કરી તુમપર ઉતની હી તુમ ઉનકે સાથ કરો મં૦ ૧ સિ૦ ૨ સ૦૨ આ૦ ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૭૮, ૧૭૯

**સમીક્ષક** જો કુરાનમેં ઐસી બાતેં ન હોતી તો મુસલમાન લોગ ઇતના બડા અપરાધ જોકિ અન્ય મતવાલોં પર કિયા હૈ ન કરતે ઔર વિના અપરાધિયોંકો મારના ઉનપર બડા

પાપ હૈ. જો મુસલમાનકે મતકા ગ્રહણ ન કરતા હૈ ઉસકો કુફ્ર કહતે હૈ અર્થાત કુફ્રસે કતલકો મુસલમાન લોગ અચ્છા માનતે હૈ અર્થાત જો હમારે દીનકો ન માનેગા ઉસકો હમ કતલ કરેંગે સો કરતે હી આયે મજહબ પર લડતે ૨ આપ હી રાજ્ય આદિસે નષ્ટ હોગયે ઔર ઉનકા મત અન્ય મતવાલોં પર અતિ કઠોર રહતા હૈ ક્યા ચોરીકા બદલા ચોરી હૈ કે જીતના અપરાધ હમારા ચોર આદિ કરે ક્યા હમ ભી ચોરી કરેં યહ સર્વથા અન્યાય કી બાત હૈ ક્યા કોઈ અજ્ઞાની હમકો ગાલીયાં દે ક્યા હમ ભી ઉનકો ગાલી દેવેં યહ બાત ન ઇશ્વરોક્ત પુસ્તકકી હો સકતી હૈ યહ તો કેવલ સ્વાર્થી જ્ઞાન રહિત મનુષ્ય કી હૈ. ॥ ૩૫ ॥

**જવાબ** સત્યાર્થ ભુમિકા પૃષ્ટ ૪ ઘણા એ હઠી દુરાગ્રહી મનુષ્ય હોય છે કે જે વકતાના અભિપ્રાયથી વિરૂદ્ધ કલ્પના કર્યા કરે છે. વિશેષે કરી મતવાલા લોક કેમકે મતના આગ્રહથી તેમની બુદ્ધિ અંધકારમાં ફસીને નષ્ટ થઇ જાય છે " દયાનંદજીએ પોતે તરજુમો કર્યો છે " અલ્લાહકે માર્ગમેં લડો ઉનસે જો તુમસે લડે" આ ખુલ્લું બતાવે છે કે જે અમારી સાથે લડે તેની સાથે લડીએ. ફરી " વિના અપરાધિઓંકો મારના ઉનપર બડા પાપ હૈ " કેમ લાગુ પડે? શું આર્યાઓમાં કોઈ એવો કાયદો પણ છે કે લોકો કતલ કરવા આવે તોએ તેઓની સાથે કતલ નહીં કરવી. વળી બીજો ફકરો " ઉન્હોંને જીતની જીયાદતી કરી તુમપર ઉતની હી તુમ ઉનકે સાથ કરો " એના ઉપર પણ દયાનંદજીએ કશું ધ્યાન નહીં આપ્યું એપણ આગલી આયતના સરખીજ છે.

કાફરો સાથે લડવાનો હુકમ કુરઆન શરીફમાં છે તેનું દીન ફેલાવવાનું અને તેનો કલેમો બોલન્દ કરવાનો હુકમ છે. પણ એમાં કશો દોષ નથી. જેવી રીતે બીજા ગુનાહોની સજા છે જેમાં હાથ કપાય છે ( સત્યાર્થ પૃષ્ટ ૧૬૪) વ્યભિચાર કરનારીને કુતરા પાસે કરડાવીને મારી નાખવાનું છે તેવા પુરૂષને બાળવાનું છે ( સત્યાર્થ પૃષ્ટ ૧૬૫ ) તેવીજ રીતે અલ્લાહનું ખાય હમેશ તેના એહસાનમાં રહે અને ફરી તેના જેવી હસતી અગત્યની બીજા માટે માને અથવા તેના કામને બીજા તરફ લગાડે અથવા ખોદાને માનેજ નહીં ફરી એથી વધુ કયો ગુનોહ છે તો એની સજા મોત હોય તેમાં શંકા કેવી? દયાનંદજી પોતે સત્યાર્થ પૃષ્ટ ૧૬૫ માં કહે છે " દુષ્ટ પુરૂષોને મારવામાં હન્તા ( કાતેલ ) ને પાપ નથી થતું જોઇએ તો પ્રસિધ્ધ કે અપ્રસિધ્ધ મારે; કેમકે ક્રોધીને ક્રોધથી મારવો તે જાણે ક્રોધ સાથે ક્રોધની લડાઇ છે. મનુ ૮; ૩૪૭," અને કાફરથી વધુ દુષ્ટ કોણ ? ફરી તેને મારવામાં શંકા કેવી? આથી તમો સમજી શકશો કે દયાનંદજી કહે છે " જીતના અપરાધ હમારા ચોર આદિ કરેં ક્યાં હમભી ચોરી કરેં " આ તેમનું ભોલ પણ છે. ચોરીને બદલે ચોરી નથી પણ હાથ કાપવું છે કુફરને બદલે કુફર નથી પણ દિલથી કુફર થાય છે માટે તેના દિલને મારી મારવું છે.

દયાનંદજી જેહાદ વિષે વારમવાર શંકા કરે છે પણ એથી પોતે ફજીહત થાય છે. તેમનાં ભાષ્ય પૃષ્ટ ૬૧૬, ૬૯૬માં જબરાઇ કરી પોતાના ધર્મમાં લેવાનું લખે છે. વળી યજુર આ૦ ૬ મં૦ ૧ ઓ રાજા જેવી રીતે હું રાક્ષસોના ગળા કાપું છું તેમ તું પણ કાપ. આ૦ ૬ મં. ૩૭ ઓ રાજા તું દુશમનોનો ફતેહકાર છે આ૦ ૩૭ ઓ રાજા તું દુશમનોના નાશ કરવામાં નિડર છે સાહેબી અપાવનાર જેહાદ (લડાઇ) ની હું તને નસીહત કરૂં છું. તને જેહાદ માટે ખાસ કરૂં છું (નિમું છું) અને જેવી રીતે વાયુ વાદળોને વીખેરે છે અને સુર્ય દરેક ચીજનો સત ખેંચે છે તેમ તું પણ દરેક ચીજનો સત પી. આ૦ ૧૩ મં. ૧૧ ઓ રાજા અગ્નિની જેમ દુશમનોને બાળનાર આ૦ ૧૩ મં. ૧૨ ઓ સારા ભાગ્યવાળા રાજા તું નેક બખતી મેળવીને પોતાના ધર્મવાળાઓ માટે સુખ ફેલાવ, પોતાના ધર્મથી વિરૂદ્ધિઓને ભસ્મ કર. જે અમારા દુશમનોની હિમાયત કરે છે તેને નીચાણમાં સુકાં

લાકડાંની જેમ તેવી જગ્યામાં બાળ કે ત્યાંથી હવા પણ નહીં આવે આ. ૧૬ મં. ૧ એ દુષ્ટોને રોવાવનાર દુશમનોને મારનાર ગુસ્સાવાળા જેહાદ કરનાર તને ખન્જર તથા રોજી પ્રાપ્ત થાઓ તારા હાથથી દુશમનોને ખંજર લાગે. આ૦ ૧૬ મં. ૯ એ સીપાઇઓના સરદાર તું પોતાના હાથથી તીરોને કમાનની ચાંપમાં લગાડ અને જોરથી દુશમનો ઉપર ચલાવ" આ સઘળા યજુર વેદના મંત્રો છે. હવે અથર્વ વેદના પ્રમાણ સાંભળો. અથર્વ કા૦ ૧૫ અનુ. ૨ વા. ૯ મં. ૨ રાજ્ય સભા તથા રઈયત ઉપર વાજેબ છે કે પ્રમેશ્વર તથા સભા અધ્યક્ષને રાજા જાણે અને સભાના સરદારના ઝણ્ડા નીચે યુદ્ધમાં આવી ભેગા થાએ. ફોજના બહાદુર જવાન પણ પરમેસ્વર, સભા અધ્યક્ષ તથા ફોજના સરદારના હુકમમાં રહીને યુધ્ધ કરે. અથર્વ કા. ૬ અનુ. ૧૦ વા. ૯૭ મં. ૩ એ દુશમનોને મારનારા યુધ્ધના કાયદાઓથી પૂરે પૂરા માહિતગાર નિડર મોટી પદવીવાળા મારા પ્યારા જવાંમરદો તમો સઘળા પોતાની રઇયતને ખુશ રાખો ઇશ્વરના હુકમ ઉપર ચાલો બદ જાત દુશમનોને હરાવવા માટે યુધ્ધનો પૂરેપૂરો બંદો બસ્ત કરો. તમે પ્રથમ મેદાનોમાં દુશમનોની ફોજને જીતી છે તેઓના અવસાન બગાડયા છે અને તમામ જમીન ફતેહ કરી છે.* તમો ધાતુના દેહવાલા ઘણાજ મજબુત બદનના છો ફોલાદ જેવા બાઝુના છો પોતાના બાઝુથી દુશમનોને તરવાર નીચે કરો કે તમારા બાઝુના ઝોરથી સદૈવ અમારી ફતેહ રહે અને કદી હાર થાય નહીં." એ વગર બીજા ઘણા મંત્રો છે છતાં દયાનંદજી ઇસલામના જેહાદ ઉપર શંકા કરે એ આશ્ચર્ય પાત્ર છે. હવે એ મંત્રો વિષે જો દયાનંદના કહેલા શબ્દો બોલાય–" યહ બાત ન ઇશ્વર કે વિદ્વાનકી ઓર ન ઇશ્વરોક્ત પુસ્તકકી હો સકતી હૈ યહ તો કેવલ સ્વાર્થી જ્ઞાન રહીત મનુષ્યકી હૈ"–તો તેનો ઉત્તર શો ? કદાપી દયાનંદજી વેદને સ્વાર્થી જ્ઞાન રહીત મનુષ્યની વાત જાણતા હશે. દયાનંદીઓ ! જોઓ ઇસ્લામનો મુકાબલો.

૩૬ અલ્લાહ ઝગડેકો મિત્ર નહીં રખતા એ લોગો જો લાયે હો ઇસ્લામમેં પ્રવેશ કરો. મં૦ ૧ સિ૦ ૨ સૂ૦ ૨ આ૦ ૧૯૦, ૧૯૩

**સમીક્ષક** જો ઝગડા કરનેકો ખુદા મિત્ર નહીં સમઝતા તો કયા આપ હી મુસલમાનોંકો ઝગડા કરનેમેં પ્રેરણા કરતા? ઔર ઝગડાલુ મુસલમાનોંસે મિત્રતા કયોં કરતા હૈ? કયા મુસલમાંનો કે મતમેં મિલનેહીસે ખુદા રાજી હૈ તો યહ મુસલમાનોંહીકા પક્ષપાતી હૈ. સબ સંસાર કા ઇશ્વર નહીં ઇસસે યહાં યહ વિદિત હોતા હૈ કિ ન કુરાન ઇશ્વિરકૃત ન ઇસમેં કહા હુઆ ઇશ્વર હો સકતા હૈ ॥ ૩૬ ॥

**જવાબ** ઝગડાનો શબ્દ જે દયાનંદજીએ લખ્યો છે એની જગ્યા કુરઆનમાં તથા ઉર્દુ સત્યાર્થ પ્રકાશમાં ફસાદનો શબ્દ છે તો અલ્લાહ ફસાદ કરવાનો હુકમ કરતો નથી તેમ ફસાદ કરનાર મુસલમાનોને ખોદા મિત્ર રખતો નથી. કુરઆનમાં દયાનંદ પાસે પ્રમાણ હોયતો હવે તેમનો કોઇ ચેલો બતાવે. એટલુંજ નહીં પણ મુસલમાન ચોરી કરનાર, બ્યભિચારી, માર્ગમાં લુટનાર ડકાટી, તથા કાયદા વિરૂધ્ધ કોઇને કતલ કરનાર વિષે કુરઆનમાં અનેક જગ્યામાં સજા ઠેરવી છે. તેમ હજરત (સલ) તથા તેમના સહાબા વગેરેના વખતમાં અપાઈ પણ છે. અને ઝગડાની મતલબ જેહાદ લેતા હોયતો એ તેમની કમ સમજી છે. કારણ કે જેહાદ ( ખોદાની આજ્ઞા પ્રમાણેની લડાઇ ) એ ફસાદ નથી પણ દુષ્ટોને સજા દેવી છે. જેને કોઇ બુરૂં કહી સકતો નથી.

ઇસ્લામજ એકલો ધર્મ સાચો છે તો ખોદા એને પસંદ કરે તેમાં પક્ષપાતી કેવો? શું ખોટા ધર્મોને તથા ખોદાની અગત્યની હસ્તિ છે તેમ જીવ પ્રકૃતિની અગત્યની હસ્તિ છે એવું મનાવનાર ધર્મને તથા ખોદાના ત્રણ ભાગ મનાવનાર ખોદાતો

* દયાનંદ કહે છે કે દુન્યાની શરૂથીજ વેદ પ્રકાશ થયા છે પણ આ ઈબારતથી જણાય છે કે વેદ પ્રકાશ થયા પહેલા માણસો થયા છે. ગુ. મો.

દીકરો મનાવનાર આદિ ધર્મોને પણ ખોદા પસંદ કરે? કદી નહીં. જો દયાનંદજીનો એવો મત હોય કે ખોદા સઘળા ધર્મને પસંદ કરે છે તો ફરી સત્યાર્થ પૃષ્ટ ૬૭માં વેદને નહીં માનનાર નાસ્તિક કેમ? દયાનંદજીએ નકામા નાં૦ વધારો કરવા આ શંકા કરી છે.

૩૭ ખુદા જીસકો ચાહે અનંત રિજક દેવે મં૦ ૧ સિ૦ ૨ સૂ૦ ૨ આ૦ ૧૯૭

**સમીક્ષક** ક્યા વિના પાપ પુણ્ય કે ખુદા એસે હી રિજક દેતા હૈ? ફિર ભલાઇ બુરાઇકા કરના એકસા હી હુઆ. ક્યોંકિ સુખ દુઃખ પ્રાપ્ત હોના ઉસકી ઇચ્છા પર હૈ ઇસસે ધર્મસે વિમુખ હો કર મુસલમાન લોગ યથેષ્ટાચાર કરતે હૈં ઔર કોઇ ૨ ઇસ કુરાનોકતપર વિશ્વાસ ન કરકે ધર્માત્મા ભી હોતે હૈ. ॥ ૩૭ ॥

**જવાબ** પુનઃ જન્મની વાત તદન ખોટી છે જેના દાખલા હું ના. ૪ માં લખી આવ્યો છું. જેથી દુન્યાના દુઃખ સુખનો આધાર તે પર રાખવો ખોટો છે. વળી ખોદા જો પાપ પુણ્યનોજ બદલો આપે પોતાની મેહેરબાનીથી કંઇ કરી શકે નહીં તો તેનાથી કોઇ ચીજની માંગણી કરવી નજ જોઇએ. હવે દયાનંદજીના પુસ્તકો આપણે તપાસીએ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૭૩-૪માં છે પરમેશ્વર ! આપ જેમ અમારાં વિદ્યા તથા સુવર્ણાદિ ધનની વૃધ્ધિ કરતા છો તેમજ કૃપા કરીને રક્ષાણુ કર્તા પણ રહેજો અને જેમ રક્ષક છો તેમજ અમારા કલ્યાણને માટે પણ સદા તત્પર રહેજો અર્થાત અમને એવી બુધ્ધિ આપો કે જેથી અમે સત્કૃત્યો કરીને કલ્યાણના ભાગી થઇએ" આમાં ખુલ્લી રીતે માંગણી થઇ છે. જો ખોદા તરફથી વગર પુણ્ય એ મળતું નહોય તો એ માંગણી નકામી જાય છે તથા તેનો કાયદો કહેશે કે ઓ ઢોંગીઓ તમો શા માટે માંગો છો તમો તમારા કૃત્યો સુધારો તે પ્રમાણે મળશે. પણ આ માંગણીમાં તો છે "એવી બુધ્ધિ આપો કે જેથી અમે સત્કૃત્યો કરીને કલ્યાણના ભાગી થઇએ" જેથી સાફ જણાય છે કે સારા કૃત્યો માટે પણ તે સારી બુધ્ધિ આપે જેને અરબીમાં તોફીક કહે છે તોજ કલ્યાણના કામ થાય. તો પુણ્ય વગર તેનું આપવું થયું. વળી સત્યાર્થ પૃષ્ટ ૨૫૮ "પરમાત્મા સર્વના મનમાં સત્ય ધર્મનો એવો અંકુર (બીજ) રોપે કે જેથી મિથ્યામત મતાંતર શીઘ્રજ પરલયને પ્રાપ્ત થાય" આમાં સત્ય ધર્મના બીજ રોપવાની માંગણી થાય છે. જો વિના પુણ્યથી અપાતું નહોય તો આ માંગણી નકામી જાય છે. વળી એના પૃષ્ટ ૨૫૪માં છે "હવે પરમેશ્વર કૃપા કરે ને એ રાજરોગ આર્યોમાંથી નષ્ટ થઇ જાય" આમાં ખોદાની કૃપાને આધારે રાજરોગ મટવાની માંગણી છે. એ વગર બીજી માંગણીઓ પણ દયાનંદજીએ કરી છે. અને એમની ખોટી શ્રધ્ધા વિરૂધ્ધ સત્યવાત તેમના મોંથી નીકળી છે.

આ જગ્યા જે સુખ દુઃખ થાય છે તે તેની ઇચ્છાથી થાય છે અને જો કે તે સર્વજ્ઞ છે એટલે પોતાના સમ્પુર્ણ જ્ઞાન પ્રમાણેજ આપે છે ફરી જો સારો માણસ હશે તો સુખની સાથે ખોદાનો ઉપકાર માનશે અને તે દુઃખની સાથે ધીરજ (સબર) રાખશે. જેથી તેને ખોદા તરફથી પુણ્ય થશે એથી એવી ધારના કરવી કે "ઇસસે ધર્મસે વિમુખ હોકર મુસલમાન લોક યથેષ્ટાચાર (મનમાનું કામ) કરતે હૈ" એ નાદાની છે. કારણ જેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કરે છે અને કુરઆનના કાયદા ઉપર ચાલતા નથી તે આ આયતને લીધે નથી પણ જેમ દયાનંદજીએ લોભ વગેરે બુરી ઇચ્છાથી સંન્યાસીનો પોતે લખેલો ધર્મ છોડયો તેમ તેઓ પણ કરે છે. જો એ આયતને લીધે તેઓનું કાયદા વિરૂદ્ધ કરવું હોત તો આર્યો ધર્મમાં તો પાપ પુણ્યનેજ આધારે સુખ દુઃખ મળવાનું છે ફરી કેમ આર્યાઓ તરેહ તરેહના ગુનાહોમાં ફસે છે.? જેનો નકાર કોઇ કરી શકતું નથી.

દયાનંદજી કહે છે "ઔર કોઇ કોઇ ઇસ કુરાનોકત પર વિશ્વાસ ન કરકે ધર્માત્મા ભી હોતે હૈ" આની મતલબ સમજાતી નથી મુસલમાન [illegible] તે કુરઆન પર વિશ્વાસ નહીં કરીને [illegible] સાબેતી શી? અને ખોદા જેને ચાહે બેહિસાબ રિજક આપ" એ-

ની સાથે શો સંબંધ? જો એમની આ મતલબ હોય કે ખોદા બેહિસાબ રિજક આપવાનો છે છતાં તેની વિરૂદ્ધ કરી કેટલાકો પૈસો કમાવામાં ધર્માત્મા બન્યા છે? તો તે તેમની કમ સમજી છે. કારણ કે રોજી ઢુંઢવાનું કુરઆનમાં (સુરા જુમઆ ૬૨; ૧૦) છે.

૩૮ પ્રશ્ન કરતે હૈ તુઝસે રજસ્વલાકો કહવો અપવિત્ર હૈ પૃથક રહો ઋતુ સમયમેં ઉનકે સમીપ મત જાઓ જબ તક કી વે પવિત્ર નહોં જબ નહા લેવેં ઉનકે પાસ ઉસ સ્થાનસે જાઓ ખુદાને આજ્ઞાદી. તુમ્હારી બિબીયાં તુમ્હારે લિયે ખેતિયાં હૈ બસ જાઓ જીસ તરહ ચાહો અપને ખેતમેં તુમકો અલ્લાહ લગ્વ ( વેકાર વ્યર્થ ) શપથ ( કસમ ) મેં નહીં પકડતા. મં ૧ સિ૦ ૨ સૂ૦ ૨ આ૦ ૨૦૫, ૨૦૬, ૨૦૮,

**સમીક્ષક** જો યહ રજસ્વલાકા સ્પર્શ સંગ ન કરના લિખા હૈ વહ અચ્છી બાત હૈ પરંતુ જો યહ સ્ત્રીયોંકો ખેતીકે તુલ્ય લિખા ઔર જૈસા જીસ તરહસે ચાહો જાઓ યહ મનુષ્યોંકો વિષયી કરનેકા કારણ હૈ જો ખુદા બેકારી શપથ પર નહીં પકડતા તો સબ ઝુંઠ બોલેંગે શપથ તોડેંગે ઇસસે ખુદા ઝુઠકા પ્રવર્ત્તક [ ચાલુ કરનાર ] હોગા ॥ ૩૮ ॥

**જવાબ** કુરઆન શરીફતો અજાએબ ચમત્કાર છે કે દયાનંદજી જે વાતનો દોષ કુરઆનમાં કાઢે તે વાત તે પોતે લખે તથા તેના માનેલા પુસ્તકમાં હોય. સત્યાર્થ પૃષ્ટ ૧૧૧ માં છે " હવે સ્ત્રી અને પુરૂષે એ ધ્યાનમાં રાખવું કે વીર્ય અને રજને અમુલ્ય સમજવું, જે કોઇ એ અમુલ્ય પદાર્થને પરસ્ત્રી વેશ્યા કે દુષ્ટ પુરૂષોના સંગમાં ખોય છે તે મહા મુર્ખ હોય છે. કેમકે ખેડુત કે માલી મૂર્ખ હોઇને પણ પોતાના ખેતર કે વાડી વિના અન્યત્ર બીજ નથી વાવતા જો કે સાધારણ બીજ અને મુર્ખનું એવું વર્તન છે તો પછી જે સર્વોત્તમ મનુષ્ય શરીર રૂપ વૃક્ષના બીજને કુક્ષેત્ર ( ખરાબ ખેતર ) માં ખોય છે તે મહા મૂર્ખ કહેવાય છે કેમકે તેનું ફળ તેને નથી મળતું."

આ જગ્યા ખેતર તથા બીજ શી ચીજને દયાનંદજીએ કહ્યાં છે તે સોચો. વળી મનુજી પણ સ્ત્રીને ખેતરથી ઉપમા આપે છે મનુસ્મૃતિ આ૦ ૯થી કેટલાંક શ્લોક લખું છું. શ્લો૦ ૩૩ ધર્મ શાસ્ત્રમાં નારીને ખેતર જેવી ગણેલી છે અને પુરૂષને દાણા પ્રમાણે ગણ્યો છે. હવે બીજ અને ખેતરના સંયોગના કારણથી વનસ્પતીની ઉત્પત્તિ થાય છે. શ્લો. ૪૮, ૪૯ જેમ ગાય, ઘોડી, ઊંટડી, દાસીની કન્યા. (લોંડી) ભેંસ બકરી અને ઘેટી એઓને વિષયે પ્રજા ઉત્પન્ન કરનાર તેઓનો માલીક નથી તેમજ પારકી સ્ત્રીને વિષયે બીજ રોપનાર તેની પરજાનો માલીક નથી. જેઓને પોતાનું ખેતર નથી તેઓ બીજાના ખેતરમાં અનાજ વાવે અને તેમાંથી જે કંઇ ઉત્પન્ન થાય તેમાં કાંઇ તેઓને લાભ નથી. શ્લો૦ ૫૧ તેજ પ્રમાણે જે માણસોનો પારકી સ્ત્રી ઉપર વિવાહ સંબંધીથી હક્ક નથી તેઓ બીજાના ખેતરમાં બીજ રોપે છે પરંતુ તેમાંથી ઉત્પન્ન થએલા ફળના માલીક તેઓ નથી. તેઓ માત્ર ધણીને સારૂ ફળ તઇયાર કરી આપે છે " આ શ્લોકોમાં તેમ બીજા શ્લોકમાં ખુલ્લી રીતે સ્ત્રીને ખેતર સાથે ઉપમા અપાઇ છે છતાં ઇસ્લામને વગોવવા માટે સ્ત્રીને ખેતર સાથ ઉપમા આપવા વિષે દયાનંદજી નકામી શંકા કરે છે.

દયાનંદજી કહે છે "યહ મનુષ્યોંકો વિષયી કરનેકા (શહવત ભડકાવવાનું) કારણ હૈ" આ તેમની નાદાની છે. સ્ત્રીને ખેતી સાથે પોતે ઉપમા આપે છે. મનુજી આપે છે. પણ તેમાં શું હિકમત છે તે તે સમજતો નથી અને એ ઉપમાથી ઇસ્લામ ઉપર દોષ મુકતાં પોતા ઉપર તથા મનુજી ઉપર મુકનાર થાય છે.

એ ઉપમાની ડહાપણ ૧લી તો આ કે ખેતીથી કાયદા વિરૂધ્ધ બીજે માર્ગે કામ નહીં લેવામાં આવે. ૨જી તેથી ધણી જીમા (સ્ત્રીના મીલાપ) નહીં કરવામાં આવે ૩જી તેની તથા તેના બચ્ચાંની હમેશ સંભાળ થાય. સ્ત્રી જેના બચ્ચાં પડી જતાં હોય અથવા મરી જતાં હોય તે આ ઉપમાથી આ લાભ લઇ કે એક વર્ષ સુધી તેનાથી

મીલાપ (જીમાં) નહીં કરે કે જેવી રીતે ઝમીન એવી રીતે પડેલી રાખવાથી મજબુત થાય છે તેમ તે સ્ત્રી હમેલ સંભાળમાં મજબુત થાય. પમી પોતાના ખેતરમાં બીજાનું બીજ પડવા નહીં દે કારણ કે એથી ફસાદ થશે.

કુરઆન શરીફ ખોદાનું આમ ફરમાન છે પુરૂષ સ્ત્રીઓમાં મોટા જલસામાં પઢવામાં આવે છે જેથી એક કાયદાને ઘણા ડહાપણથી બયાન કર્યો અને એવી જગ્યામાં મતલબ બયાન કરવાનો અદબ શીખવ્યો. પણ બેઅદબોને અદબ પસંદ પડે નહીં.

અને "જૈસા જીસ તરહસે ચાહો જાઓ" એ દોષ નથી. તથા એને પણ વિષયી કરવાનું કારણ સમજવું તે તેની સમજનો નમુનો છે. દયાનંદજી! દરેક તફસીરમાં લખ્યું છે કે યહુદીઓ પાછળથી આગળા માર્ગમાં સમાગમ કરવાને બુરૂ જાણતા હતા અને કહેતા હતા કે એવી રીતે કરવાથી છોકરૂં બાંડું ઉત્પન્ન થાય છે. તેનો રદીયો ઘણી અદબની સાથે કુરઆને કર્યો. પણ દયાનંદજી લોકોને વીષયી તથા વ્યભિચારી કેવી રીતે બનાવે છે તે સાંભળો. દયાનંદજી કૃત "સ્વમન્તવ્યામન્તવ્ય" પ્રકાશ નાં૦ ૪૭ સત્યાર્થ પૃ. પપપમાં છે "વિવાહના પશ્ચાત પતિનો મૃત્યુ પામવા આદિ વિયોગમાં (જુદાઇમાં) અથવા નપુંસકત્વાદિ સ્થિર રોગોમાં સ્ત્રી અથવા પુરૂષ આપતકાલમાં સ્વર્ણ કે પોતાથી ઉત્તમ વર્ણસથ સ્ત્રી કે પુરૂષ સાથે સન્તાનોત્પત્તિ કરવી" વળી સત્યાર્થ પૃષ્ટ ૧૧૦માં છે. પ્રશ્ન નિયોગ મરવા પછીજ થાય છે કે જીવતા પતીએ પણ. ઉત્તર જીવતા પતીએ પણ જ્યારે પતિ સન્તાનોત્પત્તિમાં અસમર્થ હોય ત્યારે પોતાની સ્ત્રીને આજ્ઞા આપે કે હે સુભગે (નેક બખત) સૌભાગ્યની ઇચ્છા કરનાર સ્ત્રી તું મારા થકી બીજા પતિની ઇચ્છા કર કેમ કે હવે મારાથી સંતાનોત્પત્તિની આશા ન કર ત્યારે સ્ત્રી બીજા સાથે નિયોગ કરીને સંતાનોત્પત્તિ કરે પરંતુ તે વિવાહિત મહાશય (આવા સુભ કામની આજ્ઞા આપનાર) પતિની સેવામાં તત્પર રહે" આવી ઇજ્જત આબરૂની વાત કુરઆનમાં નથી એટલુંજ નહીં પણ તેને ધિક્કારે છે જેથી દયાનંદજીને કુરઆન ઉપર રીસ ચઢે છે. સત્ય પૃષ્ઠ ૧૦૩ માં સંતાનોત્પત્તિ માટે સ્ત્રીએ પારકા પુરૂષ સાથે જીમા કરવા નિયોગને વિવાહ સરખો ગણે છે. દયાનંદીઓ વીવાહ તો ખુલ્લિ રીતે કરે છે પણ એ નિયોગ ખુલ્લી રીતે કયારે કરી પોતાના સ્વામીની આજ્ઞા પાલશે તે જોવાનું છે. કેટલાક મુસલમાનો ઘણા જોરાવર ખુબસૂરત મોટા માણસ ગણાય છે તેવાઓને આર્યાઓ પોતાને ત્યાં નિયોગમાં નહીં તેડે તો ઠીક નહીં તો ઘણી ખરાબી છે.

લગો કસમ વિષે કહે છે "ખોદા બેકારી કપથપર નહીં પકડતા તો સબ ઝુઠ બોલેંગે" આથી જણાય છે કે લગો કસમ શેને કહે છે તથા એ આયતની આગળ પાછળ શું છે તેથી દયાનંદજી તદ્દન અજ્ઞાન છે ઋગવેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૬૪ માં આગળ પાછળ સંબંધ જોઇને અર્થ કરવાની આજ્ઞા કરે છે પણ પોતે તે પર ચાલતો નથી. હવે દયાનંદજીએ લગો કસમની આયત લખી છે ÷ તે પૂરી લખું છું "તમને અલ્લાહ લગો કસમમાં પકડતો નથી પણ તમારા દિલોએ જે કર્યું છે (અંતઃકરણમાં જે ધાર્યું છે) તેમાં તે તમને પકડશે (શીક્ષા આપશે) અને અલ્લાહ બખશનાર હિલમવાળો (માયાળુ) છે" આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે અંતઃકરણના કામ ઉપર એટલે જાણી બુજીને જૂઠી કસમ ખાવા ઉપર ખોદા શીક્ષા કરશે. ફરી આ શંકા કરવી કે "તો સબ ઝુઠ બોલેંગે" તે બેવકુફી છે. હા, લગોકસમ ઉપર ખોદા પકડતો નથી અને એ નહીં પકડવું તે તેનો ઇનસાફ છે. દયાનંદજીએ લગો કસમના અર્થ જાણવા હતા. કસમ ત્રણ તરેહની થાય છે. લગો, ગેમુસ અને મુનઅકેદહ. ભવિષ્યકાલમાં કોઇ બાબતમાં કરવા કે નકરવા વિષે કસમ ખા-

÷ દયાનંદજીએ આયતનો નાં૦ ૨૦૮ લખ્યો છે તે ભૂલ છે તેને બદલે ૨૨૫ સમજવો- ગ્રા. મો.

ય એને મુનઅકેદહ કહે છે. એ કસમ નહીં પાળવાથી કફારો આપવો પડે છે જેનું બયાન સૂરા માએદા ના. ૫ આ૦ ૮૯માં છે. અને ભૂત કાળની કોઇ બાબત વિષે જાણી બુજીને જૂઠ કહેવું એને ગેમુસ કહે છે અને એમાં ગુનોહ લાગુ પડે છે અને ભૂતકાળની કોઇ બાબત વિષે તે એક તરેહ પર ધારતો હોય અને ખરૂં જોતાં તે બીજી તરેહ પર હોય અથવા અવિચારે કસમનો શબ્દ બોલાય જાય એને લગો કહે છે. દયાનંદજીએ લખેલી આયતમાં આ બંનેનું બયાન એમાં કશો ગુનોહ કે કફારો નથી એના વિષે કોઈ પણ રીતની સજા નહીં થવી અને મારી થવીજ મોનાસેબ છે. કારણ કે એમાં તેણે કોઈ કસૂર કરી નથી તેણે પોતાની ધારણા પ્રમાણે કે અવિચારે કસમ ખાધી. એટલું કે તેના ધારવામાં ભૂલ થઇ જેમાં એની કંઈ કસુર નથી. એવી કસમના માફ કરવામાં દોષ કાઢવો એ પોતાની નાદાની જાહેર કરવી છે.

૩૯ વો કોન મનુષ્ય હૈ જો અલ્લાહ કો ઉધાર દેવે અચ્છા બસ અલ્લાહ દ્વિગુણ ( બેવડું ) કરે ઉસકો ઉસકે વાસ્તે. મં૦ ૧ સિ૦ ૨ સૂ૦ ૨ આ૦ ૨૨૭.

**સમીક્ષક** ભલા ખુદાકો કર્જ ( ઉધાર ) લેનેસે કયા પ્રયોજન? જીસને સંસારકો બનાયા વહ મનુષ્યસે કર્જ લેતા હૈ? કદાપી નહી. ઐસાતો બિના સમઝે કહા જા સકતા હૈ. કયા ઉસકા ખઝાના ખાલી હો ગયા થા? કયા વહ હુંડી પુડિયા વ્યપારાદિમેં મગ્ન હોનેસે ટોટમેં ફંસ ગયા થા જો ઉધાર લેને લગા? ઔર એકકા દો ૨ દેના સ્વીકાર કરતા હૈ.કયા યહ સાહુકારોંકા કામહૈ? કિંતુ ઐસા કામ દિવાલિયોં વા ખરચ આધિક કરને વાલે ઔર આય ન્યુન હોને વાલોંકે કરના પડતા હૈ ઈશ્વરકો નહીં ॥ ૩૯ ॥

**જવાબ** અકલવાળા માણસોને કોઇ પણ આયત કે મંત્રના અર્થ કરવા હોય તો તેની આગળ પાછળ વિચાર કરીને તે શી બાબત ઉપર વપરાયા છે તેનું ધ્યાન કરી ફરી અર્થ કરે છે અને જે જગ્યા તેના હકીકી અર્થ નહિં થઇ શકે ત્યાં તેને લાગતી બાબતને આધારે મજાઝી અર્થ લેછે. દયાનંદજીએ આ આયતમાં કર્જ ( ઉધાર ) નો શબ્દ જોઈ આટલો બકવો કર્યો છે. દુન્યામાં ખોદાને માનનાર કોઇ પણ ધર્મ અને વિશેશ કરી મુસલમાનો એમ માનનાર નથી કે ખોદા નિર્ધન દિદરી છે. દયાનંદ જેવો બકવો યહુદીઓએ કરેલો જેના વિષે કુરઆન કહે છે "ખચીત ખોદાએ તેઓનું કહેવું સાંભળ્યું જેઓએ કહ્યું કે અલ્લાહ મોહતાજ ( નિર્ધન ) છે અને અમો તવંગર છીએ. અમો તેઓના કહ્યાને લખીશું" સૂરા ૩ આ૦ ૧૮૧ વળી અલ્લાહ કહે છે "ઓ લોકો તમો સઘળા અલ્લાહ તરફ ગરજવાન છો. અને અલ્લાહજ બે પરવા ( અથવા તવંગર ) સ્તુતી પાત્ર છે" સુરા ફાતેર ના૦ ૩૫ આ૦ ૧૫

આ આયતમાં અલ્લાહ લોકોને ખેરાત કરવાનો શોખ આપે છે. અને એ બયાનમાં કર્જનો શબ્દ વાપર્યો જેથી લોકો સમજે કે ખેરાતમાં આપેલો માલ જતો રહેતો નથી પણ કરજમાં આપેલો માલ પાછો મળવાનો છે તેમ ખોદા તેનો બદલો આપશે. અને કર્જનું વિશેષણ "હસન" લગાડયું એટલે સારૂં કર્જ આપો જેમાં નામદારી કે ફકીર ઉપર હજ્ત નહોય ચોખા દિલથી ખોદાની મોહબ્બતમાં આપો તો તેનો બદલો અલ્લાહ કંઇ ગણો આપશે. આ આયતમાં કર્જના શબ્દથી બયાન કર્યું છે અને બીજી આયતમાં "ખોદાના માર્ગમાં" ના શબ્દથી બયાન કર્યું છે, તે આવી રીતે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે "જે લોકો પોતાના માલોને અલ્લાહના માર્ગમાં ખરચ કરેછે તેનો દ્રષ્ટાંત એક દાણા સરખોછે જે સાત કંડી ઉગવે છે દરેક કંડીમાં સો દાણા અલ્લાહ ચાહે તેને માટે બમણું કરે છે અને અલ્લાહ ઉદાર દાતા છે" સૂરા બકર ના૦૨ આ૦ ૨૬૧ એને લગતી બીજી ઘણી આયતો છે

દયાનંદજીએ જે આયત લખી છે તેને જો પૂરી લખતે અથવા જોતે તો તેને બેવકુફ બનવા-

નો વખત નહીં આવતે. તે આ છે "તે કોણ છે જે અલ્લાહને સારું કર્જ આપે તો તે તેને માટે ઘણુંજ બેવડું આપે. અને અલ્લાહજ તંગ કરે છે (રોજીને) અને બોહલી કરે છે. અને તેનાજ તરફ તમો પાછા ફેરવાશો" સૂ. ૨ આ. ૨૨૭ × આ આયતના પાછળા વાક્યએ પ્રગટ કર્યું કે આ આયતમાં જે કર્જ આપવાનું છે તે નિર્ધન દ્રિદરી કે દિવાલ્યાને આપવાનું નથી કે જેથી અમારો માલ જતો રહે પણ અલંકાર રૂપે કહેવાએલું કર્જ તેને અપવાનું છે કે જેણે અમને આ દોલત આપી તેણે રિજકને બોહલો કર્યો. અને જ્યારે તે રોજી બોહળી કરવાની શકિત ધરાવનાર છે તો તે ફરી પણ બોહલી કરશે. આ આયત ઘણી ઉમદગીથી લોકોને ખેરાત કરવાનો શોખ આપે છે પણ દયાનંદજીને તે એબ જણાય છે. કમળાવાળાને બધુ પીળું. દયાનંદનું કહ્યું ખરૂં છે "જે મનુષ્ય પક્ષપાતી હોય છે તે પોતાના અસત્યને પણ સત્ય અને અન્ય વીરૂધી મતવાળાના સત્યને પણ અસત્ય સિધ્ધ કરવામાં પ્રવૃત્ત થાય છે." સત્ય ભૂમિકા. વળી કહે છે "ઘણાઓ હઠી, દુરાગ્રહી, મનુષ્યો હોય છે કે વકતાના અભિપ્રાયથી વિરૂદ્ધ કલ્પના કર્યા કરેછે. વિશેષ કરી મતવાળા લોક કેમકે મતના આગ્રહથી તેમની બુધ્ધિ અન્ધકારમાં ફસીને નષ્ટ થઇ જાય છે." સત્ય ભૂમિકા પૃષ્ટ. ૪

હવે દયાનંદના માનેલા પુસ્તકોમાં કર્જ તપાસીએ મનુસ્મૃતિ આ. ૬ શ્લો. ૯૪ "જે દ્વિજ ઇન્દ્રય વશ રાખી એ દશ લક્ષણને અનુસરીને ચાલે છે અને વિધિપૂર્વક વેદાન્ત એટલે ઉપનિષદનો અર્થ સમજીને સાંભળે છે અને જેણે પોતાનાં ત્રણ ઋણ એટલે કરજ વાળ્યાં છે તે સન્યાસી થઇ શકે છે" વળી ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૯૧માં પરમેશ્વર ઉપદેશ આવી રીતે કરે છે "તું મને સુખને માટે વિદ્યા તથા દ્રવ્યાદિક આપ હું તને આપું. તું મારા તરફ ઉત્તમ સ્વભાવ ઉદારતા તથા સુશીલતા ધારણ કર અને હું પણ તારા પ્રત્યે ધારણ કરૂં" આ મંત્રમાં ઇશ્વર તરફથી દ્રવ્યાદિક માંગણી થઇ છે અને ફરી આપવાનું કહેવાયું છે. તેની જે મતલબ દયાનંદજી લેતા હશે તેવીજ મતલબ કુરઆનની આયતથી પણ થઇ શકે છે. વિચારો.

૪૦. ઉનમેંસે કોઇ ઇમાન ન લાયા* ઔર કોઇ કાફીર હુઆ જો અલ્લાહ ચાહતા ન લડતે જો ચાહતા હૈ. અલ્લાહ કરતા હૈ મં૦ ૧ સિ૦ ૩ સૂ૦ ૨ આ૦ ૨૩૫.

**સમીક્ષક** કયા જીતની લડાઇ હોતી હૈ વહ ઇશ્વરકી હી ઇચ્છા સે? કયા વહ અધર્મ ચાહે તો કર શકતા હૈ? જો ઐસી બાત હૈ તો વહ ખુદા હી નહીં કયોંકિ ભલે મનુષ્યોંકા યહ ધર્મ નહીંકિ શાંતિ ભંગ કરકે લડાઇ કરાવે ઇસસે વિદિત હોતા હૈ કિ યહ કુરાન ન ઇશ્વરકા બનાયા ઔર ન કિસી ધાર્મિક વિદ્વાનકા રચીત હૈ. ॥ ૪૦ ॥

**જવાબ** બેશક સઘળી લડાઇ ઇશ્વર ઇચ્છાથી થાય છે. જો તેની ઇચ્છા ન હોત તો તોપ, બંદુક, બાણાદિ હથિયાર બનાવવાની તે શા માટે આજ્ઞા કરતે. ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨૨. અને ખોદાના સર્વ કામ તેની હિકમત પ્રમાણે છે તે સર્વજ્ઞા હોવાને લીધે તેના કોઈ પણ કામને અધર્મ કરવું કહી શકીએ નહીં.

દયાનંદજી કહે છે "ભલે મનુષ્યોંકા યહ કર્મ નહીં કે" ઈત્યિ. આથી જણાય છે કે દયાનંદજી વેદોને ઈશ્વિરી પુસ્તક માનતા નથી. કારણ કે તેમાં ઘણી જગ્યા શાંતિ ભંગ કરી લડવાનું છે જેના ઘણા દાખલા ના૦ ૩૧, ૩૫ વગેરેમાં લખાયા છે. પણ કુરઆનનો જેહાદ તો શાંતિ ફેલાવવા માટે છે કેમકે તેમાં દુષ્ટોને સજા અપાય છે.

વળી આર્ય સમાજના બીજા નિયમમાં દયાનંદજી પોતે માને છે કે પરમેશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, સર્વ શક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અ-

× દયાનંદજીના લખ્યા પ્રમાણે આ અંક લખ્યો છે નહીં તો આયતનો ખરો ના. ૨૪૫ છે. ગુ. મો.

* "નલાયા" ની જગ્યા "લાયા" જોઈએ. કદાપી છાપનારની ભૂલ થઈ હશે ગુ મો.

નુપમ સર્વાધાર, સર્વવ્યાપક, સર્વાન્તર્યામી છે. અને દુન્યામાં કોઈ કાફેર છે અને કોઇ મુમિન છે એ અમે જોઇ રહ્યા છીએ તેઓમાં સેંકડો લડાયો થઈ જેમાંની કેટલીક તવારીખથી જણાઇ અને કેટલીક અમે અમારા વખતમાં જોઈ. તો સિદ્ધ થયું કે દુન્યાની જેવી હાલત હતી તેજ પ્રમાણે કુરઆને બયાન કરી. જો દયાનંદજી એમ માનતા હોય કે આ લડાયો જે થાય છે તેના ઇરાદાથી નથી તેની જાણમાં નથી. તે ચાહે છે કે કદી લડાઈ થાય નહીં પણ લડાયો થયા કરે છે. તે ચાહે છે કે માત્ર વેદોકત ધર્મજ ચાલે પણ તેમ થતું નથી. તો ખોદાપર મોટો દોષ લાગુ પડશે. ખોદાની શક્તિમાં ખોદાના જ્ઞાનમાં ઘણીજ નુકસાની છે એમ જાહેર થશે. જેટલી લડાયો થાય છે તે સઘળી ખોદાના ઇરાદાથી થાય છે પણ દરેક લડાઈથી તે ખુશી નથી, તે દરેક તેને પસંદ નથી. ઇરાદો જૂદી વસ્તુ છે અને ખુશી થવું કે પસંદ કરવું જૂદી વાત છે જેનો ફરક ઇલમે કલામમાં સારી રીતે દર્શાવાયો છે. પણ તે આર્યાઓની સમજને લાએક નથી તેમ તેના સમજાવવામાં ઘણું લંબાણ થાય છે. માટે એક દ્રષ્ટાંતથી તે ફેર સમજાવવા ચાહું છું. હિન્દુઓ કોંગ્રેસ કરે છે અને તેને આધારે કેટલાક હકો માંગે છે કેટલોક સુધારો કરવા ચાહે છે એ સરકારના ઇરાદાથી છે. કારણ કે તેનો કાયદો એને આડે આવતો નથી. અને એજ કારણથી સરકાર એ સભાને દર વર્ષે ભરવા દે છે તેને આડે આવતી નથી. પણ એવી સભાને સરકાર પસંદ કરતી નથી કે તેથી ખુશ નથી. કારણ કે જો ખુશ હોત તો સરકારી મોટા મોટા અમલદારો તેમાં શામેલ થાત અને કોઇને રોકાણ થતે નહીં. વિચારો.

૪૧ જો કુચ આસમાન ઔર પૃથવીપર હૈ સબ ઉસકે લિયે હૈ. ચાહે ઉસકી કુરસીને આસમાન ઔર પૃથવીકો સમાલિયા હૈ. મં૦ ૧ સિ૦ ૩ સૂ૦ ૨ આ૦ ૨૩૭.

**સમીક્ષક** જો આકાશભૂમિમેં પદાર્થ હૈ વે સબ જીવોંકે લિયે * પરમાત્માને પ્તપન્ન કિયે હૈ અપને લિયે નહીં કયોંકિ વહ પૂર્ણકામ હૈ ઉસકો કિસી પદાર્થકી અપેક્ષા નહીં જબ ઉસકી કુરસી હૈ તો વહ એકદેશી હૈ જો એક દેશી હોતા હૈ વહ ઇશ્વર નહીં કહાતા કયોંકિ ઇશ્વર તો વ્યાપક હૈ ॥ ૪૧ ॥

**જવાબ** કુરઆન પણ કહે છે માણસોને માટે બનાવ્યાં. વાંચો સૂરા બકર ૨; ૨૯ અને આ આયતમાં " સબ ઉસકે લિયે હૈ " તરજુમો ખોટો કર્યો છે અને ફરી શંકા કરે છે. દયાનંદજી ! તમે જે તરજુમો કર્યો છે " લિયે " એની જગ્યા " લામ " છે અને એ મિલકત માટે આવે છે તો એનો અર્થ આ થયો " જે કંઈ આસમાનો અને ઝમીનમાં છે તે સઘળું અલ્લાહનું છે " કહો એના ઉપર શી શંકા છે ? આ જગ્યા " લામ " થી કહેવાયું તેમ બીજી ઘણી આયતોમાં " લહુ મુલ્કુસ-સમાવાતે વલ અર્દે " મુલ્ક ( હોકુમત )ના શબ્દથી પણ કહેવાયું છે. એટલે જેવી રીતે આસમાન અને ઝમીન તથા જે એમાં છે તે સર્વ અલ્લાહનાજ છે તેમ તે સર્વમાં તેનુંજ રાજ છે.

કુરસીના અર્થ રાજ્યના, હોકુમતના છે. અરબીમાં કુરસી કહેવાય છે તેની જગ્યા હિંદીમાં ગાદી કહેવાય છે અને આપણા મહાવરામાં પણ ગાદીના અર્થ હોકુમતના છે. કહેવામાં આવે છે, વડોદરાની ગાદી આટલા કરોડની છે વડોદરાની ગાદી જેપૂરની ગાદીથી મોટી છે. એની મતલબ આ છે કે વડોદરાની હુકુમત તથા રાજ્ય આટલા કરોડની ઉપજનું છે તથા તે રાજ્ય જેપૂરના રાજ્યથી મોટું છે. એના આ અર્થ નથી કે વડોદરાની ગાદી જે બેસવાની છે તે આટલા કરોડની છે અથવા તે બેસવાની જગ્યા જેપૂરની ગાદી જે બેસવાની છે તેથી મોટી છે. એક રાજા યુરોપમાં સેર કરતો હોય

* ઉર્દુ સત્યાર્થ પ્રકાશમાં જીવોની જગ્યા " માણસો " નો શબ્દ છે. એ બદલવામાં પણ કંઈ હિકમતછે કેમકે તેનો ભાષાંતર કર્તા માંસ પાર્ટીનો હિમાયતી છે. ગુ. મો.

તેના વિષે કહેવાય છે કે તે ગાદી ઉપર છે. તેવીજ રીતે એ "કુરસી" ને સમજો. પ્રથમ કુરઆને બયાન કર્યું કે જે કંઇ આસમાનોમાં તથા ઝમીનમાં છે તે સઘળું અલ્લાહનું છે તેની મિલક છે ફરી બયાન કર્યું કે તેની હોકુમત આસમાનો તથા ઝમીનથી પણ બોહલી છે (સમાલિયાહે). શાહ વલીયુલ્લાહ (રહ) પોતાના કુરઆનના તરજુમામાં એ આયતનો તરજુમો લખે છે તેના અર્થ ગુજરાતીમાં "તેની બાદશાહી એ આસમાનો તથા ઝમીનને સમાવ્યા છે" કુરસીનો એક અર્થ ઇલમ છે. એ ઉપરથી વિદ્વાનોને કરાસી કહેવાય છે. તો આયતનો અર્થ આ થયો "આસમાનો તથા ઝમીનમાં જે કંઈ છે તે તેના ઇલમ (જાણ) માં છે." પણ દયાનંદજીના તરજુમામાં "ચાહે ઉસકી કુરસી" છે એ "ચાહે" કયા શબ્દનો તરજુમો છે તથા શા માટે લખ્યો છે તે સમજાતુ નથી.

હવે આપણે સત્યાર્થ વગેરે તપાસીએ. સત્યાર્થ પૃષ્ટ ૧૩ માં છે. જલ અને જીવોના નામ "નારા" છે તે અયન અથવા નિવાસ સ્થાન છે જેનું, એથી સર્વ જીવોમાં વ્યાપક પરમાત્માનું નામ "નારાયણ" છે. એનું પ્રમાણ મનુ અ૦ ૧ શ્લો. ૧૦ નો આપ્યો છે. આથી સાફ જણાયું કે પાણી તથા જીવ પરમેશ્વરનું સ્થાન છે તો તે એક દેશી (મહદુદુલ મકાન) થયો. વળી મનુના મજકુર શ્લોકનો તરજુમો આવી રીતે છે "જલને નારા કહે છે અને આ જગતના ઉત્પન્ન થવા પહેલાં નારા પરમેશ્વરનું ઘર હતું માટે તેને નારાયણ કહે છે એટલે પાણીમાં રહેનારો પરમેશ્વર" તો પરમેશ્વર એક દેશી થયો. વળી મનુ અ૦ ૧ શ્લો પર "જ્યારે એ જાગતા હોય છે ત્યારે આ જગત શ્વાસ, આહારાદી કર્મ કરે છે અને જયારે એ શાન્ત પામી સૂઈ જાય છે ત્યારે સર્વ જગતનો પ્રલય થાય છે." આમાં ખોદાને સૂનારો કહ્યો અને જે સૂએ તે એક ... હોય છે. દયાનંદજી પોતાના ધર્મ ઉપર આવતા દોષને ઢાંકવા કુરઆન પર નકામો દોષ દે છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૧૮૨ માં છે "જેમ કોઈ અનન્ત આકાશને કહે છે કે ગર્ભમાં આવ્યું કે મૂઠીમાં પકડી લીધું તો એમ કહેવું કદી સાચું નથી થઇ શકતું કેમકે આકાશ અનન્ત અને સર્વમાં વ્યાપક છે, એથી ન તો આકાશ બહાર આવતું ન તો અંદર જતું. તેમજ પરમાત્મા અનન્ત અને સર્વ વ્યાપક હોવાથી તેનું આવવું જવું કદી સિદ્ધ નથી થઈ શકતું. જવું આવવું તો ત્યાં થઇ શકે છે કે જ્યાં કંઇ ન હોય. શું પરમેશ્વર ગર્ભમાં વ્યાપક નહીં હતો કે તે કહીંથી આવ્યો? અને બહાર નહી હતો કે અંદરથી નીકળ્યો? એમ ઇશ્વિરના વિષયમાં કહેવું અને માનવું એ વિદ્યાહીનો (બેઇલમ) વિના કોણ કહી અને માની શકશે?" ઇશ્વિરના જન્મ નહી લેવાની દલીલમાં દયાનંદજી આ લખે છે અને સર્વવ્યાપકના અર્થ દયાનંદજીએ કર્યા છે. આથી અમારી સમજમાં એવું આવે છે કે તેવણ પરમેશ્વરને એવો જાણે છે કે જેમ પાણીમાં ખાંડ અથવા ગુલાબમાં ગુલાબજલ. જેનું પરિણામ આ નીકળે છે કે ઇશ્વિર અંદાઝવાળો એટલે લંબાઇ ચોડાઈ અને ઉંડાઇવાળો છે. એને જે ચીજ લંબાઇ ચોડાઇવાળી હશે તે ભાગ પડવા પાત્ર છે. અને જેના ભાગ પડી શકે છે તે સંયોગથી ઉત્પન્ન થાય છે. અને સત્યાર્થ પૃષ્ટ ૪૦૩માં છે કે જે સંયોગથી ઉત્પન્ન થાય છે તે અનાદિ અનન્ત કદી નથી થઇ શકતું. તેનો નાશ થશે. વળી દયાનંદજીની વાતથી જણાય છે કે ખોદા અનન્ત નથી પણ અંત વાલો છે. કારણ કે સૃષ્ટિ ગમે તેટલી મોટી થઇને અમારી ગણતરીમાં અગણીત હોય પણ તે ખરૂં જોતાં અગણીત નથી. કારણ કે આ સૃષ્ટિનો શરૂ તો જરૂર છે અને દયાનંદજી પણ માને છે (સત્યાર્થ પૃષ્ટ ૧૯૮) તો એક વખતથી તેની ઇબતેદા (આરંભ) થઇ. અને આતો ખુલ્લુજ છે કે પરમેશ્વરે શરૂમાં જેટલી વસ્તુ ઉત્પન્ન કરી હતી તે સઘળી ગણતર (માદુદ) હતી તે પછી દરરોજ કે દરેક ઘડી જે વધતી ગઇ તે ગણતરજ વધી. અને ગણતર ઉપર ગણતરનો વ-

ધારો થાય તો તે ગણતરજ રહે છે. આ ખુલ્લું છે. અગર જો તે એવી ગણતરીએ પુગે પણ અમારો હિસાબ ત્યાં સુધી નહીં પોહોંચવાથી તે અગણીત કે અનન્ત થશે નહીં. તો જ્યારે આ સઘળી સૃષ્ટિની હદ નીકળી તે ગણતર થઇ તો પરમેશ્વર પર એના અંતથી અંતવાળો થયો કારણ કે ગલાસનાં પાણીનો અંત હોય તો તે માંહેની ખાંડનો, કે ગુલાબની પાતરીનો અંત હોય તો ગુલાબ જલનો પણ અંત થશે તો દયાનંદજીનું ખોદાને અનંત માનવું (સત્યાર્થ પૃષ્ટ ૧૮૦) ખેંચી લે અથવા તેને અંતવાળો માને.

૪૨ અલ્લાહ સૂર્યકો પૂર્વસે લાતા હૈ બસ તું પશ્ચિમસે લેઆ બસ જો કાફિર હૈરાન હુઆ થા નિશ્ચય અલ્લાહ પાપિયોંકો માર્ગ નહીં દિખલાતા મં૦ ૧ સિ ૩ સૂ૦ ૨ આ૦ ૨૪૦

**સમીક્ષક** દેખિયે યહ અવિદ્યાકી બાત સૂર્ય ન પૂર્વસે પશ્ચિમ ઔર ન પશ્ચિમસે પૂર્વ કભી આતા જાતા હૈ વહતો અપની પરિધિમે ઘુમતા હૈ ઇસસે નિશ્ચિત જાના જાતા હૈ કિ કુરાનકે કર્ત્તાકો ન ખોગલ ઔર ભૂગોલ વિદ્યા આતીથી જો પાપિયોંકો માર્ગ નહીં બતલાતા તો પુણ્યાત્માઓંકે લિયે ભી મુસલમાનોંકે ખુદાકી આવસ્યક નહીં કયોંકિ ધર્મત્માતો ધર્મ માર્ગમેં હી હોતે હૈ માર્ગ તો ધર્મ સે ભૂલે હુએ મનુષ્યોંકો બતલાતા હૈ સો કર્ત્તવ્યકે ન કરનેસે કુરાનકે કર્ત્તા કી બડી ભૂલ હૈ. ॥ ૪૨ ॥

**જવાબ** હજરત ઇબરાહીમે (અલ)ખોદાઇનો દાવો કરનાર નાલાએક નમરૂદ સાથે વાદવિવાદ કર્યો તેને કહ્યું કે મારો પરવરદિગાર મારે છે અને જીવડાવે છે. તે એવકુફ એની મતલબ સમજ્યો નહીં અને કહેવા લાગ્યો હું પણ મારૂં છું અને જીવડાવું છું * ત્યારે હજરત ઇબરાહીમે (અલે) કહ્યું કે અલ્લાહ સૂર્યને પૂર્વ તરફથી લાવે છે તો તું તેને પશ્ચિમથી લાવ. એનો ઉત્તર તે રાજાથી કંઇ બન્યો નહીં. કુરઆન કહે છે "જેણે કુફ્ર કર્યું તે હૈરાન રહ્યો" એમાં કોઈ તરહની શંકા કરવાનું નથી. પૂર્વ તથા પશ્ચિમ છે અને સાધારણ બોલચાલમાં જેમ કહેવાય છે સૂર્ય નીકળ્યો સૂર્ય ડુબ્યો, સૂર્યોદય સૂર્યાસ્ત તેમ સૂર્યના લાવવાનું કહ્યું. રાત દિવસ સૂર્યની ચાલે થાય છે કે પૃથિવીની ચાલથી થાય છે એ એક જૂદી વાત છે પણ મહાવરામાં તો સૂર્યને નીકળનાર અને આથમનાર કહેવાય છે એજ માટે કોશવાળા પૂર્વ પશ્ચિમના અર્થ સૂર્યની ઉગમણ આથમણ દશા લખે છે.

દયાનંદજીને યુરોપ વાળાઓની નકલ કરવી ઘણી સારી લાગે છે. વેદથી તાર, તોપ, બંદુક, આગગાડી વગેરે સિધ્ધ કરવાનો શોખ થયો તેમ પૃથ્વીની ચાલ માનવાનો પણ શોખ થયો, સાબેતી તેની કંઇ નથી. જો આ વખતમાં તે જીવતો હતે તો વગર તારના ટેલી ગરાફ વિષે પણ વેદથી કંઇ કલ્પના કરતે. ઝમીન નહીં ચાલતી એ વિષે મારી ચોપડી "આકાશ ચાલ રદ્દે પૃથ્વી ચાલ"માં અકલી દાખલા લખી ચુકયો છું તેને છપાયાને આસરે ૧૩ વર્ષ થયાં મોટા મોટા વિદ્વાનોને પોહોંચાડી કાલીજોમાં વેહેંચી પણ તેનો જવાબ હજુ કોઇથી બન્યો નથી. માટે આ જગ્યા અકલી દાખલા લખતો નથી. દયાનંદજીના માનેલા પુસ્તકોને આધારે લખું છું.

દયાનંદજીની સંસકાર વિધિ બીજી આવૃત્તિના પૃષ્ટ ૧૨૯માં અથર્વ વેદની શ્રુતિ લખી છે તેમાં પૃથ્વી નહીં ચાલવાનું છે. વળી સિધ્ધાન્ત શિરોમણી ગોલાધ્યાયમાં છે "જેમ સૂર્ય તથા અગ્નિમાં ઉષ્ણતા ચન્દ્રમામાં શીતલતા પાણીમાં ગતી પત્થરમાં સ્વભાવથી કઠિનતા છે એવીજ રીતે સ્વભાવથી પૃથ્વી અચળ છે." ગુજરાતી કોશોમાં પૃથ્વીનું નામ નિશ્ચલા લખાયું છે વળી નિઘંટુ નિરૂકિત ૨; ૭ માં પૃથ્વીનું નામ "નિર્ઋતિ" લખ્યું છે અને એના અર્થગતિ રહિત, સ્થિરના થાય છે. જો પૃથ્વી ચાલતી હોત તો તેનું નામ નિર્ઋતિ થતે નહીં. વળી યજુર વેદ ૨૩; ૭માં તથા ૩૩; ૭૯માં આવી રીતે છે "સૂર્ય

* દયાનંદજીએ લખેલી આયતને પૂર્વે એ બયાન લાગેલું છે. ટીકા કારોએ લખ્યું છે કે ફરી તેણે એક કેદીને છાંટી કાઢયો અને કહ્યું કે જો આને મેં મારી નાખ્યો અને એક કેદીને છોડયો અને કહ્યું કે આને મેં જીવતો રાખ્યો. ગુ. મો.

અસહાય ચાલે છે, સુવર્ણના રથમાં દેવલોકોને જોવા સૂર્ય જાય છે" આથી સૂર્યનું લોકોના ચોતરફ ફરવાનું સિધ્ધ થાય છે. વળી યજુર ૩૨; ૬ માં પણ પૃથ્વીના સ્થિર રહેવાનું બયાન છે. અને એ વિષે સિધ્ધાન્ત શિરોમણીમાં ઘણા દાખલા છે. હવે તે મના બોલેલા શબ્દો "ઇસસે નિશ્ચિત જાના જાતા હૈ કે દયાનંદકો, વેદકે કર્ત્તા વગેરેકો ન ખગોલ ઔર ભુગોલ વિદ્યા આતીથી" ખરા પડે છે કે નહીં?

દયાનંદજી કહે છે "જો પાપિયોંકો માર્ગ નહીં બતલાતા" ઇત્ય. એ શંકા ના. ૫માં એવણુ કરી આવ્યા છે અને ત્યાં તેનો જવાબ પણ અપાયો છે. છતાં કંઇક અત્રે પણ લખું છું સત્યાર્થ પૃષ્ટ ૨૪૯ "જે અજીતેન્દ્રિય પુરૂષ છે તેને વિપ્ર દુષ્ટ કહે છે કારણ કે તે કરવાથી વેદ, જ્ઞાન, ત્યાગ, યજ્ઞ, નિયમ ધર્માચન્રણ સિધ્ધિને તે પ્રાપ્ત થતો નથી. * કિંતુ એ સ ઘળું જીતેન્દ્રિ તથા ધાર્મિક જનને સિદ્ધ થાય છે" આમાં દુષ્ટોને વેદ વગેરેનું ગેર લાભ થવું ખુલ્લું કહેવાયું છે. તો ફરી દયાનંદજીના એકરાર પ્રમાણે જે દોષ કુરઆન ઉપર મુકયો તે વેદપર લાગુ પડયો. વળી સાત્યાર્થ પૃષ્ટ ૧૭૧ માં છે "જ્યારે આત્મા મનને ઇન્દ્રિયોને કોઇ વિષ યમાં પ્રેરે છે અથવા ચોરી આદિ દુષ્ટ અને પરોપકાર આદિ સુકર્મ કરવાનો જે ક્ષણે આરંભ કરેછે, તે સમયે જીવની ઇચ્છા જ્ઞાનાદિ તેજ ઇચ્છિત વિષયમાં પરોવાઈ જાય છે, પણ તેજ ક્ષણે આત્માની અંદરથી દુષ્ટ કર્મ કરવામાં ભય શંકા અને લજ્જા તથા સુકર્મ કરવામાં અભય નિ:શંકતા અને આન્દોત્સાહ ઉઠે છે, તે જીવ આત્મા તરફથી નહી પણ પ્રમાત્મા તરફથી છે" આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે પાપ કરતાં ખોદા તરફથી લાજ થાય છે અને સુકર્મ વેળા ખુશી અભય વગેરે થાય છે. અને જાહેર છે કે એવી હાલત દરેક માણસની નથી કેટલાકોને બુરાં કામમાં જરાએ શરમ હોતી નથી. ખુલ્લે ચોક નિર્લાજ કામો કરે છે. અને એવી હાલત ખુદા તરફથી થવી એ નુંજ નામ તોફીક તથા હિદાયત છે. તો સિદ્ધ થયું કે પાપીયોને માર્ગ બતાવતો નથી અને સારા માણસને માર્ગ બતાવે છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૩૯૦ "એમણે પોતાની અવિદ્યાની ઉન્નતી કરી છે જેનું સાદૃશ્ય એમના વીના બીજા સાથે નથી ઘટી શકતું નીશ્ચય તો એજ થાયછે કે વેદઇશ્વર સાથે વીરોધ કરવાનું એમ ને એજ ફળ મળયું" તો ખોદાઇનો દાવો કર નાર પેગમ્બરનો મોકાબલો કરનાર નમરૂદ રાજાને એવો બદલો મળે અને અવિદ્યાની ઉન્નતિ કરે તેમાં નવાઇ શી? એજ વાતને કુરઆન કહેછે "અલ્લાહ પાપિયોંકો માર્ગ નહીં દિખલાતા."

૪૩ કહા ચાર જાનવરોંસે લે ઉનકી સૂરત પહિચાન રખ + ફિર હર પહાડપર ઉનમેંસે એક ૨ ટુકડા રખદે ફિર ઉનકો બુલા દૌડતે તેરે પાસ ચલે આવેંગે મં૦ ૧ સિ૦ ૩ સૂ૦ ૨ આ૦ ૨૪૨

**સમીક્ષક** વાહ ૨ દેખોજી મુસલમાનોંકા ખોદા ભાનમતી કે સમાન ખેલ કરરહા હૈ કયા ઐસી હી બાતોંસે ખુદાકી ખુદાઈ હૈ? બુદ્ધિમાન લોગ ઐસે ખુદાકો તિલાંજલી દે કર દૂર રહેંગે ઔર મુર્ખ લોગ ફસેંગે ઇસિસે ખુદાકી બડાઇકે બદલે બુરાઈ ઉસકે પલ્લે પડેગી.॥૪૩॥

**જવાબ** હજરત ઇબરાહીમ (અલે) ના એક સવાલના જવાબમાં અલ્લાહે એક પ્રત્યક્ષ પ્રમાણ આપ્યો કે તું ચાર પક્ષીઓ લે અને તેઓને પાલીને તારી સાથે હલાવ ફરી તેઓમાંના એક એકને (જે ચાર પૂરાનો એક એક ભાગ છે)

* ઉર્દુ સત્યાર્થ પૃષ્ટ ૩૩૨માં આવી રીતે છે "તેને નતો વેદનું જ્ઞાન કંઇ લાભ પોહોંચાડે છે. અને ન દુન્યાદારીથી અલાહેદા થવું" ઈત્ય. અને મનું અ. ૨ શ્લો. ૯૭માં છે "વેદ ત્યાગ, યજ્ઞ, નિયમ, તપ, એ સર્વે જેનો સ્વભાવ દુષ્ટ છે તેને કદી પણ મોક્ષે પોહોંચાડી શકતાં નથી." ગુ. મો.

× "ઉનકી સૂરત પહિચાન રખ" એ તરજુમો ખોટો છે. એ જગ્યા "સુર હુન્ન એલૈક" છે એના અર્થ "એઓને કકડે કકડા કર" છે, અથવા એઓને પાલી તારી પાસે હલાવી રાખ" થાય છે. ગુ. મો.

પહાડો પર રાખ ફરી તેઓ તારા બુલાવ્યાથી દોડતાં ચાલ્યાં આવશે. એટલે તારા જરા સરખા પાલવાને લીધે તારી પાસે આવશે તો હું ખરે-ખરો પાલણ કર્તા છું સત્ય માલીક છું મારા બુલાવવાથી આ જહાનના ભાગો ભેગા નહી થશે ? મારા વાંચકો! દયાનંદજી પોતાના ભાણુ પણાની સાબોતીમાં આ પુરાવાને ભાન મતીનો ખેલ કહે છે એ લાગુ પડી શકે છે ? અને બીજા અર્થ પ્રમાણે હજરત ઇબ્રાહીમે તે ચાર પક્ષીઓના તુકડે તુકડા કર્યા * અને તેઓને પહાડો પર થોડાથોડા રાખ્યા. અલ્લાહ કહે છે. "ફરી તેઓને બુલાવ તેઓ તારી પાસે દોડતાં આવશે." એટલે જેવી રીતે પક્ષીઓના ભાગો એક બીજા સાથે મળેલા હોવા છતાં પોત પોતાના ભાગથી ભેગા થઇ જીવી તારી પાસે આવશે તેવી રીતે જ્યારે હું લોકોને જીવતાં કરીશ તો ગમે ત્યાં તેઓના ભાગો પડેલા હશે તે પોતાના ભાગોથી ભેગા થઇ મારા તેડવાને માન દઇ જીવતા થઈ આવશે. આ એક ખુલ્લી દલીલ છે. જે નિઃશંક છે. હા, પાછલા અર્થ પ્રમાણે દયાનંદજી ચમત્કારની શંકા કરી શકે છે પણ તે વીશે ના૦ ૧૪ તથા ૨૩માં લખી ચુકયો છું. એટલે એ વિષે લખવાની જરૂર નથી. પણ એમનો એક લખેલો ફકરો અતરે લખવો પ્રસંગોપાત્ત છે. સત્યાર્થ પૃષ્ટ ૫૧૬ " જો દૂસરે મતોંકો કિ જીસમેં હજારોં ક્રોડોં મનુષ્ય હોં ઝુઠા બતલાવે ઔર અપને કો સચ્ચા ઉસસે પરે જુઠા દુસરા મત કૌન હો સકતા હૈ "

૪૪ જીસકો ચાહે નીતિ (હીકમત) દેતા હૈ. મં ૧ સી૦ ૩ સુ૦૨ આ૦૨૫૧

**સમીક્ષક** જબ જીસકો ચાહાતા હૈ ઉસકો નીતિ દેતા હૈ જીસકો નહી ચાહાતા હૈ ઉસકો અનીતિ દેતા હોગા + યહ બાત ઇશ્વિરતા કી નહીં કીંતુ જો પક્ષપાત છોડ સબકો નીતિકા ઉપદેશ કરતા હૈ વહી ઇશ્વિર ઔર આપ્ત હો સકતા હૈ અન્ય નહી ॥ ૪૪ ॥

**જવાબ** જ્યારે ખોદાને સર્વજ્ઞા માનીએ છીએ તો તે પોતાના જ્ઞાન પ્રમાણે જેને ચાહે તેને નીતિ આપે એમાં શંકા કરવી તે પોતાની અજ્ઞાનતા પ્રગટ કરવી છે. ઋગ્વેદાદિ ભાષ્ય પૃષ્ટ ૮૦ "સર્વ મનુષ્યોએ ઇશ્વિરનીજ સહાયની ઇચ્છા કરવી. કારણ કે તેની સહાયતા વિના સત્યધર્મનું જ્ઞાન ( જેમાં નીતિ પણ આવી ગઇ ) અને અનુષ્ટાન કરવાની શકતી પ્રાપ્ત થતાં નથી " અને દરેકને એ સહાય મળતી નથી એ ખુલ્લું છે તો સિધ્ધ થયું કે ખોદા જેને ચાહે તેનેજ સહાય મળે છે એથી એ પણ સિધ્ધ થયું કે ખુદા જેને ચાહે તેને નીતિ આપેછે.

૪૫ વહ કી જીસકો ચાહેગા ક્ષમા કરેગા જીસકો ચાહે દગડ ( અજાબ ) દેગા કયોંકિ વહ સબ વસ્તુ પર બલવાન હૈ મં. ૧ સિ. ૩ સૂ. ૨ આ. ૨૬૬

**સમીક્ષક** કયા ક્ષમા કે યોગ્ય પર ક્ષમા ન કરના અયોગ્યર ક્ષમા કરના ગબર ગંડ રાજા કે તુલ્ય યહ કર્મ નહીં હૈ? યદિ ઇશ્વર જીસકો ચાહતા પાપી યા પુણ્યાત્મા બનાતા હૈ તો જીવકો પાપ પુણ્ય ન લગાના ચાહિયે જબ ઇશ્વરને ઉસકો વૈસાહી કિયા તો જીવ કો સુખ દુઃખ ભી હોનાં ન ચાહિયે જૈસે સેનાપતિ કી આજ્ઞાસે કિસી ભૃત્યને કિસીકો મારા તો ઉસકા ફલ ભાગી વહ નહીં હોતા વૈસે વેભી નહીં. ॥ ૪૫ ॥

**જવાબ** દયાનંદજીને શંકા કરવાનો ઘણો શોખ છે. કુરઆન સુરા ઝિલઝાલ ૯૯; ૭, ૮ "તો જે કોઇ એક રજ બરાબર નેકી કરશે તેને તે જોશે" ફરી એવી શંકા કરવી "કયા ક્ષમા કે યોગ્ય પર ક્ષમા ન કરના" એ પોતાની બેવકુફી જાહેર કરવી છે. અને કુરઆન કહે છે " ખચીત ખોદા પોતાની સાથે બીજાઓને શરીક કરવાનું પાપ માફ કરશે નહીં. અને એ સિવાય જેને ચાહે તેની બક્ષીશ કરશે " આ આયતમાં શિર્ક કરનારના ક્ષમા ( બક્ષીશ )ની ખુલ્લી ના છે

*ઘણા ટીકાકારો આજ અર્થ લે છે અને હું પણ એજ અર્થ પસંદ કરૂં છું. ગુ. મો.

+ કોઈને નીતિ દેવાથી કોઈને નીતિ નહીં આપવું લાગુ પડે છે પણ તેના મુકાબલામાં "અનીતિ દેતા હોગા લખવું એ દયાનંદજીની સમજનો નમુનો છે. આવી જાડી અકલ અને તેની સાથે કુરઆનનો મુકાબલો! ગુ. મો.

છતાં આવો દોષ કાઢવો " અયોગ્ય પર ક્ષમા કરના " તે પોતાની અજ્ઞાનતા પ્રગટ કરવી છે. દરેક ક્ષમાના લાયેકની ક્ષમા કરશેજ. અને જે શિર્ક કરનાર તેની જરૂર પકડ કરશેજ. હા, જે ગુનેહગાર હશે અને શિર્કથી બચનાર હશે તે ખોદાની ઇચ્છા ઉપર છે ચાહે બખશે, ચાહે સજા કરે. અને ખોદા સર્વશકિતમાન છે સર્વજ્ઞા છે તેના દરેક કામ ડહાપણના છે માટે તે પોતાના જ્ઞાન પ્રમાણે કે દયા પ્રમાણે કોઈ પાપીની ક્ષમા કરે એમાં કશો દોષ નથી. વગર સજા કરે બક્ષીશ થવી દયાનંદજી અસંભવિત જાણે છે તેનો લંબાણથી જવાબ ના. ૨૨માં આવી ગયો છે અને દયાનંદજીના બકવાને આ આયત સાથે કશો સંબંધ નથી. એટલે તે વિષે લખવાની જરૂર નથી.

૪૬ કહ્રા ઇસસે અચ્છી ઔર કયા પરહેજગારોંકો ખબર દુંકી અલ્લાહકી ઓર બહિસ્તે હૈ જીનમેં નહરેં ચલતી હૈં ઉન્હીંમેં સદેવ રહનેવાલી શુધ્ધ બીબિયાં હૈં અલ્લાહ ઉનકો દેખનેવાલા હૈ સાથ બંદોકે. મં ૧. સિ. ૩ સુ. ૩ આ. ૧૨.

**સમીક્ષક** ભલા યહ સ્વર્ગ હૈ કિંવા વેશ્યાવન? ઇસકો ઈશ્વર કહના વા સ્ત્રૈણ? (ઓરતોની ખાહિશવાળો) કોઇ બી બુધ્ધિવાન ઐસીબાતેં જીસમેં હોં ઉસકો પરમેશ્વરકા કિયા પુસ્તક માન સકતા હૈ? યહ પક્ષપાત કયોં કરતા હૈ જો બીબિયાં બહિસ્તમેં સદા રહતી હૈં વે યહાં જન્મ પાકે વહાં ગઈ હૈં વા વહીં ઉત્પન્ન હુઇ હૈં? યદી યહાં જન્મ પાકર વહાં ગઇ હૈં ઔર જો કયામતકી રાતસે * પહેલી હી વહાં બીબિયાં કો બોલા લિયા તો ઉનકે ખાવિન્દોકો કયોં ન બુલા લિયા? ઓર કયામતકી રાતમેં સબકા ન્યાય હોગા ઇસ નિયમકો કયોં તોડા? યદી વહીં જન્મી હૈ તો કયામત તક વે કયોં કર નિર્વાહ કરતી હૈ? જો ઉનકે લિયે પુરૂષ બી હૈં તો યહાંસે બહિસ્ત મેં જાને વાલે મુસલમાનોંકો ખુદા બીબિયાં કહાંસે દેગા? ઔર જૈસે બીબિયાં બહિસ્તમેં સદા રહેને વાલી બનાઈ વૈસે પુરૂષોંકો વહાં સદા રહને વાલે કયોં નહીં બનાયા? ઇસલિયે મુસલમાનોંકા ખુદા અન્યાયકારી બે સમઝ હૈ. ॥ ૪૬ ॥

**જવાબ** દયાનંદજીએ આ આયતનો તરજુમો ખોટો કર્યો છે એટલુંજ નહીં પણ ખાસ બયાન કરવાનો અગત્યનો શબ્દ છોડી દીધો છે. એનો તરજુમો આવી રીતે છે.

" કહે કે હું તમને આ કરતાં વધારે સારી ખબર કરૂં? જે લોકો ખોદાથી ડરે છે તેઓ માટે તેઓના પરવરદિગાર પાસે જંનતો છે જેની નીચે નેહેરો વહે છે હમેશ તેમાં રહેવાના અને પવિત્ર બીબિઓ છે અને અલ્લાહની રજામન્દી છે અને અલ્લાહ બંદાઓને જોનાર છે " આલે ઇમરાન ૩; ૧૫ આ આયતમાં ખુલ્લું કહેવાયું છે કે પરહેઝગારો માટે જંનત છે તેમાં પવિત્ર બીબિયો છે અને ખોદાની રજામન્દી (પ્રસંન્તા) છે * એટલે જંનતમાં જેમ દેહનું સુખ છે તેમ આત્માનું પણ સુખ છે જે દેહના સુખથી ઘણું ચઢત છે. દયાનંદજીએ જંનતની ઉમદા નેઅમત જે ખોદાની રજામન્દી તે લખી નહીં અને શંકા કરવા તૈયાર થયા. અને " ખોદા બંદાઓને જોનાર છે " તેની જગ્યા " અલ્લાહ ઉનકો (સ્ત્રીઓંકો) દેખનેવાળા હૈ સાથ બંદોકે "—લખી શંકા કરે છે " ઇસકો ઇશ્વર કહના વ સ્ત્રૈણ " એ શંકા દયાનંદજીએ ના૦ ૯માં પણ કરી છે અને ત્યાં મેં કેટલુંક લખ્યું છે. તે બીબિઓ જંનતમાંજ ઉત્પન્ન થઈ અને તેણીના પતિ પરહેઝગારો છે. જેમ કે મજકુર આયતમાં છે. તો તેઓના ખાવિન્દોનો સવાલ કરવો તે પોતાની જહાલત પ્રગટ કરવી છે. અને પરહેઝગારોને જ્યારે હમેશ રહેનાર મજકુર આયતમાં વર્ણ્યા તો ફરી " પુરૂષો કો વહાં સદા રહને વાલે કયોં નહીં બનાયા "—કહેવું તે પોતાની મુર્ખાઇ જાહેર

* " કયામતકી રાત " આ શબ્દ કદાપી રામાબાઇએ દયાનંદજીને શીખવ્યો હશે નહીં તો કુરઆન–હદીસમાંતો કયામતનો દિવસ કહેવાયો છે. ગુ. મો.

* સૂરા તૌબા ૯; ૭૨માં રજામન્દી માટે કહેવાયું છે " ખોદાની પ્રસંનતા સર્વથી મોટી છે " એટલે જંનતની કોઈ નેઅમત એની તુલ્ય નથી. ગુ. મો.

કરવી છે. અને જ્યારે તે સ્ત્રીઓ પવિત્ર છે અને પરહેઝગારો માટે છે તો ફરી તેના નિર્વાહ વિષે શી શંકા? કદાપી દયાનંદજી પોતા ઉપર તોલ કરે છે કે મેં સંન્યાસ લીધો તો મારો નિર્વાહ કેવી રીતે થયો આખર કલક-તેથી રામા બાઇને બુલાવવી પડી.

જંનતમાં સ્ત્રીઓ થઈ નહીં શકતી એવો કોઈ અકલી પુરાવો દયાનંદજીએ લખ્યો નથી. માટે એમની શંકા કોઈ રીતે ઇસ્લામ પર આવી શકતી નથી. એમ છતાં આ વેદથી પણ સિદ્ધ કરૂં છું. અથર્વ કાં૦ ૧૧ પ્રપા૦ ૨૪ અનુ૦ ૪ મં૦ ૨૭માં આવી રીતે છે "દેવતા પિતર મનુષ્ય ગન્ધર્વ અપ્સરા અને બીજા સર્વ દેવલોકો (જંનતમાં અથવા પ્રકાશીત જગ્યા)માં રહેનાર દેવતાલોકોને તે પરમેશ્વરે ઉત્પન્ન કર્યા" આમાં અપ્સરા શબ્દ આવ્યો છે એની મતલબ કોશમાં સ્વર્ગની ઓરત લખી છે. અને બીજા પુસ્તકોમાં "દેવાંગના" પણ આવ્યું છે. મજકુર મંત્ર દયાનંદજીએ પણ રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૦૯માં લખ્યો છે. પણ જેમ દેવા, પિતર વગેરેનો અર્થ કર્યો છે તેમ અપ્સરાનો અર્થ પણ તેઓની ઓરતોનો કર્યો છે. એ તેમની કલ્પના છે. નહીં તો તેનો કોશથી પુરાવો જોઇએ. એમ છતા જંનતની બાબિયો પરહેઝગારોની બીબિયો છે તેમાં અપ્સરા સ્વર્ગની સ્ત્રીઓ વિદ્વાન જ્ઞાની પુરૂષોની સ્ત્રીઓ થાય એ ઇસ્લામ નેજ માફક થયું. વલી કોલંગ ઉપનેષદ અથર્વ વેદમાં છે "આ માર્ગનું નામ દેવયાન એટલે બ્રહ્મ વિદ્યા જે કોઇ આ માર્ગ ઉપર ચાલે છે તે જ્યારે આ દેહ છોડે છે તેને બ્રહ્માજી આગેવાન થઇને સારા માર્ગેથી લઇ જાય છે. પ્રથમ અગ્નિના દેવતાના ઘરમાં બીજા વાયુના દેવતાના ઘરમાં ત્રીજા પાણીના દેવતાના ઘરમાં ચોથા સૂર્ય લોકમાં પાંચમા ઇન્દ્ર લોકમાં છઠા પ્રજાપતિના ઘરમાં અને સાતમા બ્રહ્માના લોકમાં આ સાતે જગ્યાના વચમાં એક ખાઈ છે તેનું નામ ઉદર છે એના અર્થ પેટ. એમા ઇચ્છા ક્રોધ. લોભ, અદેખાઇ કપટ પક્ષપાત, ગરૂર અને વિષય ભરેલાં છે તેના બે કીનારા પર બે દેવતા નિમાઇલા છે કે જેથી કોઇ તેથી પાર થાય નહીં. જે કોઈ તપ કરે તે પાર થાય. તેની આગલ એક નદી છે તેનું નામ વરજા છે. જે તેમાં નહાય તે યુવાન થાય છે. ફરી એક ઝાઠ છે તેનું નામ અન્નસાંદ છે જેના અર્થ શુદ્ધ દાણો સઘળી જાતના મેવા તેના ફળ છે. ફરી એક શેહેર છે સાનેહ એટલે ઘણુંજ ચોડું તેની વચ્ચે એક મંદિર છે તેનું નામ અપરાજીતા તેના બે દરવાજા છે ઇન્દ્ર જે સઘળા દેવતાઓનો બાદશાહ છે અને પ્રજાપતિ જે તમામ શિકલોનો રાજા છે જે કોઈ તે ઘરમાં પોહોંચે છે તે પોતાને સર્વથી મોટો જાણે છે અને કહે છે કે હુંજ બ્રહ્મા છું ને મેહેલમાં ચોતરો છે તે ચોતરા ઉપર એક સ્ત્રી બેઠી છે જેનું નામ વાસની છે જેના અર્થ ઇચ્છા ઉત્પન્ન કરનારી અને આ ત્રણ ગુણ તરફ ઇશારો છે. હદથી વધુ રૂપાળી છે અને પરદામાં છે. અને સઘળું જગત તેની આસપાસ એક ફુલથી નાનું દેખાય છે તે સ્ત્રીની આસપાસ ઘણીજ અપ્સરાઓ છે આથી ઘણી દયાળુ અને મધુરવાત વાળી તેણીઓની વચ્ચે બ્રહ્મ જ્ઞાનનું તેજ છે. જેનું દિલ પવિત્ર હોય છે અને બ્રહ્મમાં લાગેલું છે તે ત્યાં પોહોંચે છે. બ્રહ્માના મહીમાની આ વ્યાખ્યાન છે કે ત્યાં જનારને આગળ લેવા માટે પાનસો અપ્સરા જાય છે અને જરૂરતનો દરેક અસબાબ ભેગો કરે છે. અને બસો અપ્સરા ફુલોનો હાર લઇ હાજર રહે છે. અને ત્રણસો અપ્સરા નહાવા માટે પાણીનું વાસણ હાથમાં રાખે છે. અને ચારસો અપ્સરા અત્તર વગેરે ખુશબોનો પદાર્થ લઈ રહે છે અને પાનસો અપ્સરા વસ્ત્ર લઇ રહે છે. અને છસો અપ્સરા ગરેણાં તૈયાર કરે છે. જે આ ખાહેશને નિર્જીવ સમજી તજે છે તે બીજી ખાઇથી પાર ઉતરે છે. અને જેના દિલમાં આ નાશવંત વસ્તુની ખાહીશ રહે છે તે બીજા નંબરની ખાઇમાં પડે છે. અને જે આ ઇન્દ્રીઓની જણાઇલી વસ્તુને નાશવંત સમજી છોડે છે તે તે નદીમાં નાહી શકે છે જેમાં નહાવાથી યુવાન થાય છે. અને તેના સારાં નરસાં કૃત્યોથી તે મુક્ત થાય છે

ફરી તેના બુરાં કૃત્યો ખરાબ લોકોને લાગે છે અને સારા કામો તેના મિત્રો તથા ફરજન્દો ઉપર વેહેંચાય છે. અને તે પોતે સર્વેથી મુક્ત થાય છે. જે ઝાડનું પ્રથમ વર્ણન થયું તેની નીચે જ્યારે પોહોંચે છે તો સઘળા બ્રહ્માંડની લેજતથી તે ધરાય છે હોજ કોસર ત્રીજી જંનતમાં છે. અને એ બ્રહ્મ લોક તરફ ઇશારો છે તેની અંદર મોટા સમુન્દ્રની જેવી મોટી એ નેહરો છે અને જેનું નામ હોજે કોસર છે તે મદથી ભરપુર છે અને તે મદ એવો ઉમદા છે કે જે તે ને પીએ છે તે તરત મતવાળો થાય છે. અને તે સ્વર્ગમાં એક પીપલાનું ઝાડ છે તેનાથી આમરતજલ ટપકે છે. અને ત્યાં એક શેહેર છે તેનું નામ અપરાજિતા છે. તેમાં એક સોનાનું ઘર છે શેહેર વાળાના રહેવા માટે બનાવ્યું છે. અને ત્યાંની ઘણી તારીફ છે " આથી સિધ્ધ થયું છે કે સ્વર્ગમાં હુર (અપ્સરા) છે જેને વેદ માનનાર નકાર કરી શકે નહીં. કોઈ દયાનંદી એમ કહે કે દયાનંદજીએ સત્યાર્થ પૃષ્ટ ૬૧ માં દશ ઉપનિષદ માન્ય કર્યા છે. અને અન્યને નહીં. તેનો જવાબ કે પંડિત તુલસીરામ સાહેબ આર્ય્ય સમાજના વડાએ પોતાના ભાસ્કર પ્રકાશ પૃષ્ટ ૨૭૫ પં. ૯ માં લખ્યું છે "દયાનંદજી દશ ઊપનિષદોને પ્રાચીનના માને છે અને બીજાને આર્વચીનના માને છે તેને અપ્રમાણ કહેતા નથી" વળી દયાનંદજી પોતે પણ સત્યાર્થ પૃષ્ટ ૧૯૯માં * શવેતા શવતરોપનિષદ આ. ૪ મં. ૫ નું પ્રમાણ આપે છે, અને જુઓ તો એ શવેતા. તે દશમાં નથી. વળી જ્યાં સુધી બીજા ઉપનિષદોને નહીં માનવાના ખુલ્લા કારણો નહીં બયાન થાય ત્યાં સૂધી તે ઉપનિષદોનો પ્રમાણ આપવામાં કશી અડચણ નથી. જો કોઇ દયાનંદી એમ કહે કે બીજા ઉપનિષદોમાં જૂઠ ભેળવાયું છે તેથી તે સઘળાં નકામાં. તો તેનો જવાબ કે જૂઠ મેળવાઇલા છે તેની સાબીતી શી? અને તમો તો મનુસ્મૃત્તિમાં પણ જૂઠ મેળવાઇલું કહો છો અને કેટલાક શ્લોકોને માનતા નથી તો ફરી તે મનુ સ્મૃત્તિ સઘળી નકામી કેમ નહીં થઈ? એનો જવાબ શો ? આથી તો જણાય છે કે જે ખપે તથા મતલબનું હોય તે સાચું અને જે નહીં ખપે તથા મતલબ વિરૂધ્ધ હોય તે જુઠું.

૪૭ નિશ્ચય અલ્લાહકી ઓરસે દીન ઇસલામ હૈ. મં. ૧ સિ. ૩ સુ. ૩ આ. ૧૬

**સમીક્ષક** કયા અલ્લાહ મુસલમાનોં હી કા હૈ ઔરોંકા નહીં ? કયા તેરહ સૌ વર્ષોંકે પૂર્વ ઇશ્વિરીય મત થાહી નહીં ઇસીસે યહ કુરઆન ઇશ્વરકા બનાયા તો નહીં કિંતુ કીસી પક્ષપાતીકા બનાયા હૈ. ॥ ૪૭ ॥

**જવાબ** ઇસ્લામમમાં ખોદાની તૌહીદ [ઐકતા] સમ્પૂર્ણ રીતે બયાન થઇ છે સંસારી વ્યવહારી બાબતોના ઘણા સાફ કાયદા બયાન થયા છે. મુર્તિ પૂજા અગ્નિ પૂજા સુર્ય પૂજા વગેરે અન્ય દેવની પૂજાની ઘણી સખત રીતે મનાઇ થઈ છે. અને જેવી રીતે એકલા ખોદાને પૂજ્ય માન્યો છે તેમ તે એકલાનીજ હસ્તિને અગત્યની માની છે. સર્વનો તે ઉત્પન્ન કર્તા છે અને તેથી તે સર્વનો માલિક માન્યો છે. માટે એજ ધર્મ અલ્લાહ તરફનો અને એના સિવાય જેટલા ધર્મ તે સઘળા જૂઠા. વળી એ ધર્મની મોટી ખુબી તો એ કે એમાં નિયુગ દુરસ્ત નથી. આર્ય્ય ધર્મ જેમ આર્યાઓની સ્ત્રીઓને તેઓના પતિ જીવતા હોવા છતાં એટલુંજ નહીં પણ તેઓના હુકમથી તેઓની સ્ત્રીઓને બીજાઓ પાસે સુવાનું શીખવે છે તેને ઇસ્લામ ઘણું ધીકારે છે. તથા પ્રકૃતિ અને જીવોને ખોદા પેદા નહીં કરે અને તેનો ખોદા માલિક થાય તેને કબજામાં રાખે તે પર શકિત ચલાવે એને ઇસ્લામ જુલમ ગણે છે જેથી એ ધર્મ સાચો બાકી સર્વે ધાર્મ જૂઠા.

એ ધર્મ તેરસો વર્ષથી છે એવું કહી દયાનંદજી પોતાની અજ્ઞાનતા પ્રગટ કરે છે એ ધર્મ પ્રથમ પુરૂષ હજરત આદમ ( અલે )ના વખતથી ચાલ્યો આવે છે. દરેક પેગમ્બર તેજ ધર્મને ચલાવતા આવ્યા અને તેરશો વર્ષથી

* ગુજરાતી સત્યાર્થ વાળાએ પૃષ્ટ ૧૯૯માં શવેતાનો મંત્ર લખ્યો પણ તે કયા ઉપનિષદનો મંત્ર છે તે લખ્યું નથી. ગુ. મો.

હજરત મોહમ્મદે (સલ) પણ તેજ ધર્મ ચલાવ્યો છે. કુરઆન શરીફ કહે છે "અને આ ધર્મ (પાલવા)ની ઈબ્રાહીમે પોતાના છોકરાઓને આજ્ઞા કરી અને યાકુબે (પણ), ઓ પ્યારા છોકરાઓ ખચીત અલ્લાહે તમારે માટે એક ધર્મ (ઈસ્લામ) પસંદ કર્યો છે માટે તમો ઇસ્લામ ઉપરજ હોવને મરણ પામશો * (સૂરા બકર ૨;૧૩૨ દયાનંદજી સ૦ ૨ ઉપર તો પોતાની શંકા કરી આવ્યો અને હવે સ૦ ૩ ઉપર શંકા કરે છે તો એટલું પણ તેને નહીં સુઝું કે જો તેરસો વર્ષથી ઈસ્લામ હોત તો હજારો વર્ષ પ્રથમ થઈલા હજરત ઇબરાહીમ તથા હજરત યાકુબ (અલે) ઇસ્લામ પાલવાની આજ્ઞા પોતાના છોકરાઓને કેવી રીતે કરે? મને તો લાગે છે કે ઇસ્લામની દુશમનીમાં દયાનંદજીની અકલ મારી ગઈ છે.

જો ઇસ્લામજ ધર્મ ખોદાનો છે એવું કહેનાર પક્ષપાતી થાય તો વેદ નહીં માનનારને નાસ્તિક કહેનાર (સત્યાર્થ પૃષ્ટ ૬૭) કોણ? તથા "તમારો શો મત છે? તો એજ ઉત્તર આપવો કે અમારો મત વેદ અર્થાત જે કાંઇ વેદોમાં કહ્યું છે તેજ અમે માનિયે છીએ" (સત્યાર્થ પૃષ ૧૯૬) આનો કહેનાર કોણ?

૪૮ પ્રત્યેક જીવકો પૂરા દિયા જાવેગા જો કુછ ઉસને કમાયા ઔર ન વે અન્યાય કિયે જાવેંગે. કહ યા અલ્લાહ તુહી મુલ્કકા માલિક હૈ જીસકો ચાહે દેતા હૈ† જીસકો ચાહે છીનતા હૈ જીસકો ચાહે પ્રતિષ્ટા (ઇજ્જત) દેતા હૈ જીસકો ચાહે અપ્રતિષ્ટા દેતા હૈ સબ કુછ તેરે હાથમેં હૈ પ્રત્યેક વસ્તુપર તુહી બલવાન હૈ રાતકો દિનમેં ઔર દિનકો રાતમેં પૈઠાતા હૈ ઔર મૃતકકો જીવિતકો જીવિતસે મૃતકસે નિકાલતા હૈ× ઔર જીસકો ચાહે અનન્ત અન્ન દેતા હૈ. મુસલમાનોકો ઉચિત હૈ કિ કાફેરોંકો મિત્ર ન બનાવેં સિવાય મુસલમાનોં કે જો કોઈ યહ કરે બસ વહ અલ્લાહકી ઔર નહીં. કહ જો તુમ ચાહતે હો અલ્લાહ કો પક્ષ કરો મેરા અલ્લાહ ચાહેગા તુમકો ઔર તુમ્હારે પાપ ક્ષમા કરેગા નિશ્ચય કરૂણામય હૈ * મં૦ ૧ સિ૦ ૩ સ૦ ૩ આ૦ ૨૧, ૨૨, ૨૩, ૨૪, ૨૭.

**સમીક્ષક** જબ પ્રત્યેક જીવકો કર્મોકા પૂરા પૂરા ફલ દિયા જાવેગા તો ક્ષમા નહીં કિયા જાયગા. ઔર જો ક્ષમા કિયા જાયગા તો પૂરા ફલ નહીં દિયા જાયગા ઔર અન્યાય હોગા જબ વિના ઉત્તમ કર્મો કે રાજ્ય દેગા તોભી અન્યાયકારી હો જાયગા. ભલા જીવિતસે મૃતક ઔર મૃતકસે જીવિત કભી હો સકતા હૈ? ક્યોંકિ ઇશ્વરકી વ્યવસ્થા અછેદ્ય અભેદ્ય કભી અદલ બદલ નહીં હો સકતી. અબ દેખિયે પક્ષપાત કી બાતેં કિ જો મુસલમાનકે મજહબ મેં નહીં હૈં ઉનકો કાફિર ઠહરાના ઉનમેં શ્રેષ્ઠોંસેભી મિત્રતા ન રખને ઔર મુસલમાનોં મેં દુષ્ટોં સે ભી મિત્રતા રખને કે લિયે ઉપદેશ કરના ઈશ્વર કો ઇશ્વરતાસે બહિઃ કર દેતા હૈ. ઇસસે યહ કુરાન કુરાનકા ખુદા ઔર મુસલમાન લોગ કેવલ પક્ષપાત અવિદ્યાકે ભરે હુએ હૈં ઇસી લિયે મુસલમાન લોગ અંધેરમેં હૈં ઔર દેખિયે મુહમ્મદ સાહેબકી લીલાકિ જો તુમ મેરા પક્ષ કરોગે તો ખુદા તુમ્હારા પક્ષ કરેગા ઔર જો તુમ પક્ષપાતરૂપ પાપ કરોગે ઉસકી ક્ષમા કરેગા ઈસ્સે સિદ્ધ હોતા હૈં કિ મુહમ્મદ સાહબકા અંતઃકરણ શુદ્ધ નહીં થા. ઇસી લિયે અપને મતલબ સિધ્ધ કરને કે લિયે મુહમ્મદ સાહેબને કુરાન બનાયા ઐસા વિદિત હૈ. ॥ ૪૮ ॥

**જવાબ** સઘળી નેકીયોનું મુળ ઇમાન છે જે માણસ ઇમાન નહીં લાવ્યો હોય તેની કોઇ નેકી કામ આવે નહીં, તો તેની કમાઇનો બદલો આજ કે તેનો કદી છુટકારો થાય નહીં. અલ્લાહ ફરમાવે છે "ખચીત અલ્લાહ તેની

* મુસલમાનીમાં મરવું ગુ. મો.

† "જીસકો ચાહે દેતા હૈ મુલ્ક ઔર જીસકો ચાહે છીનતાહૈ મુલ્ક" આમાંથી કેટલાક શબ્દો દયાનંદજીથી રહી ગયા છે. ગુ. મો.

× આ તરજુમામાં આગળ પાછળ છે પ્રથમ જીવતાને મુરદાથી કાઢવાનું છે. ગુ. મો.

* આ તરજુમામાં પણ કેટલાક શબ્દ વધી ઘટી ગયા છે, આવી રીતે છે "અને અલ્લાહ બખશનાર હિલમવાળો [માયાળુ] છે." ગુ. મો.

સાથે શિર્ક કરવાને બખશતો નથી અને એના સિવાય જેને ચાહે બખશે છે " સુરા નિસા ૪; ૪૮ વળી કહે છે " અને ખચીત અમે તારી તરફ તથા જે તારેથી પ્રથમ થયા છે તેઓની તરફ વહી કરી છે જો તું શિર્ક કરશે તો જરૂર તારા કૃત્ય નકામા જશે અને જરૂર તું નુકસાની ઉપાડનારા ઓમાંથી થશે. " સુરા ઝેમર ૩૯; ૬૫ વળી કહે છે " જે લોકોએ કુફર કર્યું અને અમારી આયતોને જૂઠવી તે લોકો દોઝખવાળા છે તેઓ તેમાં હમેશ રહેવાના " સુરા બકર ૨; ૩૯ તો એવા માણુસની પૂરતી સજા હમેશ જહન્નમમાં રહેવું છે. તે બાગીના કાયદામાં છે તેના જેવું કામ કરે છે માટે તેને જન્મ દેશનીકાલ જહન્નમમાં જવાનું છે. અને જે માણુસ ઇમાન વાળો હોય અને તેના સારાં કૃત્ય હોય તે હમેશ જંનતમાં રહેનારો છે. અલ્લાહ તઆલા ફરમાવે છે " અને જે લોકો ઇમાન લાવ્યા અને ભલા કૃત્યો કર્યાં તેઓ જંનતવાળા છે તેઓ તેમાં હમેશ રહેવાના છે " સુરા બકર ૨; ૮૨ હવે જે માણુસ ઇમાન લાવ્યો હોય અને તેનાથી કદી બુરાં કૃત્ય પણ થયાં હોય એવા માણુસ માટે બુરા અમલનો બદલો છે અને કદી એને ક્ષમા પણ થાય છે એના વિષે દયાનંદજી શંકા કરે છે કે જ્યારે " પૂરા ૨ ફલ દિયા જાવેગા તો ક્ષમા નહીં કિયા જાયગા " પણ દયાનંદજીએ આટલો વિચાર નહીં કર્યો કે તેના ઇમાનની સફાઇને લીધે તથા તેના તરફ વલણ કરવાને લીધે તેની બખશીશ થાય છે તે તેનો બદલો છે. તો ક્ષમા તે પણ એક તરેહનો બદલો થયો. ભગવદગીતા આ૦ ૧૮ શ્લો. ૬૨ હે ભરતવંશી અર્જુન! આ પ્રમાણે સર્વ જીવો ઇશ્વરને આધીન છે માટે તું અહંકારનો ત્યાગ કરીને સર્વાત્મભાવે તેજ ઇશ્વરને શરણે જા કારણ કે તેનીજ કૃપાથી ઉત્તમ શાંતિને તથા પરમેશ્વર નિત્ય સ્થાનને પ્રાપ્ત થઇશ. શ્લો. ૬૬ આવા દૃઢ વિશ્વાસ વડે વિધિનું દાસત્વ છોડી એક મારેજ શરણે આવ તું શોક કરમાં હું એક મારોજ આશ્રય કરનાર તુંને સર્વ પાપમાંથી મુકત કરીશ " આથી સાફ જણાય છે કે શરણે થનાર ( તોબા કરનાર ) ના પાપ માફ થાયછે, અને એ માફ થવા એના શરણે થવાનો બદલો છે, અને દરેક ગુનાહની સજા થવીજ જોઇએ. એ દયાનંદજીની જહાલતનો બકવો છે. માફી વિષે નું વધુ બ્યાન ના૦ ૨૨ વગેરેમાં છે.

રાજ્ય વિષે તે કહે છે " વિના ઉત્તમ કર્મો કે રાજ્ય દેગા તો ભી અન્યાય કારી હો જાયગા " તેનો જવાબ કે એ શક્ર વગર ઉત્તમ કામે તેની હિકમત પ્રમાણે જેને આપવા ચાહે છે તેને આપે છે. અને જ્યારે પૂન:જન્મ ખોટો છે તો આગલા જન્મના ઉત્તમ કામને બદલે રાજય મળવું ખોટું છે, સાધારણ માણુસ એક બીજા સાથે ભલાઇ એહસાન કરેછે. અને એહસાન ભલાઇ કરવાનો ગુણ તેના તરફનોજ છે તેના એવા ગુણની એ છાયા છે તો ફરી તેનામાં એ ગુણ કેમ ન હોય અને કેમ એહસાન નહીં કરે. વળી જો કૃત્યનોજ બદલો આપે અને પોતાના તરફથી કંઇ એહસાન નહીં કરી શકે, માત્ર અદલજ તેના ઉપર કરવો જરૂર છે તો ફરી તે ઉપકાર માનવા યોગ્ય રહેતો નથી કારણ કે કરજદાર કરજ અદા કરે તેમાં તેનું કંઇ સી પાડું નથી તેમ જો ખોદા ઉપર અદલ કરવું ફરજહોય તો તે સાધારણ માણુસ સરખો પણ બખશીશ ના ઉમદા ગુણમાં નહીં થશે. તેનું કયું એહસાન છે કે તેનો ઉપકાર માનિએ. પણ દુન્યાના સઘળા ધર્મવાળા અલ્લાહનો ઉપકાર માનવામાં એક મતે છે તો સિધ્ધ થયું કે વગર ઉત્તમ કામે તે એહસાન કરે છે તેજ પ્રમાણે રાજ્ય પણ આપે છે.

" અને મૃતકકો જીવિતસે " ઇત્ય. ઉપર શંકા કરવામાં દયાનંદજીની અકલ તદન મારી ગઇ છે. જો તેને મૃતક તથા જીવિતની મતલબ નહીં આવતી હતી તો કોઇને પુછતે ફરી શંકા કરતે. સાંભળો કાફિર મૈયત સરખો છે અને ઇમાન વાળો જીવતો છે. તો આયતના આ અર્થ થયા કાફિરથી અલ્લાહ મુમિનને કાઢે છે કે બાપ કાફિર અને છોકરો મુમિન. અને મુમિનથી અલ્લાહ કાફિરને કાઢે છે એટલે બાપ મુમિન અને

દીકરો નાસ્તિક એ અમે જોઈ રહ્યા છીએ. વળી વીર્ય તથા ઈંડુ મૃતક છે અને તે જીવતા પ્રાણી થી નીકળે છે અને એ મૃતકથી જીવિત પ્રાણી નીકળે છે. વળી દાણો મરેલો છે એનાથી ઝાડ, છોડ જીવતાં નીકળે છે અને તે ઝાડ, છોડથી દાણા નીકળે છે. વળી વિદ્યાને જ્ઞાનથી ઉપમાં અપાય છે અને અવિદ્યા ને મોતથી. તો આ અર્થ થયા અભણથી વીદ્વાનને કાઢે છે અને વિદ્વાનથી અભણને. આ સઘળા અર્થ કુરઆનની આયત સાથે લાગુ પડે છે તથા હમેશ બોલવાના મહાવરામાં છે પણ દય.નંદજીને સુઝતા નથી તે પોતાની જાડી અકલથી સમજ્યો કે મરેલા માણસ કે જાનવરથી જીવતું માણસ કે જાનવર નીકળે છે. અને ફરી એવી સમજથી શંકા કરે છે. શાબાશ !

કાફેરોને કાફર કહેવાની તથા તેઓ સાથે દોસતી નહીં રાખવાની જે શંકા કરે છે, તેમાં કાફિર કહેવાનો તો જવાબ અનેકવાર થયો છે. દયાનંદજી પોતે પણ સત્યાર્થ પૃષ્ટ ૬૭માં વેદને નહીં માનનારને નાસ્તિક કહે છે. દયાનંદજી જે માણસ ખોદાની મોહબ્બતમાં ભરપુર હોય તેને પોતાની સીફતમાં તેના પોતાના કામમાં એકલો માને તેને એકલાનેજ પૂજ્ય માને દરેક ચીજનો તેનેજ ઉત્પન્ન કરનાર માને તે શખ્સ અંતઃકરણથી કાફિરની કદી દોસ્તી કરી શકતો નથી. શું તે ત્રણ ખોદા કહેનાર સાથે ખોદાનો દીકરો માનનાર સાથે મુર્તિ પૂજક સાથે ખરી દોસ્તી કરી શકે છે ? કદી નહીં. જેવી રીતે ચોર બદમાશ શરાબી વગેરે દુરાગુણીઓની સંગત કે દોસ્તી કરવી ઠીક નથી અને એ સર્વ માને છે તેવીજ રીતે બુરા અકીદાવાળા સાથે પણ નહીં દોસ્તી કરવી અગત્યની છે. હવે આપણે દયાનંજીના લખાણ તપાસીએ સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૨૫૦ માં છે " કદી નાસ્તિ, લંપટ, વિશ્વાસ ઘાતી, મિથ્યાવાદી, સ્વાર્થી કપટી, છલી આદિ દુષ્ટ મનુષ્યોનો સંગ ન કરે " આમાં નાસ્તિકની સંગથી દયાનંદજી રોકે છે તેનું કારણ શું ? શું દરેક નાસ્તિક બુરા સ્વભાવના હોય છે ? કદી નહીં. ગીરીકના ફલસફી જેઓ નાસ્તિક હતા તેઓ ઘણા સારા સ્વભાવના હતા. બરાડલો વગેરે કેટલાક યુરૂપના નાસ્તિકો ઘણા સારા સ્વભાવના છે અને હતા. વળી બુરા સ્વભાવવાળા બુરા ગુણો વાળાઓનું વર્ણન તો નાસ્તિક પછી કર્યું છે ફરી નાસ્તિકની સંગતથી રોકવાનું કારણ શું ? જે કારણ નાસ્તિકની સોહબતથી રોકવાનું છે તેજ કારણ કાફેરોથી નહીં દોસ્તી કરવાનું છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૨૪૭ માં છે જે કોઈ મનુષ્ય વેદ અને વેદાનુકુલ આપ્ત ગ્રંથોનું અપમાન કરે તેને શ્રેષ્ઠ લોકો જાતિ બહાર ( ન્યાતબહાર ) કરે કેમકે જે વેદની નિંદા કરે છે તે નાસ્તિક કહેવાય છે. મનુ. ૨; ૧૧ વળી દયાનંદજી સત્યાર્થ પૃષ્ટ ૧૫૫માં આવી રીતની દય બતાવે છે " કોઈ સમયે ઉચિત સમજે તો શત્રુને ચારે દિશાથી ઘેરીને રોકી રાખે અને તેના રાજ્યને પડિત કરી. શત્રુના ઘાસ, ચારા, અન્ન અને ઇન્ધિનને નષ્ટ કરી નાખે શત્રુના તલાવનો અને નગરના ફરતા કોટ અને ખાઇને તોડી ફોડી નાખે, રાત્રીયે તેને ત્રાસભય આપે અને જીતવાનો ઉપાય કરે " વળી પારકાના રાજ્ય વિષે પૃષ્ટ ૨૧૫માં કહે છે " હવે અભાગ્યોદાયથી અને આર્ય્યોના આળસ્ય, પ્રમાદ, પરસપરના વિરોધથી અન્ય દેશોનું રાજ્ય કરવાની તો કથાજ શું કહેવી કિંતુ આર્ય્યાવર્ત્તમાં પણ આર્ય્યોનું અખંડ ( કામેલ ), સ્વતંત્ર, સ્વાધીન, નિર્ભય રાજ્ય આ સમયે નથી. જે કોઈ છે તે પણ વિદેશીના પાદાકાન્ત ( પામાલ ) થઈ રહ્યા છે. જે કાંઇ થોડા રાજા સ્વતંત્ર છે ને દુર્દિન જ્યારે આવે છે ત્યારે દેશવાસિયોને અનેક પ્રકારના દુઃખ ભોગવવાં પડે છે કોઈ કેટલુંએ કરે પરંતુ જે સ્વદેશીય રાજ્ય થાય છે તે સર્વોપરી ઉત્તમ હોય છે અથવા મતમતાન્તરના આગ્રહ રહિત પોતાનો અને પરાયાનો પક્ષપાત સુન્ય પ્રજાપર પિતા માતાની સમાન કૃપા, ન્યાય, દયા સાથે વિદેશિયોના રાજ્ય પણ પૂર્ણ સુખ દાયક નથી " આ આર્યા પારકાઓ સાથે મિલાપ રાખવાની કેવી ઉમદા છે ! દયાનંદજી કહે છે " મુસલમાનોમેં દુષ્ટોં

સે બી મિત્રતા રખને કે લિયે ઉપદેશ કરના" આ તેમનું સફેદ જૂઠ છે મજકુર આયતના કયા શબ્દથી દયાનંદજીએ એ વાત કાઢી તે કોઈ બતાવનાર છે? એટલુંજ નહીં પણ કુરઆનના હદીસના કોઇ પણ શબ્દથી આ વાતને કોઇ સિદ્ધ કરનાર છે?

દયાનંદજીનું કહેવું "દેખિયે મુહમ્મદ સાહેબકી લીલા કિ જો તુમ મેરા પક્ષ કરોગે તો ખોદા તુમ્હારા પક્ષ કરેગા" આ એક ખુલ્લી વાત છે તે પણ દયાનંદજીના સમજમાં નહીં આવતી. કુરઆન શરીફ મુસલમાનોને હજરત મોહમ્મદ (સલ) ની મારફતે મળ્યું છે. અને ખોદાએ તેના અર્થ પણ તેમને સમજાવ્યા છે અને તે અર્થ તેવણે પોતાની ઉમ્મતને બતાવ્યા છે. તો કુરઆન ઉપર અમલ કરવું તેની આજ્ઞાઓ પાલવી પણ હજરત મોહમ્મદ (સલ)ના કરેલા અર્થ પ્રમાણે હોવી જોઇએ. એમ નહીં કે પોતાની ખુશી પ્રમાણે ગમે તે અર્થ કરવા. એમ કરવામાં ઘણી નુકસાની થાય છે તો હજરતની તાબેદારી કરવી જરૂર છે. એજ વાત કુરઆન કહે છે "જો તમો અલ્લાહને ચાહો છો તો મારી તાબેદારી કરો અલ્લાહ તમને ચાહશે" એટલે અલ્લાહને ચાહવું એ અલ્લાહની આજ્ઞાઓ પાલવા વગર પ્રાપ્ત થાય નહીં. અને અલ્લાહની તાબેદારીતો પેગમ્બરથીજ શીખાય છે તો હજરતની તાબેદારી કરી ખોદાની બખશીશ મળે છે. જેને દયાનંદ કહે છે "જો તુમ મેરા પક્ષ કરોગે તો ખોદા તુમ્હારા પક્ષ કરેગા" અફસોસ એવી સમજ ઉપર! શું જે માણસ ખોદાની તાબેદારી કરે અને તેથી તેની બખશીશ થાય એ કાયદા વિરૂદ્ધ છે? એ પક્ષપાત છે? આવીજ સમજ પર કુરઆનનો મુકાબલો કરવા નીકળ્યો. આથી તમો સમજી શકશો કે "તુમ પક્ષપાતરૂપ પાપ કરોગે ઉસકી ક્ષમા બી કરેગા" એ તેનો બકવો છે. એ બદામની સત્યાર્થ વિષે સત્યાર્થ પૃષ્ટ ૨૫૯ માં તે લખે છે "આ ચૌદ સમુલ્લાસોને પક્ષપાત છોડી ન્યાય દૃષ્ટિથી જે જોશે તેના આત્મામાં સત્ય અર્થનો પ્રકાશ થઇને આનંદ થશે" એ પક્ષપાત નહીં એની તાબેદારી કરવામાં પાપ નહીં અને હજરત મોહમ્મદ (સલ)ની તાબેદારી કરવાનો ફરમાન એ પક્ષપાત તથા ગુનોહ એવુંજ નામ પક્ષપાત છે અને એથી જણાયું કે દયાનંદનો અંતઃકરણ શુદ્ધ નહોતો.

૪૯ જીસ સમય કહા ફરિશતોંને કિ ઐ મરયમ તુઝકો અલ્લાહને પસંદ કિયા ઔર પવિત્ર કિયા ઉપર જગતકી સ્ત્રીયોંકે મં૦ ૧ સિ૦ ૩ સૂ૦ ૩ આ૦ ૩૫.

**સમીક્ષક** ભલા જબ આજકલ ખોદાકે ફરિસ્તે ઔર ખોદા કિસીસે* બાતેં કરનેકે નહીં આતે તો પ્રથમ કેસે આયે હોંગે? જો કહો કિ પહિલેકે મનુષ્ય પુણ્યાત્માથે અબ નહીં તો યહ બાત મિથ્યા હૈ કિંતુ જીસ સમય ઈસાઇ ઔર મુસલમાનોંકા મત ચલાથા ઉસ સમય ઉન દેશોમેં જંગલી ઔર વિદ્યાહીન મનુષ્ય અધિકથે ઇસલિયે ઐસી વિદ્યા વિરૂદ્ધ મત ચલ ગયે અબ વિદ્વાન અધિક હૈં ઇસી લિયે નહીં ચલ સકતા કિન્તુ જો ૨ ઐસે પોકલ મજહબ હૈં વે બી અસ્ત હોતે જાતે હૈં વૃદ્ધિકી તો કથાહી કયા હૈ ॥ ૪૯ ॥

**જવાબ** આ સવાલ જો કોઈ નાસ્તિક કરતે તો મારે તેના જવાબ માટે ઘણું લખવું પડતે પણ જ્યારે દયાનંદજી વેદનો ઇકરાર કરનાર કરે છે તો મારે વધારે લખવાની જરૂર નથી. શંકાનો આધાર આટલાપરજ છે કે જે હમણા થતું ન હોય તે પરથમ પણ થઇલું નહીં. હવે તેમની સમજ પ્રમાણે કહું છું કે ઇશ્વિરી જ્ઞાનનું ઇલહામ હાલ થતું નથી તો પ્રથમ વેદનું ઇલહામ અગ્નિ વાયુ વગેરેપર કેવી રીતે થયું.? વળી હાલ યુવાન મનુષ્ય ઉત્પન્ન થતા નથી તો પ્રથમ હજારો પુરૂષ યુવાન કેવી રીતે ઉત્પન્ન થયા. (સત્યા૦ ૨૬૨) જો એમ કહો કે તે વખત જરૂરત હતી અને આ વખતમાં જરૂરત નથી.

* આ આયતમાં દયાનંદજીના તરજુમા કરવા પ્રમાણે પણ ખોદાના વાત કરવાનું કંઈ નથી. ફરી શંકામાં એને દાખલ કરવું તે ધોકો આપવો છે. ગ્રા. મો.

તો ચમત્કારોને ફિરસ્તાના વાત કરવાને પણ તેવીજ રીતે સમજો. અને આતો જાહેર છે કે જરૂરત છે કે નહીં જરૂરત છે, તે જાણવું અલ્લાહનું કામ છે તે પોતાના જ્ઞાન પ્રમાણે કરે છે. એક વરસાદનેજ લ્યો કે ઘણી વાર આપણે તેની અગત્યતા જાણીએ છીએ પણ ખોદાની નજદીક તેની જરૂરત નથી જેથી તે મોકલતો નથી.

દયાનંદજી કહે છે "ઈસાઇ ઔર મુસલમાનોંકા મત ચલાથા ઉસ સમય ઉન દેશમેં જંગલી ઔર વિદ્યાહીન મનુષ્યો અધીક થે" એ ઠીક વાત છે કારણ કે વેદને તો દુન્યાની શરૂથીજ દયાનંદજી માને છે અને તે પર તે લોકો ચાલ્યા જેથી જંગલી અને વિદ્યાહીન થયા. અને હાલમાં વિદવાન અધીક છે. તો વેદ સંતાઈ ગયું. અને વેદનું ભણવું ભણાવવું અને સાંભળવું સંભળાવવું આર્ય સમાજનો ત્રીજો નિયમ છે છતાં કરી શકતા નથી. અને દયાનંદજીના પ્રગટ કરેલા પણ હવે ભૂલ ભરેલા ગણાય છે એમ આર્યાઓ માનવા લાગ્યા છે. વાંચો મુનશી રામજી જિજ્ઞાસુનો ભૂમિકાનો તરજુમો પૃષ્ટ ૩, ૪, ૫.

૫૦ ઉસકો કહતા હૈ કિ હોજાતા હૈ. કાફિરોંને ધોખા દિયા, ઇશ્વરને ધોખા દિયા ઉશ્વર બહુત મકર કરનેવાલા હૈ. મં. ૧ સિ. ૩ સૂ. ૩ આ. ૩૯, ૪૬

**સમીક્ષક** જબ મુસલમાન લોગ ખુદા કે સિવાય દુસરી ચીજ નહીં માનતે તો ખુદાને કિસસે કહા ? ઔર ઉસકે કહનેસે કૌન હો ગયા ? ઇસકા ઉત્તર મુસલમાન સાત જન્મમેં ભી નહીં દે સકેંગે કયોંકે વિના ઉપાદન કારણ કે કભી નહીં હો સકતા. વિના કારણ કે કાર્ય કહના જાનો અપને મા બાપ વિના મેરા શરીર હો ગયા ઐસી બાત હૈ. જો ધોખા ખાતા અર્થાત છલ ઔર દંભ કરતા હૈ વહ ઇશ્વર તો કભી નહીં હો સકતા કિન્તુ ઉત્તમ મનુષ્ય ભી ઐસા કામ નહીં કરતા. ॥ ૫૦ ॥

**જવાબ** ખોદાએ કહ્યું કે "થા અને ફરી થયું" એ ઉપરની શંકા માટેના જવાબ માટે દયાનંદજી સાત જન્મની મુદતની ઉદારતા બતાવે છે અને જુઓ તો એનો જવાબ કંઈ દમ જેવો નથી. એ મોટાઇ ખોદાએ તેના મોં પર મારી અને નાં૦ ૨૭માં તેનાજ વાકયોથી જવાબ થયો છે ત્યાં તપાસી જુઓ. આ જગ્યા માત્ર દયાનંદજીનો એક વાકય લખું છું. સત્યાર્થ પૃષ્ટ ૧૯૬માં છે " જે નિત્ય પદાર્થ છે તેના ગુણ કર્મ સ્વભાવ નિત્ય અને અનિત્ય દ્રવ્યના અનિત્ય હોય છે" અને આ તો જાહેર છે કે પ્રકૃતિના ગુણ સ્વભાવ હમેશ બદલાય છે કદી તે પાણીના રૂપમાં આવે છે તો કદી અગ્નિના, અને કદી ભીંજવનાર થાય છે તો કદી સુકવનાર. તો સિધ્ધ થયું કે પ્રકૃતિ અનાદિ નથી. તો ખોદા એનો પણ ઉત્પન્ન કરનાર થયો અને ઉપાદન કારણ ઉડી ગયું.

હવે દયાનંદજીના મકરનો જવાબ સાંભળો. અરબીમાં મુફરદાતે રાગેબ ઘણી માતબર કિતાબ છે તેમાં "મકર" નો અર્થ આવી રીતે લખ્યો છે "બીજાના વિચારને કે મતલબને કોઈ તદબીરથી ફેરવવું તે મકર છે" અને ઇબ્નિને અસીરમાં છે "ખોદાનો મકર એટલે તેના દુશમનો ઉપર અજાબ નાખવો અને ધર્માત્માઓને તેથી બચાવવા છે" લેસાનુલ અરબમાં છે " મકર એટલે પોશીદા રીતે તદબીર કરવી." હવે મચકુર આયતની પેહેલાં તથા તે પછી ઇસા (અલે)નો હાલ છે. અને આ આયતમાં ઇસા (અલે) વિષે યહુદીઓના કૃત્યનું વર્ણન છે. તો મુફરદાતે રાગેબ પ્રમાણે મચકુર આયતનો આ અર્થ થયો "યહુદીઓએ ચાલાકી કરી અને ઇસા (અલે)ની તદબીરને રોકવા ચાહી અને અલ્લાહે મકર કર્યો એટલે તેઓને તે તદબીરમાં અને ચાલાકીમાં ફાવવા નહીં દીધા અને તેમને બચાવ્યા. અને અલ્લાહ સારી તદબીર કરનાર છે." અને ઇબનુલ અસીર પ્રમાણે આ અર્થ થયો "યહુદીઓએ મકર કર્યો એટલે ઇસા (અલે)ને પકડવાની દુ:ખ આપવાની તદબીર કરી અને ખોદાએ મકર કર્યો એટલે ઇસા (અલે)ને બચાવ્યા અને યહુદીઓને શીક્ષા કરી અને અ-

લ્લાહ સારી તદબીર કરનાર છે" અને લેસાનુલ અરબ પ્રમાણે આ અર્થ થયો "યહુદીઓએ મકર કર્યો એટલે ઇસા (અલે)ને પકડવા છુપી તદબીર કરી અને અલ્લાહે મકર કર્યા એટલે તેમને બચાવવાની છુપી તદબીર કરી અને અલ્લાહ સારી તદબીર કરનાર છે" અને આતો જાહેર છે કે અલ્લાહની દરેક તદબીર છૂપીજ હોય છે. કહો આ અર્થો ઉપર શંકા શી છે?

એમ ધારો કે મકર શબ્દના અર્થ માત્ર ફરેબ આપવાનાજ છે અને છૂપી તદબીર કરવાના વગેરે કોઇ અર્થ નથી તોએ ખોદા ઉપર કોઈ તરહનો દોષ કોઇ અકલ વાળો સારો માણસ મુકી શકતો નથી. કારણ કે કુરઆનમાં અલ્લાહના ગુણો ઘણા સારા વર્ણાયા છે "અલ્લાહ બાદશાહ (હુકુમતવાળો) છે સર્વ નહી છાજતી વસ્તુથી પવિત્ર છે અને સર્વ એબો તથા નુકસાનથી સલામત છે" સૂરા હશર ૫૯; ૨૩ તો તેને મોનાસેબ અર્થ કરવો જોઇએ. દયાનંદજી ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૬, ૭, ૮ માં અથર્વ કા. ૧૦ પ્રપા. ૨૩ અનુ. ૪ ના મંત્ર ૩૨, ૩૩, ૩૪ લખ્યાં છે તેમાં મનુષ્યની રચના પ્રમાણે ઇશ્વરના ભાગો પગ આંખ મુખ મસ્તિષ્ક વગેરે વર્ણાયા છે. તેના દયાનંદજી ખરા અર્થ લેતા નથી અને તેને ઉપમા અલંકારમાં નાખે છે. તો ફરી કુરઆનમાં કહેવાયલા શબ્દના ખરા અર્થ (હકીકી) લેવા અને અલંકારમાં નહીં નાંખવાનું કારણ શું?

વળી દયાનંદજીને વિચારવું હતું કે ફરેબ અને ધોકો તો કમજોર માણસ કરે છે, અને ખોદા વિષે જ્યારે કુરઆનમાં કહેવાયું કે તે "અલકાદિર" (સર્વ શક્તિમાન) છે. "અને તે પોતાના બંદાઓ ઉપર સત્તા ચલાવનાર છે અને તેજ ડહાપણવાળો ખબરદાર છે" સૂરા અનઆમ ૬; ૧૮ તો તેના વિષે ફરેબ આપવાનો કે ધોકો દેવાનો દોષ તેજ આપી શકે છે કે કુરઆનથી વિરૂદ્ધ કરવાથી તેની બુદ્ધિ નષ્ટ થઇ હોય. સત્યાર્થ ભૂમિકા પૃષ્ટ ૪.

વળી મુફરદાતે રાગેબમાં છે કે "મકર" નો શબ્દ વગર ઇજાફતે (છઠી વિભક્તિ લગાડયા વગર) તેનો અર્થ સામાન્ય હોય છે એજ માટે કુરઆનમાં જ્યાં દુષ્ટ માણસોના વિચાર વર્ણાયા છે ત્યાં "મકરૂસ-સૈયે" બુરો મકર કહ્યો છે. વાંચો સૂરા ફાતેર ૩૫; ૪૩ અને સારી તદબીરની જગ્યા મકરની સાથે ખૈર (ભલો) નો શબ્દ આવે છે. જ્યારે આ સમજી ચુકયા તો કહું છું કે દયાનંદજીની લખેલી આયતમા "ખૈરૂલ માકેરીન" શબ્દ મૌજુદ છે જેનો અર્થ "ભલો મકર કરનાર" થાય છે. ફરી એ શબ્દ ખોદા વિષે દોષ પાત્ર કેમ થાય? કદાપી દયાનંદજી પણ એ મતલબને સમજ્યો હશે જેથી તેણે "ખૈરૂલ માકેરીન" નો અર્થ "બહૂત મકર કરનેવાલા" લખ્યો. દયાનંદજી જેમ વેદના ભાષ્યમાં મનપર આવે તેમ વધારોઘટારો કરે છે *તેમ કુરઆનમાં કરી લોકોને ધોકો આપવા ચાહે છે. પણ આખર તેને ફજેત થવુ પડે છે. "ખૈર" ના અર્થ "ભલુ" ના થાય છે કે "બહુત" (ઘણુ) ના થાય છે?

એમ ધારો કે મકરની એ જાતી નહીં થતી તો પણ કુરઆનની એ આયત ઉપર કોઇ તરેહનો દોષ આવી શકતો નથી. કારણ કે કુરઆનમાં ઘણી જગ્યા સનઅતે મોશાકલા પ્રમાણે શબ્દો વપરાય છે. એટલે એક શબ્દ વપરાયો હોય તેની જોડે બીજો શબ્દ તેની શિકલ (રૂપ) માં વપરાય છે અને તે બીજા શબ્દની મતલબ બીજી હોય છે. દાખલા તરીકે કુરઆનમાં કહેવાયું છે "વ જઝાઓ સૈયેઅતીન સૈયેઅતુન મિસલોહા" સૂરા શુરા ૪૨; ૪૦ એના અર્થ-બદીનો બદલો તેના પ્રમાણમાં બદી છે" હવે વિચારવાનું છે કે દુન્યાના સઘળા બુદ્ધિમાન એકમતે છે કે બદી (બુરાઇ)ની શીક્ષા તેની હદમાં તથા તેના પ્રમાણમાં આપવી સારી છે એ બદી નથી. પણ તે મજકુર સનઅત પ્રમાણ વપરાયો છે. એવીજ રીતે મકરને સ-

* સત્યાર્થ પ્રકાશ પૃષ્ઠ ૨૧૨માં

દયાનંદજીએ યજુર્વેદને નામે **મનુષ્યા ઋષયશ્ચયે તતો મનુષ્યા અજાયન્ત ॥** ગપ મારી પણ વિદ્વાનોનું કહેવું છે કે યજુરવેદમાં એ કયે નથી. અને દયાનંદીઓથી પણ હજુ એનો હવાલો દેખાડયો નથી. શુ. મો.

મજો કે યહુદીઓના બયાનમાં "મકર" આવ્યો તેની મોનાસેબતથી "મકર લ્લાહ" કહેવાયો. અને કોઈ અણસમજ ધોકામાં નહીં આવે તથા દયાનંદ જેવો કોઇને બેહકાવી નહીં શકે માટે આખરમાં "ખૈર" ના શબ્દની સાથે "ખૈરૂલ માકેરીન" કહ્યું.

"મકર" શબ્દનો તરજુમો પોશીદા તદબીર કરવાનો થાય છે અને અલ્લાહની તદબીરો સઘળી પોશીદાજ થાય છે એની જગ્યા ગુજરાતી તથા ઉર્દુમાં દાવ ચલાવવો તથા લાગમાં લેવાનો થાય છે. અને તે પણ બે તરેહના ભલા અને બુરા થાય છે. એથી કુરઆન ઉપર કોઈ તરહનો દોષ લાગુ પડતો નથી પણ અરબીમાં વપરાતા "મકર" ને ગુજરાતીમાં વપરાતા "મકર" ઉપર તોલ્ય કર્યાથી દયાનંદજીએ ધોકો ખાધો છે અને ફરી લોકોને ધોકો આપે છે. વિચારો કે અરબીમાં જાહેલ કહેવાય છે અને ફારસીમાં નાદાન તથા બેઇલમ કહેવાય છે પણ ઉર્દુમાં આવી ત્રણેમાં ફેર પડે છે. અને મોટા માણસને જે ભણેલો ન હોય એ ઇલિમ કહેવાય છે અને એ શબ્દ તેના વિષે વાપર્યાથી તેને ઘણું દુઃખ થવાનું નહીં પણ તેને બદલે જાહેલ કે નાદાનનો શબ્દ વાપર્યો હોય તો જોવા જેવું થાય છે. એવીજ રીતે એક શબ્દ એક ભાષામાં એક અર્થ આપશે અને બીજી ભાષામાં બીજો. શબ્દ "શરીર" સંસ્કૃત તથા ગુજરાતીમાં દેહને કહે છે પણ અરબીમાં તો શરારત કરનાર ફસાદીને કહે છે એવીજ રીતે શબ્દ મકરને સમજો. તે અરબીમાં જૂદા અર્થ પર વપરાય છે મોટા મોટા હુશયાર બંદોબસ્ત કરનારાઓ ઉપર વપરાય છે અને ઉર્દુ ગુજરાતીમાં જૂદા અર્થમાં. કીલયરી ભાષામાં "કાકા" ગુને કહે છે અને આપણી ભાષામાં બાપના ભાઇને કહે છે. તેથી શું?

"મકર" એટલે મકર કર્યો અથવા મકર કરવું છે. અને માકેર એટલે મકર કરનાર અને મકાર એટલે ઘણો મકર કરનાર. હવે એક ભાષામાં વપરાતા શબ્દ બીજી ભાષામાં પણ તેવીજ રીતે તેજ અર્થમાં વપરાતો હોયતો ઓઉમમાં ત્રીજો અક્ષર "મકાર" છે અને ઇશ્વર આદિત્ય વગેરે પરમેશ્વરના નામો નીકળવાનો તે ઝરો છે. સત્યાર્થ પૃષ્ટ ૨ તો દયાનંદજીનાં માનવા પ્રમાણે ખોદા "મકાર" થયો. સોચો.

સત્યાર્થ પ્રથમ સમુલ્લાસમાં દયાનંદજીએ ઇશ્વરના નામો લખ્યાં છે. તેના પૃષ્ટ ૧૧ મા ઇશ્વરનું નામ દેવ લખ્યું છે અને તેનો અર્થ ખોદાને ક્રીડા (ખેલ, રમત) કરનાર લખ્યો છે. પણ તે શાની રમત કરનાર છે તે ખુલ્લું જાહેર કર્યું નથી. દિવનો અર્થ જુવાના થાય છે અને તેથી દેવ શબ્દ નીકળ્યો તો તેના અર્થ જુવારીના થાય છે. પણ તે કયારે જુવા રમે છે તે જાણમાં આવ્યું નથી પણ મધ્ય હિન્દુસ્તાનમાં દિવાળીમાં હિન્દુઓ ખુલ્લે ચોક જુવા રમે છે અને તેને તેઓ ધર્મનું કામ સમજે છે અને સરકાર તરફથી પણ તેઓને બે ત્રણ દિવસ જુવા રમવાનીછૂટ મળે છે, કદાપી તે દિવસોમાં તેઓ સમજતા હોય. અફસોસ કે ઉત્તમ મનુષ્યનું નામ જુવારી નહીં રખાય, તે એવું કામ કરે નહીં પણ દયાનંદજી તથા તેના કહેવા પ્રમાણે વેદ ઇશ્વરને જુવારી કહેછે તથા તેનું તેવું નામ દર્શાવે છે. અને ફરી કુરઆન ઉપર શંકા!

૫૧ કયા તુમકો યહ બહુત નહોગા કિ અલ્લાહ તુમકો તીન હજાર ફરિસ્તોંકે સાથ સહાય દેવે મં.૧ સિ.૪સૂ.૩ આ. ૧૧૦

**સમીક્ષક** જો મુસલમાનો કી તીન હજાર ફરિસ્તોંકે સાથ સહાય દેતા થા તો અબ મુસલમાનોંકી બાદશાહી બહુતસી નષ્ટ હો ગઇ ઔર હોતી હૈ કયોં સહાય નહીં દેતા? ઇસિ લિયે યહ બાત કેવલ ભાગ દે કે મુર્ખોં કો ફંસાને કે લિયે મહા અન્યાય કી હૈં ॥૫૧॥

**જવાબ** બેશક કુરઆને જે કહ્યું તે સાચું છે અને હજરત મોહમ્મદ (સલ) ના વખત વાળાઓએ તેની સચ્ચાઈ પોતાની આંખે જોઇ છે, આવખતમાં મુસલમાનોને મદદની ઘણી જરૂર છે છતાં ફીરસ્તા આવીને મદદ કરતા નથી એથી પ્રથમ કરેલી મદદ ઉપર શંકા થઇ શકતી નથી. કારણકે કુરઆન કહે છે "ફરી અમે તમને તેઓના પછી જમીનમાં ખલીફા બનાવ્યા કે અમો જોઇએ કે તમો કેવી રીતના કામ કરો છો"

સુરા યુનાસ ૧૦; ૧૪ હવે ક્યા ક્યા અમલ કરવા જોઇએ તેને માટે તો એક પુસ્તક જોઈએ પણ ટુકમાં અલ્લાહ એક છે તેનો કોઇ ભાગ્યો નથી અને તે ઐકતાને પસંદ કરેછે ઐકતા (વહદત) ઉપર મોટા મોટા ઈનામ રાખેલાં છે મુસલમાનોને પ્રથમ હુકમ થયો, તમો સઘળા ભેગા થઇને અલ્લાહની રસી (રાસ) મજબુત પકડો અને અલગ અલગ નહી થાઓ (તરફ્કો નહીં કરો) સુરા આલેઇમરાન ૩; ૧૦૩ આમાં એક થવાનો હુકમ છે અને ફુટ પડવાની મનાઇ છે, દરેક માણસે પોતામાં એક થવાનું છે કે તેની ઝબાન તથા દિલ તથા તેના તમામ અવ્યવો આપસમાં ઐકતા રાખે. એમ નહીં થાય કે દિલ એક રીતનું હોય ઝબાન બીજી ઢબની, આંખ કંઇ ઇશારે કરે અને અવ્યવો કંઈ કામ કરે. તેમ કોમમાં પણ ઐકતા રાખવી જોઇએ આપસમાં ફુટ નહી પાડવી જોઇએ. કુરઆન કહે છે " તમો આપસમાં ઝગડા નહી કરો કે રખે તમો હીચકારા થાઓ અને તમારો આભ જતો રહે " સુરા અનફાલ ૮; ૪૬ પણ આ આજ્ઞા ઉપર મુસલમાનો નહી ચાલ્યા ફુટ પડી આપસમાં લડયા તો તેનું પરિણામ એજ મળે કે તેઓનું રાજ જાય નબળાઇ આવે અને ફીરશતા પણ મદદ કરતા અટકે.

દયાનંદજીએ જે આયત લખી છે તેને આગળ પાછળ જો તે ધ્યાન આપતે તો તેને શંકા કરવાનો વખત નહીં મળતે. મજકુર આયતની આગળ છે " ઇમાનવાળાઓને જોઇએ કે તેઓ અલ્લાહ પરજ ભરોસો કરે (આધાર રાખે)" અને આ તો જાહેર છે કે ખેતીનું સઘળું કામ કર્યા પછી પાક સારો થવાની આશા કરાય છે. વગર ખેતી ખેડે અનાજની આશા કરવામાં અને ખેતરથી અનાજ મળવાનો ખોદા ઉપર ભરોસો કરવામાં ગાંડા ગણાય છે. એવીજ રીતે મુસલમાનોએ ખોદા ઉપર ભરોસો કરવામાં તેની આજ્ઞા ઉપર પ્રથમ ચાલવાનું છે. અને તે આયતની પાછળ છે ' જો તમો ધીરજ રાખશો અને ખોદાનો ભય રાખશો " તો સિદ્ધ થયું કે ખોદાની મદદ મળવા માટે તેના ઉપર ભરોસો કરવો અગત્યનું છે અને ખોદાનો ભય તથા ધીરજ રાખવા જરૂર છે, ત્યારે ફિરસ્તા મદદ માટે આવે. પણ મુસલમાનોના ચલણ બગડાં જેથી રાજ ગયું. અલ્લાહ તઆલા ફરમાવે છે "તમોજ ઊંચા રહેશો (જીતનાર છો) જો તમો મજબુત વિશ્વાસ રાખશો તો" સૂરા આલે ઇમરાન૦ ૩ ૧૩૯.

વળી સત્યાર્થ પૃષ્ટ ૧૩૧ માં છે " ઇશ્વર ઉપદેશ કરે છે કે હે રાજ પુરૂષો ! તમારા અગ્નેયાદિ અસ્ત્ર અને શતઘ્ની (તોપ) ભુશુણ્ડી (બંન્દુક) ધનુષ બાણ તરવાર આદિ શસ્ત્ર શત્રુઓનો પરાજય કરવા અને રોકવાને અર્થે પ્રશંસિત અને દૃઢથાઓ અને તમારી સેના પ્રશંસનીય થાઓ કે જે વડે તમે સદા વિજયી (ફતહ કરનાર) થાઓ" ઋ૦ મં૦ ૧ સૂ૦ ૩૯ મ૦ ૨ અને રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૨૧માં પણ દયાનંદજીએ એ મંત્ર લખ્યો છે. પણ ત્યાં ઉપદેશની જગ્યા પરમેશ્વરનો આશિર્વાદ લખ્યો છે. હવે વિચારવાનું છે કે આ માંત્ર માહે નો વાયદો અથવા આશિર્વાદ મહમુદ ગજનવીના તથા ઇંગ્રેજોના મુકાબલામાં કયાં ગયો ? અને આજ સૂધી કેમ આર્યાઓની બુરી દશા છે ? જેને માટે પોતે દયાનંદને સત્યાર્થ પૃષ્ટ ૨૧૫માં વિલાપ કરવો પડયો છે. હવે જો કોઇ આર્યા કહે કે જ્યાં સુધી લોકો ધર્મ ઉપર ચાલતા રહે છે ત્યાં સુધી રાજ વધતું રહે છે અને જ્યારે લોકો દુષ્ટ કર્મ કરે છે તો રાજ નાબુદ થાય છે જેમકે ઋગ. મં. ૧ સૂ. ૩૯ મં. ૨ માં છે. તો તેજ પ્રમાણે દયાનંદજીને કુરઆન વિષે પણ સમજવું જોઇતું હતું. પણ ઘણાઓ હઠી દુરાગ્રાહી મનુષ્ય હોય છે તેમની બુદ્ધિ અન્ધકાર માં ફસીને નષ્ટ થઇ જાય છે. સત્યાર્થ ભૂમિકા પૃષ્ટ ૪.

૫૨. ઔર કાફેરોં પર હમકો સહાય કર. અલ્લાહ તુમહારા ઉત્તમ સહાયક ઔર સહાયક ઔર કારસાજ હૈ જો તુમ અલ્લાહ કે માર્ગમેં મારે જાઓ વા મરજાઓ અલ્લાહ કી દયા બહુત અચ્છી હૈ. મં. ૧ સિ. ૪ સૂ. ૩. આ.

૧૩૦, ૧૩૩, ૧૪૦

**સમીક્ષક** અબ દેખિયે મુસલમાનોંકી ભૂલ કિ જો અપને મતસે ભિન હૈં ઉનકે માર નેંકે લિયે ખુદાકી પ્રાર્થના કરતે હૈં. કયા પરમેશ્વર ભોલા હૈ જો ઉનકી બાત માન લેવે ? યદિ મુસલમાનોંકા કારસાજ અલ્લાહી હૈ તો ફીર મુસલમાનોંકે કાર્ય નષ્ટ કયોં હોતે હૈં ? ઔર ખુદા ભી મુસનમાનોંકે સાથ મોહસે ફંસા હુઆ દીખ પડતા હૈ. જો ઐસા પક્ષપાતી ખુદા હૈ તો ધર્માત્મા પુરૂષોંકા ઉપાસનીય (માબુદ) કભી નહીં હો સકતા. ॥ ૫૨ ॥

**જવાબ** દીનના દુશમનોની હાર માટે ખોદાથી દોઆ કરવી કંઇ દોષ નથી. દરેક હાજત ખોદા પાસેજ માંગવી જોઇએ. અને દીનના દુશમનો ઉપર ફતેહ થવી એ દરેક મુસલમાનની ગરજ છે. હવે વેદ શું કહે છે તે તપાસીએ. રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમિકા પૃષ્ટ ૧૭૮માં દયાનંદજી લખે છે " અમે જે વિશ્વના રક્ષક પરમેશ્વર્યવાન સારૂં યુધ્ધકર્તા અત્યન્ત શૂર, જગતનો રજા, અનંત બલવાન શકિતમાન તથા શકિત પ્રદ ઘણા શુરવીરો વડે સેવિત ન્યાયથી રાજ્ય પાલન કરનાર યુધ્ધમાં સ્વવિજયને માટે ઇંદ્ર * પરમાત્માનો આશ્રય લઇએ છીએ તે પરમ ધન પ્રદાતા ઇંદ્ર સર્વ શકિતમાન ઇશ્વર સર્વે રાજકાર્યમાં અમને નિરંતર વિજય સુખ આપો " યજુ. અ. ૨૦ મં. ૫૦ આ મંત્રમાં ફતેહની માંગણી થઈ છે અને તે પણ ઇંદ્ર દેવતાથી. તો એમ થયું કે ખોદાથી મુસલમાન માંગણી કરે એ દોષ પાત્ર અને ઇંદ્ર દેવતાથી માંગે તેની ફિકર નહીં. શાબાશ.

વળી દયાનંદજીએ જે આયત લખી છે તેની આગળી આયત આવી રીતે છે " ખચીત અલ્લાહે તમારી મદદ બદરમાં કરી જે વખતમાં તમો હલકા હતા " એટલે સામે વાળાઓની સંખ્યા જોતાં તમારી ગણુતરી કંઈ નહોતી.

* મંત્રનો આ તરજુમો દયાનંદજીના વધારા સાથનો છે એ મંત્રમાં કેથે ઈશ્વર કે તેને મળતો શબ્દ નથી માત્ર ઈંદ્રજ છે અને તેનાજ ગુણો વર્ણાયા છે અને તેનાથીજ માંગણી થઇ છે. ગુ. મો.

તેઓનો લડાઇનો અસબાબ બંદોબસ્ત એવા હતા કે તે જોતાં તમારી પાસે કંઇ નહોતું. અને આતો જાહેર છે કે તે વખત શરૂ ઇસ્લામનો હતો જેથી મુસલમાનોની ગણુતરી ઘણી થોડી હતી. તથા કુરઆનની મતલબ ખોદાના દીનને ફેલાવવાની છે. ભલે રાજ પણ સાથે ચાલે પણ મુળ મતલબ ધર્મનીજ છે. તો તે વખતમાં ફિરસ્તા ઉતારવાની જરૂરત પડી કે એવું નહીં થાય કે આ થોડા મુસલમાન ખપી જાય અને ઇસ્લામ નાબુદ થાય. પણ તે પછી તો લાખોની સંખ્યા મુસલમાનોની વધતી ગઈ અને થતાં થતાં કરોડોની થઈ તો મુસલમાનોની બાદશાહી નષ્ટ થવાથી તેઓનો ધર્મ નષ્ટ થાય નહીં માટે ફિરસ્તાઓના ઉતરવાની જરૂરત નથી. દયાનંદજી પણ સત્યાર્થ પૃષ્ટ ૨૧૨ માં લખે છે કે શરૂ ઉત્પત્તીમાં હઝારો માણુસો વગર મા બાપે યુવાન હાલતમાં ઉત્પન્ન થયા તે વખત જરૂરત હતી અને હમણા તેવા થતા નથી. કારણુ કે જરૂરત નથી. તેવીજ રીતે ફિરસ્તાઓના આવવાને સમજો. હા, દીનને નષ્ટ કરવાની કોશીશ આર્યાએ તરફથી થાય છે સનાતનવાળાઓ તરફથી થાય છે અને પાદરીઓ તરફથી તો કરોડો રૂપીયા પણ ખરચીને કોશીશ થાય છે તેઓના રદીઆમાં બેશક ફિરસ્તાઓના આવવાની અને મદદ કરવાની જરૂર છે તો બરાબર ફિરશતા આવે છે અને મદદ કરે છે. એજ કારણુથી ઇસ્લામના મુકાબલામાં પાદરીઓની આર્યાઓની અને સનાતનવાળાઓની કોશીશ નકામી જાય છે અને ઇસ્લામનો બોલ બાલા થાય છે. મુસલમાનો અભણુ કહેવાય છે, જે વિદ્યા છે તે ખ્રિસ્તીઓમાં અને હિન્દુઓમાંજ છે. અને ફરી મુસલમાનો પોતાના ધર્મની એવી રીતે સંભાળ કરે છે કે બીજાઓની શંકાનો અઉત્તર જવાબ આપે, સામેવાળાઓથી કંઈ બને નહીં એ ફિરશતાઓનીજ મદદ છે. ઓ અલ્લાહ ! તું મારી મદદ પણ તારા દીનના દુશમનોના મુકાબલામાં રૂહુલ કોદોસથી કર આમીન.

વળી દયાનંદજી લખે છે વેદની આજ્ઞા તોપ બંદુક વગેરે હથિયાર બનાવવાની છે તથા દુશમનો

ઉપર ફતેહ મેળવવાનો ઇશ્વરનો વાયદો છે. સત્યાર્થ પૃ ૧૩૧ ભૂમિકા પૃષ્ટ ૧૨૧ તો એ દુશમનો કયા? વેદને માનનારા કે બીજા? જો કહો કે વેદને માનનાર. તો જ્યારે વેદ વેદના માનનારને મારવાનો હુકમ કરે તેઓપર ફતેહ આપવાનો વાયદો કરે તો બીજાને મારવાનો હુકમ કેમ નહીં આપે? અને જો બીજા છે તો મુસલમાનોએ બીજાને મારવાની દોઆ કરી તેમાં તેઓની ભૂલ શી? એતો વેદને માફક છે. પણ દયાનંદજીતો જેમ કુરઆનને દોષિત ગણે છે તેમજ વેદને પણ ગણે છે એવું સિધ્ધ થાય છે અને તેથીજ એવી શંકા કરે છે.

અને "મુસલમાનો કા કારસાજ અલ્લાહી હૈ ઇત્ય." એનો ઉત્તર ના. ૫૧ માં છે.

૫૩ ઔર અલ્લાહ તુમકો પરોક્ષજ્ઞ (ગેબદાં) નહીં કરતા પરંતુ અપને પેગમ્બરોંસે જીસકો ચાહે પસંદ કરે. બસ અલ્લાહ ઔર ઉસકે રસૂલકે સાથ ઈમાન લાઓ. મં૦ ૧ સિ૦ ૪ સૂ. ૩ આ૦ ૧૫૯

**સમીક્ષક** જબ મુસલમાન લોગ સિવાય ખુદાકે કિસીકે સાથ ઇમાન નહીં લાતે ઔર ન કિસીકો ખુદાકા સાજી માનતે હૈં તો પેગમ્બર સાહબકો કયોં ઇમાનમેં ખુદાકે સાથ શરીક કિયા? અલ્લાહને પેગમ્બર કે સાથ ઇમાન લાના લિખા ઇસિસે પેગમ્બર ભી શરીક હોગયા પુનઃ લાશરીક કહના ઠીક ન હુઆ યદિ ઇસકા અર્થ યહ સમજા જાયકિ મુહમ્મદ સાહબકે પેગમ્બર હોનેપર વિશ્વાસ લાના ચાહિયે તો યહ પ્રશ્ન હોતા હૈ કિ મુહમ્મદ સાહેબ કે હોને કી કયા આવસ્યકતા હૈ? યદિ ખુદા ઉનકો પેગમ્બર કિયે બિના અપના અભીષ્ટ કાર્ય નહીં કર સકતા તો અવસ્ય અસમર્થ હુઆ. ॥ ૫૩ ॥

**જવાબ**—દયાનંદજીએ કુરઆન ઉપર શંકા કરવાના શોખમાં લાજને કોરે મુકી છે અને જૂઠ બોલવામાં જરાએ અચકાતા નથી. દયાનંદજી કહે છે "જબ મુસલમાન લોગ સિવાય ખુદાકે કિસીકે સાથ ઈમાન નહીં લાતે" ઇત્ય. આ તેવણે ભંગ પીને લખ્યું છે. મુસલમાન ખોદા સિવાય કોઈ ઉપર ઈમાન નહીં લાવતા એ તદન બનાવટી વાત છે. ઈમાન લાવવાના અર્થ વિશ્વાસ કરવાના છે. મુસલમાનો ઈમાન લાવે છે કે હજરત મોહમ્મદ હજરત ઇસા હજરત મુસા હજરત ઇબરાહીમ હજરત નૂહ વગેરે (અલે) હજારો પેગમ્બર થયા. તેઓ ખોદાના પાક બંદા હતા. ખોદાના ઉત્પન્ન કરેલા તેનો માર્ગ લોકોને બતાવતા હતા. તેઓ હર હાલતમાં ખોદાના મોહતાજ હતા. વળી મુસલમાનો ઈમાન લાવે છે કે ઇબલીસ એક શૈતાન છે જે લોકોને બુરા વસવસા આપે છે તેના વસવસામાં પૂરતી રીતે જે સપડાય છે તે ખોટું બોલી ખરી વાત ઉપર નકામો દોષ મુકી બીજાને બેહકાવવામાં માનવ શૈતાન બને છે. મુસલમાનો વિશ્વાસ લાવે છે કે ફિરઓન તથા નમરૂદ રાજા થયા છે તેઓએ ખોદાઇ દાવો કરેલો. અને પેગમ્બરોનો મુકાબલો કરેલો. મુસલમાનો કિયામતના દિવસનો જંનત જહંનમનો વિશ્વાસ લાવે છે. તેઓ માને છે કે બે ને બે ચાર થાય છે દશ દુની વીશ થાય છે વગેરે હજારો વાતો ઉપર ઈમાન લાવે છે શું તે સઘળા ખોદાના શરીક થશે? મુશરેક તો પોતે દયાનંદ છે કે તે ખોદાની ખાસ સિફત અનાદી થવામાં સઘળા જીવોને તથા પ્રકૃતિને ભેળે છે. દયાનંદજી આવી શંકા કરીને પોતાના પંડિત પણાને બટો લગાડે છે.

વળી કહે છે "યદિ ઇસિકા અર્થ યહ સમઝા જાયકિ મુહમ્મદ સાહેબ કે પેગમ્બર હોને પર વિશ્વાસ ચાહિયે" ઇત્ય. બેશક મુસલમાનો હજરત મોહમ્મદ (સલ) ની પૈગમ્બરી પર ઇમાન લાવે છે. અને એમાં કોઈ તરેહનો શિર્ક નથી અને દયાનંદજી પણ એ માનવા ઉપર શિર્કનો દોષ મુકી શકયા નહીં. પણ એક પ્રશ્ન કરે છે કે મોહમ્મદ (સલ)ના થવાની શી જરૂરત હતી. ખોદા પોતાનું કામ તેમના વગર પાર પાડી શકતો નહોતો. આ એક નાસ્તિક જેવો સવાલ છે. ખોદા તઆલાએ દરેક કામના જાહેરમાં કારણો બનાવ્યાં છે વરસાદ આવે ખેતી પાકે અન્ન ખાય તો પેટ ભરાય. વગેરે તેવીજ રીતે લોકોની હિદાયત માટે હજરત મોહમ્મદને કારણ બનાવ્યા છે.

દયાનંદજીની પૂરેપૂરી શંકાને હવે હું તેમની માનેલી વસ્તુઓ ઉપર ઉતારૂં છું. દયાનંદીઓ ખોદાને માને છે તેમ ચાર વેદો પર વિશ્વાસ લાવે છે અને તે વેદો અગ્નિ વાયુ આદિત્ય અને અંગિરા ઉપર પ્રકાશ થયા. અને એઓ વિશ્વાસ લાવે છે કે એ ચારે ઋષિયો વેદના મુલહિમ છે. તો દયાનંદજીના માનવા પ્રમાણે આર્યાઓ શિર્ક કરનાર અનેક ખોદા માનનાર થયા. તથા તે ચારે ઋષિયોના થવાની શી જરૂરત હતી. જો એઓને ઉત્પન્ન કર્યા વગર તથા એઓ ઉપર વેદ પ્રકાશ કર્યા વગર ઈશ્વિર પોતાનું અભીષ્ટ કાર્ય નહીં કરી શકતો હતો તો અવસ્ય તે અસમર્થ થયો. એ વિષે દયાનંદીઓ જે જવાબ આપશે તેજ જવાબ મુસલમાનો તરફનો સમજવો. મને તો આવી વાતથી ખાતરી થાય છે કે દયાનંદજી જેવી રીતે કુરઆનને, હજરત મોહમ્મદ (સલ)ને માનતો નહોતો તેવીજ રીતે વેદોને તથા વેદ પ્રકાશ થઇલા રૂષિયોને માનતો નહોતો જેથી એવી શંકા કરે છે. અથવા કુરઆનનો મુકાબલો કરવામાં તે એવકુફ બન્યો છે.

૫૪ ઐ ઇમાનવાળો સંતોષ કરો પરસ્પર થામે રકખો ઔર લડાઇમેં લગે રહો અલ્લાહસે ડરો કિ તુમ છુટકારા પાઓ. મં. ૧ સિ. ૪ સૂ. ૩ આ. ૧૭૮.

**સમીક્ષક** યહ કુરાનકા ખોદા ઔર પૈગમ્બર દોનો લડાઇ બાજ થે, જો લડાઇકી આજ્ઞા દેતા હૈ વહ શાંતિ ભંગ કરનેવાલા હોતા હૈ. કયા નામ માત્ર ખુદાસે ડરનેસે છુટકારા પાયા જાતા હૈ? વા અધર્મયુક્ત લડાઇ આદિસે ડરનેસે, જો પ્રથમ પક્ષ હૈ તો ડરના ન ડરના બરાબર, જો દ્વિતીય પક્ષ હૈ તો ઠીક હૈ. ॥ ૫૪ ॥

**જવાબ** આ આયતના અર્થ તફસીર કબીરમાં જે લખાયા છે તે પ્રમાણે લડાઇ સાથે કંઇ સંબંધ નથી. પણ એક ઉમદા અખલાકની આજ્ઞા છે. મજકુર આયતનો તરજુમો આ છે "ઓ ઇમાનવાલાઓ તમો ધીરજ રાખો અને આપસમાં સબર કરો અને તેપર લાગેલા રહો અને ખોદાથી ડરો કે તમો છુટકારો પામો" એનો ભાવાર્થ આ છે, અલ્લાહ કહે છે "ધીરજ રાખો" એટલે તૌહીદની નબુવવતની અદલની આખેરતની દલીલો પેહેચાનવામાં પર ધર્મવાળાની શંકાના જવાબ આપવામાં તારા ઉપરની ફરજ અદા કરવા અને મનાઇ ચીજોથી બચવામાં અને દુનીયાની આફતો બીમારી કંગાલી દુષ્ટકાલ ડર વગેરેમાં સબર કર, આ સબર તો તેના પોતાને માટે છે હવે કહે છે. "અને પરસ્પર સબર કરો" એટલે બીજા કોઇથી નહીં પસંદ પડે એવું કંઇ કામ બને તે પર ધીરજ રાખો જેમકે તારા પડોસીથી ઘરવાળાઓથી સગાંઓથી કંઇ બનાવ બન્યો હોય અને તું રંજીદા થયો હોય તે પર ધીરજ રાખ અને બુરાઇનો બદલો નહી આપવામાં સબર કર. અને માણુસ અગરજો એકવાર પોતા વિષે ધીરજ રાખે છે તેમ બીજાઓ વિષે પણ કદી ધીરજ રાખે છે પણ માણસમાં બુરો સ્વભાવ પણ છે ગુસ્સો કીનો કપટ શહવત લોભ વગેરે ગુણો પણ તેમાં છે જે તેને બીજે માર્ગે દોરે માટે કહ્યું "અને તેપર લાગેલા રહો" અને આ ધીરજ રાખવી આપસમાં સબર કરવો અને તે પર લાગેલા રહેવું એ એક ક્રમ છે અને તેને માટે કોઇ કારણ જોઇએ કે જેથી પોતાની ખાહીશ તજી એ કામોમાં લાગેલો રહે અને તે ખોદાનો ભય છે માટે કહ્યું "અને અલ્લાહથી ડરો કે તમો છુટકારો પામો" એમાં શંકા કરવાની કોઇ જગ્યા નથી. આવી ઉમદા આયત જેના જરા શબ્દોમાં સઘલી નીતિની આજ્ઞા સમાઇ હોય એવો એકે મંત્ર વેદમાં નથી.

હવે હું દયાનંદજીના લખાણ તરફ ફરૂં છું જેહાદ (કુરઆનના કાયદા પ્રમાણેની લડાઈ) વિષે હું પ્રથમ શંકા ના૦ ૩૧ તથા ૩૫માં લંબાણથી લખી આવ્યો છું. લડાઈ બે પ્રકારની થાય છે એક ધર્મી કાયદા પ્રમાણે અને એક કાયદા વિરૂધ્ધ તેમાં જે લડાઈ કાયદા વિરૂદ્ધ હોય તે ખરાબ તેમાં ખોદાનો ડર રહેતો નથી પણ જે કાયદા પ્રમાણેની લડાઇ હોય છે તેમાં ખોદાના ડરની સંભાળ રહે છે તથા તેથી શાં-

તિ વધુ ફેલે છે અને દુષ્ટને સઝા અપાય છે અને તેજ લડાઇ કુરઆન શીખવે છે. પણ જો દયાનંદજીનો એવો મત હોય કે દરેક લડાઈ કાયદા વિરૂદ્ધ છે ધર્મી કાયદા લડાઈ શીખવે નહીં તો પ્રથમ તો તે વેદને જૂઠવનાર થશે કારણ કે વેદમાં લડાઈ કરવાનાં ઘણા મંત્રો છે તથા તે પોતાને પણ જૂઠવનાર થશે. તે સત્યાર્થપૃષ્ટ ૧૫૫માં મનુ આ૦ ૭ શ્લો. ૧૬૬નો હવાલો આપી આવી રીતે લખે છે "જ્યારે એમ જણાઇ આવે કે આ સમયે યુદ્ધ કરવાથી થોડી પીડા પ્રાપ્ત થશે અને પછી કરવાથી સ્વવૃધ્ધિ અને વિજ્ય અવશ્ય થશે તો શત્રુ સાથે મેલાપ સન્ધિ કરી ઊચિત સમય સૂધી ધીરજ ધરે જ્યારે પોતાની સર્વ પ્રજા કે સેના અત્યંત પ્રસન્ન ઉન્નતિશીલ અને શ્રેષ્ટ જણાય અને તેમ પોતાને પણ જાણે ત્યારેજ શત્રુ સાથે વિગ્રહ—યુધ્ધ કરી લેવું જ્યારે સ્વબલ અર્થત પોતાની સેનાને હર્ષ અને પુષ્ટિ યુકત પ્રસન્ન ભાવથી જુએ અને શત્રુનું બલ પોતાથી વીપરીત નિર્બળ થઈ જાય ત્યારે શત્રુ સાથે યુધ્ધ કરવા જાય." હવે આ યુદ્ધ તો કાયદા માફક હોય ધાર્મી હોય અને કુરઆનમાં કહેલી લડાઇ અધર્મ યુકત એ અન્યાયની પણ કોઇ હદ છે. આથી તમો સમજી શકશો કે દયાનંદજીને કહેવું "કયા નામ માત્ર ખુદાસે ડરનેસે છુટકારા પાયા જાતા હૈ" ઇત્ય. એ તેમનો બકવો છે.

૫૫ યે અલ્લાહકી હદેં હૈં જો અલ્લાહ ઔર ઉસકે રસૂલકા કહા માનેગા વહ બહિસ્ત મેં પહુંચેગા જિનમેં નહરેં ચલતી હૈં ઔર યહી બડા પ્રયોજન હૈ જો અલ્લાહકી ઔર ઉસકે રસૂલકી આજ્ઞા ભંગ કરેગા ઔર ઊસકી હદોંસે બાહર હો જાયગા વહ સદૈવ રહનેવાલી આગમેં જલાયા જાયગા ઔર ઉસકે લિયે ખરાબ કરનેવાલા દુ:ખ હૈ. મં. ૧ સિ ૪ સૂ. ૪ આ. ૧૩, ૧૪

**સમીક્ષક** ખુદા હીને મુહમ્મદ સાહેબ પૈગમ્બરકો અપના શરીક કર લિયા હૈ ઔર ખુદા કુરાનહી મેં લિખા હૈ ઔર દેખો ખુદા પૈગમ્બર સાહબકે સાથ કૈસા ફસા હૈં કિ જિસને બહિસ્તમેં રસૂલકા સાઝા કર દિયા હૈં. કિસી એક બાતમેં ભી મુસલમાનોકા ખુદા ખુદ સ્વતંત્ર નહીં તો લાશરીક કહના વ્યર્થ હૈ. ॥ ૫૫ ॥

**જવાબ** જૂઠાપર લાનત. ખોદા કોઇને પોતાનો શરીક કરતો નથી. મુસલમાનો દરરોજ પાંચવાર નમાઝ પઢે છે અને તેમાં માત્ર ફરજ નમાઝનીજ ગણતરી થાય તો દરરોજ નવવાર મુસલમાનો હજરત મોહમ્મદ (સલ) માટે ઇકિરાર કરે છે કે "અશહદો અંન મોહમ્મદં અબ્દોહૂ વ રસૂલોહૂ" જેના અર્થ આ છે કે હું શાક્ષી આપું છું કે હજરત મોહમ્મદ તેના સેવક [બંદા] છે અને તેના પેગામ પોહોંચાડનાર છે આવા ધર્મ વિષે હજરત મોહમ્મદ (સલ)ને ખોદાના શરીક કરવાનો દોષ આપવો તે પોતાની મુર્ખાઇ જાહેર કરવી છે.

દયાનંદજીએ જે આયતો લખી છે તેની આગળ કોરટ ઓફ વાર્ડના તથા વારસાના કાયદા છે. અને તે કાયદાઓને હજરત મોહમ્મદે (સલ) સંપૂર્ણ રીતે બયાન કર્યા તો લોકોની ચેતવણી માટે કહેવું ઘણું મુનાસેબ થયું કે જે એ પર ચાલશે તેનો છુટકારો થશે જંનત મળશે અને જે નાફરમાની કરશે એટલે યતીમોનો માલ ખાઇ જશે વારસો બરાબર નહીં વેહેંચશે અથવા વારસો તદન નહીં આપશે તેને માટે દોઝખ છે કહો એમાં ખોદા સાથે શિર્ક શું થયો?

દુન્યાના બુધ્ધિમાન એકમતે છે કે મા બાપનું નેક લોકોનું સ્ત્રીએ પોતાના પતીનું કહ્યું માનવામાં લાભ છે અને નાફરમાની કરવામાં તદન નુંકસાની છે. એજ માટે બુદ્ધિવાળાઓના વચનોને લોકો મોઢે યાદ કરે છે તો ફરી હજરત મોહંમદ (સલ] કે જેવણ પેગમબર હતા તેમની તાબેદારી કરવી કેમ શિર્ક થાય!

દયાનંદજીએ સત્યાર્થ પૃષ્ટ ૬૧માં વેદ સિવાય કેટલાક પુસ્તકોને માનવાનું લખ્યું છે. એટલે તેપર ચાલવું મોક્ષનું કારણ છે અને તેના વીરૂધ્ધ કરવું દુ:ખમાં પડવું છે. ફરી પૃષ્ટ ૬૩મા લખે છે "ઋષિપ્રણીત ગ્રન્થોને એટલા માટે ભણવા જોઇએ કે તેઓ મોટા વિદ્વાન સકલ શા-

ગ્નવિત અને ધર્માત્મા હતા" તો ફરી હજરત મોહમ્મદ પેગમ્બર કે જેવણુ ખોદાના કહેવા પ્રમાણે મોટા વિદ્વાન તથા ધર્માત્મા હતા તેમની તાબેદારી કરવી કેમ ફરજ નહોય ? અને એને શિર્ક ગણુનાર કેમ મુર્ખ નહીં ગણાય ?

૫૬ ઔર એક ત્રસરેણુકી બરાબર ભી અલ્લાહ અન્યાય નહીં કરતા ઔર જો ભલાઇ હોવે ઉસકા દ્વિગુણ કરેગા ઉસકો. મં. ૧ સિ. ૫ સૂ. ૪ આ. ૩૭.

**સમીક્ષક** જો એક ત્રસરેણુ ભી ખુદા અન્યાય નહીં કરતા તો પૂણ્ય કો દ્વિગુણ કયોં દેતા ઔર મુસલમાનોંકા પક્ષપાત કયોં કરતા હૈં ? વાસ્તવ મેં દ્વિગુણ વા ન્યુન ફલ કર્મોકા દેને તો ખુદા અન્યાયી હો જાવે. ॥ ૫૬ ॥

**જવાબ** કોઇ સેવક ખરા અંત:કરણથી ખોદાની બંદગી કરે અને તેને ખોદા નવાજે, ઘણો સવાબ આપે એને અન્યાય તો કોઇ કંગાલ માણુસ વગર કહે નહીં. ઘણા શેઠ સાહુકારો પોતાના સાચા નોકરોને ઇનામ ઇકરામ આપે છે શું તે અન્યાય છે ? દયાનંદનો તો એવો દાવો જણાય છે કે કોઇને સવાબનો બદલો આપવામાં ખોદા એનો અભિપ્રાય પૂછે. દયાનંદજીની દયાનો નમુનો તેમનો પ્રથમ શિષ્ય પંડિત ભીમસીન શરમા સાહેબ પોતાના બ્રહ્મણુ સરવસુ નામના ઇટાવાથી નીકળતા છાપામાં પુસ્તક ૧ અંક ૧૦ ફેબરવારી સને ૧૯૦૩ પૃષ્ટ ૪૨૦માં આવી રીતે લખે છે.

સંવત ૧૯૩૩માં વિકટોરીયા મહારાણી કૈસરેહિંદનો શાહી દરબાર દિલ્લીમાં થયો હતો રસ્તામાં ચાલતી વેળા આગગાડી ઉપર ઘણી ગીરદી હોવાને લીધે સ્વામી દયાનંદના ફાટાંતુટાં પુરાનાં કપડાંની એક પોટલી રેલમાં ખોવાઈ ગઇ. તેના બદલામાં પોતાના ચાર નોકરો પાસેથી રૂપીયા ચાર લીધા. જો તે કપડાં વેચાતે કે નીલામ થતે તો ભાગ્યે રૂપીયા બે મળતે. ઘણા માણુસોના સમજાવ્યાથી પણુ સ્વામી દયાનંદજીએ કોઈની વાત માની નહીં" આવી કંગાલ તબીયતનો માણુસ જો ખોદાના ફજલનો નકાર કરે તો તેમાં નવાય શી. ?

સુકૃત્યોનું ન્યુન ફળ આપવું જુલમ છે પણુ વધારે આપતું જુલમ કેમ થાય ? એનો પુરાવો શો ?

દયાનંદજી કહે છે "મુસલમાનોંકા પક્ષપાત કયોં કરતા હૈ" આ તેમની કમ સમજી છે. કોઇનો પક્ષપાત ખોદા કરતો નથી. "ખોદાની નજદીક ઘણો પરહેઝગાર ઘણો માનીતો છે" સૂરા હોજોરાત ૪૯; ૧૩ વળી કહે છે "(મુક્તિ અથવા જંનત) તમારી પોતાની ઇચ્છાએ નથી તથા કિતાબવાળાઓની ઇચ્છાએ નથી જે માણુસ દુષ્ટ કામ કરે છે તેનો બદલો તેને અપાશે" સૂ૦ ૪;૧૨૩ કહો ખોદા પક્ષપાત કરનાર થયો? ખોદા પોતાના ખરા સેવકોને ઘણો સ્વાબ આપે એ દયાનંદજીને દુ:ખે છે બાકી શંકા તો એમાં કશી નથી.

૫૭ જબ તેરે પાસ સેં બાહર નીકલતે હૈં તો તેરે કહને કે સિવાય (વિપરીત) સોચતે હૈં અલ્લાહ ઉનકી સલાહકો લિખતા હૈ ॥ અલ્લાહને ઉનકી કમાઇ વસ્તુકે કારણુસે ઉનકો ઉલટા કિયા. કયા તુમ ચાહતે હો કિ અલ્લાહ કે ગુમરાહ કિયે હુએકો માર્ગપર લાતો. બસ જીસકો અલ્લાહ ગુમરાહ કરે ઉસકો કદાપિ માર્ગ ન પાવેગા. મં૦ ૧ સિ૦ ૫ સૂ૦ ૪ આ૦ ૮૦, ૮૭

**સમીક્ષક** જો અલ્લાહ બાતોંકો લિખ બહી ખાતા બનાતા જાતા હૈ તો સર્વજ્ઞ નહીં. જો સર્વજ્ઞ હૈ તો લિખનેકા કયા કામ ? ઔર જો મુસલમાન કહતે હૈં કિ શયતાન હી સબકો બહકાનેસે દુષ્ટ હુઆ હૈ તો જબ ખુદા હી જીવોંકો ગુમરાહ કરતા હૈ તો ખુદા ઔર શયતાન મેં કયા ભેદ રહા ? હાં ઇતના ભેદ કહ સકતે હૈં કિ ખુદા બડા શયતાન વહ છોટા શયતાન કયોંકિ મુસલમાનો હી કા કોલ હૈ કિ જો બહકાતા હૈ વહી શયતાન હૈ તો ઇસ પ્રતિજ્ઞા સે ખુદાકો ભી શયતાન બના દિયા. ॥ ૫૭ ॥

**જવાબ** દયાનંદજી ! "અલ્લાહ લિખતાહૈ" એના ઘણા અર્થ છે. અને તે દરેક અર્થ પ્રમાણે ખોદા ઉપર દોષ આવી શકતો નથી. એક અર્થ લખિ શખવાના આ છે કે તમારા કૃત્ય

મારી જાણવી કદી બહાર થશે નહીં હું તેની શિક્ષા આપીશ. અને આ અલંકાર દરેક ભાષામાં ચાલુ છે. શીક્ષક કે હાકેમ પોતાના ગુનેહગાર ચેલાને કે ગુનેહગાર રઈયતને કહે છે તારાં કામ હું સારી રીતે જાણું છું તો તેના અર્થ આજ થાય છે કે તારે ભૂલાવામાં રહેવું નહીં હું તને સઝા કરીશ. અને કદી એમ પણ કહેવાય છે કે મેં તારીવાતને મારા દિલમાં લખી રાખી છે. અને કદી માત્ર આટલુંજ કહેવાય છે કે મેં તારીવાત લખી રાખી છે. આ સઘળાની મતલબ આજ થાય છે કે તારે ભૂલાવામાં રહેવું નહીં. હું તારી વાતને સારી રીતે જાણું છું. તેજ પ્રમાણે આ આયતને સમજો. એથી અલ્લાહના સર્વજ્ઞ હોવામાં શંકા કરવી એ દયાનંદજીની અકલનો નમુનો છે. બીજો અર્થ આ છે કે જ્યારે તેઓ તારી પાસેથી જાય છે તો તારા કહેવા સિવાય બીજું સોચે છે. અલ્લાહ તેઓની સલાહ લખે છે એટલે કુરઆનમાં લખે છે. કુરઆનમાં તેઓના ખોટા વિચાર પ્રગટ થાય છે. અને કુરઆનમાં ઘણી જગ્યા મુનાફેકોના ફરેબ જાહેર કરવામાં આવ્યા છે. તો આથી પણ અલ્લાહના સર્વજ્ઞ હોવાની સાબેતી થાય છે. ત્રીજો અર્થ ખોદા લખે છે એટલે અમલનામા લખનાર ફિરસ્તાઓને લખવાનો ખોદા હુકમ કરે છે. આ મહાવરો પણ દરેક ભાષામાં છે. કલેકટર લખે છે અથવા ગવરનર લખે છે કે તમો આ કામ કરો તે લખવાની મતલબ તેના હુકમથી સીરશતેદાર કે ચીટનીસના લખવાની છે. અને મુસલમાનો માને છે કે કેટલાક ફિરસ્તા લોકોના અમલનામા (કૃત્યનું દફતર) લખે છે. અને તે ખોદાની જાણ માટે નહીં પણ ઇનસાફને દિવસે ગુનેહગારને બતાવવા માટે છે કે તેં આવાં આવાં કામ કર્યાં હતાં. એથી ખોદાના સર્વજ્ઞ હોવામાં તે શંકા કરે કે જે ખોદાને ત્રીકાલ દર્શી કહેવું મુર્ખતાનું કામ જાણે (સત્યા. પૃ. ૧૮૪)

દયાનંદજીએ એ આયાત ને પૂરી શામાટે નહીં લખી હશે? હું તે આયાત પૂરી લખું છું " તેઓ (મુનાફેકો) કહેછે (અમારે) હુકમ માનવો છે (તાબેદારી કરવાની છે) ફરી જ્યારે તારી પાસેથી બહાર નીકળે છે તો એક ટોલું તેમાનું તારા કહેવા સિવાય ઉલટો વિચાર રાત્રે ચલાવે છે અને જે તેઓ વિચાર ચલાવે છે તે ખોદા લખે છે. માટે તું તેઓની તરફથી મોં ફેરવ અને ખોદા ઉપર ભરોસો કર અને ખોદા કારસાજ હોવામાં બસ છે" સૂરા નિસ: ૪; ૮૧ આ આયાતમાં હજરત મોહમ્મદ (સલ)ને ખોદા ઉપર ભરોસો કરવાનું ફરમાન છે અને ખોદાની મોટાઇ બયાન થઇ છે કે કારસાજ થવામાં તે બસ છે, બીજા કોઇની જરૂરત નથી. હજરત મોહમ્મદ (સલ) સર્વે પેગમ્બરોના સરદાર છે. દરેક ફિરશાતાથી મરતબામાં ચઢતા છે. તેમને ખોદા ઉપર ભરોસો કરવાનો હુકમ થવાથી તેમનું સેવક પણું સિદ્ધ થાય છે. અને દયાનંદજીતો હજરત મોહમ્મદ (સલ)ને ખોદાનો શરીક થવાનો દોષ ઇસ્લામ ઉપર મુકે છે અને તે શંકાનો જવાબ આ આયતથી થાય છે. માટે તેણે આ આયતનો પૂરો તરજુમો લખ્યો નથી. દયાનંદીઓ સઘળા વેદોમાં એક મંત્ર પણ એવો છે કે જેમાં વેદના મુલહેમો અગ્નિ, વાયુ, આદિત્ય અને અંગિરાને બીજો પુરૂષ સર્વ નામથી ખોદાના મોહતાજ કહ્યા હોય કે જેથી ખોદાની તૌહીદ (ઐકતા) સિદ્ધ થાય?

બીજી શંકામાં દયાનંદજી પોતાની જાત ભાટની જાહેર કરે છે. દયાનંદજી પોતે લખે છે "અલ્લાહને ઉનકી કમાઇ વસ્તુકે કારણસે ઉનકો ઉલટા કિયા કયા તુમ ચાહતે હો કિ અલ્લાહ કે ગુમરાહ કિયે હુઓકો માર્ગ પર લાવો" આમાં ખુલ્લી રીતે કહેવાયું છે કે તેઓની કમાઇ વસ્તુ એટલે કુકર્મને લીધે ગુમરાહ કર્યા છે. અને તે ગુમરાહ કરવાની મતલબ પોતાની સહાય તેઓથી રોકવી છે. એજ વાત વેદ પણ કહે છે. રૂગ્વેદાદિ ભાષ્ય ભૂમીકા પૃષ્ટ ૯ માં દયાનંદજી લખે છે "જેની આશ્રય રૂપ છાયા મોક્ષનું કારણ છે અને તેની અનાશ્રય રૂપી અછાયા અર્થાત અકૃપા જન્મ મરણ રૂપી ચક્રમાં નાખનારી છે" યજુ૦ અ૦ ૨૫ મં૦૧૩ વળી પૃષ્ટ ૧૨૨માં દયાનંદજી લખે છે " જે ઠગ કિવા દુષ્ટ છે તેવા

મનુષ્યને માટે આ આશિર્વાદ નથી" ઋ,અ૦ ૧ અ૦ ૩૧૦ ૧૮ મં૦ ૨ એ વિષે વધુ લખાણ ના૦ ૬ વગેરેમાં આવી ગયું છે

૫૮ ઔર અપને હાથોંકો નરોકેં તો ઉનકો પકડલો ઔર જહાં પાઓ માર ડાલો॥ મુસલમાનકો મારના યોગ્ય નહીં જો કોઇ અનજાનોંસે મારડાલે બસ એક ગર્દન મુસલમાનકા છોડના હૈ ઔર ખુન બહા ઉન લોગકી ઓરસે હુઇ જો ઉસ કૌમસે હોવેં તુમ્હારે લિયે દાન કર દેંગે જો દુશ્મનકી કૌમ સે હૈં॥ ઔર જો કોઇ મુસલમાનકો જાન કર મારડાલે વહ સદૈવ કાલ દોજખમેં રહેગા ઉસ પર અલ્લાહકા ક્રોધ ઔર લાનત હૈ. મં. ૧ સિ. ૫ સૂ૦૪ આ. ૯૦, ૯૧, ૯૨.

**સમીક્ષક** અબ દેખીયે મહા પક્ષપાતકી બાત હૈ કિ જો મુસલમાન ન હોં ઉસકો જહાં પાઓ માર ડાલો ઔર મુસલમાનોકો ન મારના ભૂલસે મુસલમાનોં કે મારનેમેં પ્રાયશ્ચિત ઔર અન્ય કો મારનેસે બહિસ્ત મીલેગા ઐસે ઉપદેશકો કુપમેં ડાલના ચાહિયે ઐસે ૨ પુસ્તક ઐસે ૨ પૈગમ્બર ઐસે ૨ ખુદા ઔર ઐસે ૨ મતસે સિવાય હાનિ કે લાભ કુછ ભી નહીં. એસોંકા ન હોના અચ્છા ઔર ઐસે પ્રામાદીક મતોંસે બુદ્ધિમાનોંકો અલગ રહ કર વેદોકત સબ બાતોંકો માનના ચાહિયે કયોંકિ ઉસમેં અસત્ય કિંચિત માત્ર ભી નહીં હૈ ઔર જો મુસલમાન કો મારે તો સ્વર્ગ મિલે અબ કહો ઇન દોનો મતોંમેંસે કિસકો માનેં કિસ કો છોડે કિન્તુ ઐસે મુઢ પ્રકલ્પિત મતોંકો છોડકર વેદોકત મત સ્વીકાર કરને યોગ્ય સબ મનુષ્યોં કે લિયે હૈ કિ જીસમેં આર્ય્ય માર્ગ અર્થાત શ્રેષ્ઠ પુરૂષોંકે માર્ગમેં ચલના ઔર દસ્યુ અર્થાત દુષ્ટોં કે માર્ગસે અલગ રહના લિખા હૈ સો સર્વોત્તમ હૈ. ॥ ૫૮ ॥

**જવાબ** દયાનંદજી વરી પાછી જેહાદની શંકા લાવ્યા છે. એ વીષે ના. ૩૧, ૩૫ વગેરે માં લખી આવ્યો છું. માટે લંબાણ નહીં કરતાં એ દાખલા લખું છું. આર્યતત્વ પ્રકાશ ભા. ૧ પૃષ્ટ ૧૦ માંઋ૦ અ૦ ૧ અ૦ ૪ વ૦ ૧૦ મં૦ ૩ **विजानीह्यार्य्यान् येचदस्यवो बर्हिष्मते रन्धया शासद् व्रतान्** અર્થ—ઓ પરમેશ્વર તું આર્યાઓને જાણે છે કે તેઓ પોતાના ધર્મમાં લાગેલા છે અને જેટલા દસ્યુ છે* તેને પણ જાણે છે કે તેઓ બુરા કામમાં ફસેલા છે માટે તે પાપીઓનો નાશ કરો" આ શ્લોક ખુલ્લી રીતે બતાવે છે કે દસ્યુને નાશ કરવાનું છે અને તેવી માંગણી કરવાનું વેદ શીખવે છે. હવે દયાનંદજીની શંકા ના. ૫૨ ની ઇબારત અતરે ટાકું છું "અબ દેખીયે હિન્દુઓકી ભૂલ કિ જો અપને મતસે ભિન્ન હૈં ઉનકે મારને કે લિયે ઇશ્વરકી પ્રાર્થના કરતે હૈં કયા પરમેશ્વર ભોલાહૈ ઇનકી બાત માનલેવે? ઇત્ય" આર્યાઓ એનો શો ઉત્તર આપે છે તે જોવાનું છે. વળી સત્યાર્થ પૃષ્ટ ૪ માં છે " દુષ્ટોને દંડ દઈ રડાવવાથી રુદ્ર" આથી જણાયું કે ઇશ્વિરનું નામ રુદ્ર છે હવે તે જેવી રીતે દુષ્ટ કાળથી પલેગથી તરેહ તરેહની બીમારીથી વાઘવરૂના મોંથી સજા દઇ રડાવે છે તેવી રીતે બહાદુર મુસલમાનોના હાથથી નાપાક અકીદાવાળાઓને નાસ્તિકોને સજા આપે એ હોપ પાલ કેમ થાય ?

આગળ ચાલતાં ખુન કરવાના કાયદા છે. જેમાં મુસલમાન તથા કાફિર જે સલાહ સંપથી રહ્યા હોય બંનેના કાયદા છે. બંનેના મારવામાં સજા છે. પણ દયાનંદજીને તો ધોકો આપવોજ છે માટે આયતમાંથી તેણે તેટલો ભાગ લખ્યો નહીં તે હું લખું છું. " અને જો તે મરાઇલો તે કોમથી હોય કે તમારી વચ્ચે અને તેઓની વચ્ચે કરાર હોય( એટલે કાફિર જીમ્મી) તો (મારનારે) ખુન બહા તેના વારસોને સોપવી છે. તથા એક મુસલમાન ગુલામને આઝાદ કરવો છે" કેમ દયાનંદજી ? મુસલમાન સિવાય કાફિર કરારવાળાના મારવામાં કુરઆન સઝા બયાન કરેછે કે નહીં ?

દયાનંદજી કુરાન ઉપર ઘણો ગુસ્સો કાઢે છે તેને કુવામાં ફેકવાની આજ્ઞા કરેછે. તેની કંઇ ફીકર

* આર્યાઓ માને છે કે દુનીઆની શરૂથી વેદ છે. પણ આ મંત્ર તે દાવાને ખોટો ઠેરવે છે. આ મંત્ર બતાવે છે કે એ વખતમાં વેદને માનનાર તથા નહીં માનનાર બંને હતા અને તેઓ સારાં તથા નરસાં કામોમાં લાગેલા હતા. ગુ. મો.

નથી. વેદો દીન પરતી દીન ફેરાતા ચાલે છે. કોઇ પણ આર્યોને ગુજરાતી ઉર્દુમાં બહાર કાઢવાની હિંમત થતી નથી. અને કુરઆન લાખો દરેક ભાષામાં છે અને થાય છે. અને કુરઆન દયાનંદજીને નહીં ગમે તેમાં કંઇ નવાઇ નથી કુરઆન શરીફ પોતે કહે છે "અને કુરઆનમાં અમો એવું ઉતારીએ છીએ કે જે વિશ્વાસવાળાઓ માટે શીફા તથા રહમત છે. પણ જુલમ કારોને નુકસાની વૃધ્ધિ કરે છે." સૂરા ઇસરા ૧૭; ૮૨

હવે દયાનંદજીના ઇકિરારને તપાસીએ. કુરઆનમાં મુસલમાન વગર બીજાને મારવાનો હુકમ છે. જેથી તે કૂવામાં નાખવાને લાએક દયાનંદજીને નજદીક થયું. અને એજ કૂવામાં નાખવાનું કારણ વેદમાં મનુમાં તથા સત્યાર્થ પ્રકાશમાં ઘણી વિસ્તારથી બયાન થયું છે. તો દયાનંદજીના એકરાર પ્રમાણે વેદો મનુ અને સત્યાર્થ સઘળાં કૂવામાં નાખવા પાત્ર થયાં. શાબાશ.

વળી દયાનંદજી કહે છે "વેદોકત સબ બાતોંકો માનના ચાહિયે" અને વેદોમાંતો દસ્યુને દુષ્ટોને મારવાનો હુકમ છે તો કુરઆનના જેહાદને પણ માનવી જોઇએ તેમાં કંઈ દોષ નથી.

વળી શંકા ના૦ ૨૦માં તે કહે છે "જો વિચાર કર દેખતે હૈં તો સબ મતવાલોંમેં જૂઠ પાયા જાતા હૈ ઔર જો સચ હૈ સો બસ એકસા હૈ યે સબ લડાઇયાં મૂર્ખાતાકી હૈ" અને શંકા ના૦ ૮માં કહે છે "ઇસ લિયે ઇન સબકા ઝગડા જુઠા હૈ કિંતુ જો જો ધાર્મિક હૈં વે સુખ ઔર જો પાપી હૈં વે સબ મતોંમેં દુઃખ પાવેંગે" આ બંને વાતોનો સાર તો દયાનંદજીના માનવા પ્રમાણે આ થયો કે દરેક ધર્મમાં સાચ તથા જૂઠ છે. જેમાં વેદોકત ધર્મ પણ આવી ગયો. અને આ પણ થયો કે કોઈ પણ ધર્મમાં ધાર્મિ કામ કરનાર માટે સુખ છે જેમાં ઇસ્લામ, ઇસાઈ, જૈન વગેરે સર્વ આવી ગયા. અને આ ના૦ ૫૮ની શંકામાં કહે છે કે "વેદોકત સબ બાતોંકો માનના ચાહિયે કયોંકે ઉસમેં અસત્ય કિંચિત માત્ર ભી નહિ હૈ" આથી તો તે પોતાના એકરાર પ્રમાણે મુર્ખાઇનો ઝગડો દયાનંદજી કરનાર થયો.

વળી શંકા ના૦ ૩૬માં તે કહે છે કે "કયા મુસલમાનો કે મતમેં મિલનેહીસે ખુદા રાજી હૈ તો યહ મુસલમાનોહી કી પક્ષપાતી હૈ સબ સંસારકા ઇશ્વર નહીં" અને આ શંકા ના૦ ૫૮માં તે કહે છે "વેદોકત મત સ્વીકાર કરને યોગ્ય સબ મનુષ્યોં કે લિયે હૈ" તો શું વેદોકત મત સ્વીકારવાથી ખોદા રાજી? તો દયાનંદજીના ઇકરાર પ્રમાણે તે આર્યાઓનો પક્ષપાતી થયો સઘળી જહાનનો ઇશ્વર નહીં.

દયાનંદજી કહે છે "કિ જીસમેં આર્યા માર્ગ અર્થાત શ્રેષ્ઠ પુરૂષોંકે માર્ગમેં ચલના ઔર દસ્યુ અર્થાત દુષ્ટો કે માર્ગસે અલગ રહેના લિખા હૈ" અને આર્યા ઉદેશ રતનમાલા ના૦ ૫૦માં લખે છે "સારો સ્વભાવ ધર્માત્મા, પરઉપકારી, સત્યવિદ્યા વગેરે સારા ગુણોવાળા જે પુરૂષો આર્ય્ય વર્તમાં હમેશ રહેતા આવ્યા હોય તે આર્ય્યા છે." ફરી ના. ૪૨માં તે કહે છે "આર્ય્યાઓ જેવો સ્વભાવ તેવા ચલણ નહીં રાખનાર ચોર, મુજી, બદજાત માણસ દસ્યુ કહેવાય છે" આથી સાફ જણાય છે કે જે આર્ય્યાઓ વેદ જાણતા નથી, દયાનંદજીના કહેવા પ્રમાણે દરરોજ આસરે ચાર આનાનો ખરચ કરી હવન કરતા નથી, પોતાની વહુ દીકરીને ન્યોગ કરાવવા મોકલતા નથી, સ્ત્રી ગર્ભવતી થાય ત્યારથી તે તે જણે ત્યાં સુધી દયાનંદજીના કહેવા પ્રમાણે પોતાની સ્ત્રીથી અલગ રહેતા નથી, બીજા ધર્મવાળાઓને ઇજા કરેછે તે સર્વ દસ્યુ છે. તો સેંકડે ૯૫ દયાનંદજીના કહેવા પ્રમાણે દસ્યુ થયા. દરેક આર્ય્યો પોતાના તથા પોતાના સાથીઓના ચલણ ઉપર વિચાર કરે. વળી સત્યાર્થ પૃષ્ટ ૫૫૩ ના૦ ૨૦ માં લખે છે "દેવ વિદ્વાનોને અને અવિદ્વાનોને **असुर** પાપિયોને **राक्षस** અને અનાચારિયોને **पिशाच** માનું છું" આથી બીજા ટેટલો પણ દયાનંદજી આર્ય્યાઓને આપે છે.

હું તો કહું છું કે દયાનંદજી પોતે પણ પોતાના ઇકરારથી અનાર્ય્યા તથા દસ્યુ બને છે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૪૩૪માં છે "નાના નાના જીવોપર દયા કરવી અને અન્યમતસ્થોની નિન્દા અને અનુપકાર કરવો એ શું થોડું પાપ છે?" આથી જણાયું કે બીજા મતોની નિન્દા કરવી

ઘણું મોટું પાપ છે. અને એ પાપ નાના નાના જીવોને મારવા કરતાં ઓછું નથી. અને દયાનંદજી એ કામ પોતે કરી રહ્યા છે. વેદને નામે ખોટા પ્રમાણ આપી લોકોને ઠગે છે, મનુજીનો ખોટો હવાલો આપી પોતે સંન્યાસી થઈ લોકોનો માલ લઈ તેઓનું નુકસાન કર્યું છે, ગાયનો વધ કરતાં દયાનંદજીએ પોતાની આંખે જોયા તેઓ પાસેથી સીધું તેણે લઇને ખાધું છે, સંન્યાસી પણામાં નદીમાં વેહતા મુરદાને કાઢી તેને ચાપુથી ચીર્યું છે, એક સાંઢના પુતલામાં તે ઘુસીને સૂતો અને તે પર આવેલો ચઢાવો ગોળ તથા દહીનો ખાધો (વાંચો દયાનંદનું જીવન ચરિતર તેનું પોતે લખેલું તેનો દલપતરાયે કરેલા તરજુમાના પૃષ્ટ ૩૮, ૫૬, ૫૭, ૬૦)જેથી તે ખરો દસ્યુ બન્યો. દયાનંદીઓ જોયો ઇસ્લામનો મુકાબલો.

૫૯ ઔર શિક્ષા પ્રકટ હોને કે પીછે જીસને રસૂલ સે વિરોધ કિયા ઔર મુસલમાનોંસે વિરૂદ્ધ પક્ષ કિયા અવસ્ય હમ ઉસકો દોજખમેં ભેજેંગે. મં. ૧ સિ. ૫ સૂ. ૪ આ. ૧૧૩

**સમીક્ષક** અબ દેખિયે ખુદા ઔર રસૂલકિ પક્ષપાતકી બાત મુહમ્મદ સાહેબ આદિ સમઝતેથે કિ જો ખોદાકે નામસે ઐસી હમ ન લિખેંગે તો અપના મજહબ ન બઢેગા ઔર પદાર્થ ન મીલેંગે આનંદ ભોગ ન હોગા ઇસીસે વિદિત હોતા હૈ કિ વે અપને મતલબ કરને મેં પૂરેથે ઔર અન્ય કે પ્રયોજન બિગાડને મેં, ઇસસે યે અનાપ્ત થે ઇનકી બાતકા પ્રમાણ આપત વિદ્વાનોંકે સામને કભી નહી હો સકતા. ॥ ૫૯ ॥

**જવાબ** દયાનંદજીની આવી શંકાથી કુરઆનની ખૂબી ઘણી વધુ પ્રકટ થાય છે. કારણ કે બુદ્ધિમાન સમજી જશે કે કુરઆન શરીફમાં કંઇ શંકા નથી તેથી દયાનંદજીને નકામો બકવો કરવો પડયો.

દયાનંદજીની શંકાનો જવાબ તો એજ આયતમાં સાથે છે "શિક્ષા પ્રકટ હોને કે પીછે" એમાં શિક્ષાની જગ્યા અરબીમાં "હોદા" નો શબ્દ છે એના અર્થ છે દલીલથી સિદ્ધ થઇલું. તો અર્થ થયા "દલીલથી સિદ્ધ થઇલું જાહેર થયા પછી જેણે રસૂલનો વિરૂદ્ધ કર્યો" અને જાહેર છેકે દલીલથી સિદ્ધ થએલી વાતને વિરૂદ્ધ કરવું પાપીનું કામ છે અને એજ વાત કુરઆને બયાન કરી ફરી એ દોષ પાત્ર કેમ થાય ?

દયાનંદજીએ આ શંકા કરી પોતાની બેવકૂફાઈ જાહેર કરી છે. જે માણસે મનુસ્મૃત્તિ અધ્યાય બીજો વાંચયો હશે તે આ શંકા વિષે દયાનંદજી ઉપર હસી કર્યા વગર રહેશે નહીં. તેમાં ગુરૂને માન આપવાના ઘણા લંબાણથી કાયદા લખાયા છે તેઓની આજ્ઞા પાલવાની તેઓને માબાપથી શ્રેષ્ઠ ગણવાની ઘણી તાકીદ થઇ છે. એટલુંજ નહી પણ મનુ આ. ૨ શ્લો. ૨૨૫માં આચાર્યને પરમાત્માની મૂર્તિ લખી છે અને શ્લો. ૨૩૩માં ગુરૂની પૂજાથી બ્રહ્મ લોક મળવાનું લખ્યું છે. તો ફરી હજરત મોહમ્મદ (સલ) કે જેવણ જગત ગુરૂ છે, સર્વ ગુરૂ મહાત્માઓના સરદાર છે તેમની આજ્ઞા પાલવાની કેમ તાકીદ નહીં થાય ? અને વિરૂધ્ધ કરનારને કેમ સજા નહીં અપાય ?

દયાનંદજી કહે છે "ઇસસે વિદિત હોતા હૈ કિ વે અપની મતલબ કરને મેં પૂરેથે" એના જવાબ માટે દયાનંદજીનોજ વાકય અત્રે લખવો પ્રસંગોપાત જાણું છું. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૪૧૫માં આવી રીતે છે "જે જેવો મનુષ્ય હોય છે તે પ્રાયઃ પોતાજ જેવા બીજાને સમજે છે" દયાનંદજી બીજાઓને ધોકો દઇ ફરેબથી ઠગી પોતાનો સંન્યાસ ધર્મ તજી મોજ મજા કરતો હતો તેમ બીજાને સમજે છે. અને હવે આર્યાઓમાં સંસ્કૃતના જાણવા વાળા એની વાતો ઉપર ભરોસો ઓછો કરતા જાયછે. વાંચો મુનશી રામ સાહેબનો ભૂમીકાનો તરજુમો પૃષ્ટ ૩, ૪, ૫ અને સનાતમ ધર્મ વાળા જે એના લખાણની પોલ કાઢે છે તે તો અગણીત છે.

૬૦ જો અલ્લાહ ફિરસ્તોં કિતાબોં રસૂલ * ઔર કયામતકે સાથ કુફ્ર કરે નિશ્ચય વહ ગુમરાહ હૈ. નિશ્ચય જો લોગ ઇમાન લાયે ફિર

* કુરઆનની આયતમાં આ જગ્યા રસૂલ એક વચન નથી પણ અનેક વચન રસૂલો છે. ગ્રા. મો

કાફિર હુએ ફિર ૨ ઈમાન લાયે પુન: ફિર ગયે કુફ્ર મેં અધિક બઢે અલ્લાહ ઉનકો કભી ક્ષમા ન કરેગા ઔર ન માર્ગ દિખલાવેગા મં૦ ૧ સિ૦૫ સૂ૦ ૪ આ૦ ૧૩૪, ૧૩૫.

**સમીક્ષક** કયા અબ ભી ખુદા લાશરીક રહ સકતા હૈ ? કયા લાશરીક કહતે જાના ઔર ઉસકે સાથ બહુતસે શરીક ભી માંનતે જાના યહ પરસપર વિરૂદ્ધ બાત હૈ ? કયા તીન બાર ક્ષમા કે પશ્ચાત ખુદા ક્ષમા નહી કરતા ઔર તીન બાર કુફ્ર કરને પર રાસ્તા દિખલાતા હૈ ? વા ચોથી બારસે આગે નહી દિખલાતા યદી ચાર ૨ બાર ભી કુફ્ર સબ લોગ કરેં તો કુફ્ર બહુત હી બઢ જાયે॥ ૬૦॥

**જવાબ** એવો સવાલ દયાનંદજી ના૦ ૨૧, ૫૪માં કરી આવ્યા છે અને ત્યાં જવાબ પણ લંબાણથી અપાયો છે છતાં શબ્દ શરીક લાશરીક વિષે ચેતવણી કરવી અવશ્યની છે, એ શબ્દો ઉર્દુ કે ગુજરાતીના નથી એ અરબી ભાષાના શબ્દો છે. શરીકના અર્થ ભાગીદાર ( ભાગિયો )નો છે અને લાશરીકમાં “ લા ” નથી ને માટે છે તો લાશરીકના અર્થ ભાગિયો નથી ના છે. હવે દયાનંદજીને બતાવવું હતું કે ફરિસ્તાને, કિતાબોને, રસૂલોને અને કયામતના દિવસને ખોદાની જાતમાં કે તેના ગુણોમાં કે તેના કામોમાં કે તેની બંદગીમાં મુસલમાનો ભાગીદાર કરે છે અને ફરી કહેતે કે તેઓ ખોટી રીતે ખોદાને લાશરીક કહે છે. પણ જ્યારે તેણે તેમ કર્યું નથી અને નકોઇ કરી શકે છે તો ફરી દયાનંદજીનો માત્ર એ બકવોજ થયો.

ઈમાન લાવા પછી કુફ્ર કરવું ફરી ઈમાન લાવવું ફરી કુફ્ર કરવું એની શી મતલબ છે અને એ કોને માટે ફરમાવ્યું હતું તે દયાનંદજી એ શીખવું હતું ફરી શંકા કરતે. એમાં હઠીલા યહુદીઓનું બયાન છે કે તેઓ પ્રથમ હઝરત મુસા (અલે) ઉપર ઇમાન લાવ્યા ફરી ગાય પૂજીને કુફ્ર કર્યો ફરી પાછા ઈમાન લાવ્યા ગાય પૂજવી છોડી ફરી તેઓ એ ઇસા અલેને નહી માની કુફ્ર કર્યું અને હજરત મોહમ્મદ (સલ)ની ઘણી પેશીન ગોઇ (આગમ ચેતી) તેઓના માનેલા પુસ્તકોમાં હતી છતાં તેઓએ વધુ કુફ્ર કરી હજરત મોહમ્મદ (સલ) ઉપર ઇમાન નહી લાવ્યા એઓને ખોદા કદી બખશશે નહી. કહો એમાં શી શંકા છે ? વિશ્વાસ નહીં કરનાર દુષ્ટોને માટે છે.

દયાનંદજી જો આ આયાતને હઠીલા યહુદીઓ માટે નહીં માનતા હોય તોએ એની મતલબ સાફ છે કે ઈમાન લાવી કુફ્ર કરે અને ફરી ફરીને કુફ્ર કરે અને ઈમાન લાવે પણ છેવટ તેનું કુફ્ર થયું તેને ખોદા કદી બખશશે નહીં. બે કે ત્રણવાર કુફ્ર કરવાની મતલબ એમાં નથી. કે દયાનંદજી કહે “ ઔર તીનબાર કુફ્ર કરનેપર રાસ્તા દિખલતા હૈ ? ઇત્ય. કુરઆન સુરા બકર ૨; ૨૧૭માં એનું બયાન છે તે આ વી રીતે “ અને જે કોઇ તમારામાંનો પોતાના દીનથી ફરી જાય (ઈમાન લાવ્યા પછી કુફ્ર કરે) ફરી તે કાફેર હોય એવી અવસ્થામાં મરે તો તેઓના કૃત્ય દુન્યામાં તથા આખેરતમાં બાતેલ થાય છે અને તેઓ દોઝખવાળા છે તેઓ તેમાં હમેશ રહેવાના.” આથી સાફ જણાય છે કે છેવટનો ઇતબાર (ગણતરી ) છે.

૬૧ નિશ્ચય અલ્લાહ બુરેલોગોં ઔર કાફેરોંકો જમા કરેગા દોજખમેં નિશ્ચય બુરે લોગ ધોખા દેતે હૈ અલ્લાહ કો ઔર ઉનકો વહ ધોખા દેતા હૈ ઐ ઇમાન વાલો મુસલમાનોંકો છોડ કાફિરોંકો મિત્ર મત બનાઓ મં ૧ સિ. ૫ સુ. ૪ આ. ૧૩૮, ૧૪૧, ૧૪૩

**સમીક્ષક** મુસલમાનોંકે બહિસ્ત ઔર અન્ય લોગો કે દોજખમેં જાનેકા કયા પ્રમાણ ? વાહજી વાહ ? જો બુરે લોગોં કે ધોખેમેં આતા ઔર અન્યકો ધોખા દેતા હૈ ઐસા ખુદા હમસે અલગ રહે કિંતુ જો ધોખેબાજ હૈં ઉનસે જા કર મેલ કરે ઔર વે ઉસસે મેલ કરે કયોં કિ:—

**यादृशी शीतला देवी तादृशः खरवाहनः**

જૈસેકો તેસા મિલે તભી નિર્વાહ હોતા હૈ જિસકા ખુદા ધોખેબાંજ હૈ ઉસકે ઉપાસક લોગ ધોખેબાજ કયોં નહોં ? કયા દુષ્ટ મુસલમાન હો ઉસસે મિત્રતા ઔર અન્ય શ્રેષ્ઠ મુસલમાનસે

ભિન્નસે શત્રુતા કરના કિસીકો ઉચિત હો સકતી હૈ ॥ ૬૧ ॥

**જવાબ** મુસલમાનોના જંનતી થવાની સાબેતી આ કંઇ ઓછી છે કે તેઓ એવા કુરઆનના માનનાર અને તે પર ચાલનાર છે કે જે આખી જગતમાં પરગટ થયું અને તેમાં કોઇ દોષ કાઢી શકતો નથી. અને દયાનંદજી તથા એમના જેવા જે દોષ કાઢવા તૈયાર થયા તેઓએ પોતાની અકલનો નમુનો બતાવ્યો. અને જે ૧૩૦૦ વર્ષથી હાંકે પૂકારે કહે છે કે જો તમને એના વિષે કંઈ સંદેહ હોય તો એના જેવું એક સૂરા જેટલું બનાવી લાવો પણ હજુ સુધી કોઇથી બન્યું નહીં. દયાનંદજી પોતે પણ શંકા ના૦ ૮માં "ભલા યહ કોઇ બાત હૈ કિ ઉસકે સદ્દશ કોઈ સૂરત નબને "–કહીને રહી ગયા. ૧૪મા સમુંલ્લાસ લખવાની માથા કુટ કરી જેમાં ઘણી જગ્યાએ પોતાને બેવકુફ બનવું પડયું તે કરતાં એ લીટીની સૂરત બનાવવામાં અથવા કોઇ પાસે બનવાવવામાં કોશીશ કરતે તો ફરી મુસલમાનોના ખંડન માટે ઉમદા સાધન થતે. વળી આ સાબેતી પણ કંઇ ઓછી નથી કે તેઓ એવા પેગમ્બરની તાબેદારી કરવાનું માન ભોગવે છે કે જેમની પેગમબરીની ખબર એમના પેદા થવાથી સેંકડો વર્ષ પેહેલાંથી બીજા પેગમ્બરો મહાતમાઓ આપી ગયા છે + હવે દયાનંદજીથી કોઇ પૂછે કે તમો સત્યાર્થ પૃષ્ટ ૧૧૬માં ચીતરો છો " અને પૂછે કે તમારો શોમત છે ? તો એજ ઉત્તર આપવો કે અમારો મત વેદ અર્થાત જે કંઈ વેદોમાં કહ્યું છે તેજ અમે માનિયે છીએ " આ વાકય ખરો છે એની સાબેતી કોઇ આર્યો આપનાર છે ?

દયાનંદજી કહે છે " જો બુરે લોગોંકે ધોખેમેં આતા હૈ " આ કયા શબ્દનો તરજુમો છે ? દયાનંદજીના લખેલા તરજુમામાં પણ નથી. તેમાં તો " નિશ્ચય બુરે લોગ ધોખા દેતે હૈં અલ્લાહ કો" છે. તો શું કોઈ પણ ધોખો આપે તો સામેવાળો ધોખામાં આવીજ જાય છે ? દયાનંદજી ઘણીવાર ધોખા આપે છે અને ઘણુ આદમી તે ધોખાને સમજી તે ધોખો તેના મોંપર મારે છે. જ્યારે માણુસોનો આ હાલ છે તો ખોદા અલ કાદિર અલ અલીમ (સર્વજ્ઞ) વિષે કેમ શુધ્ધ અંતઃકરણવાળો ધારે કે " અલ્લાહ ધોકેમેં આતા હૈ " એવું લખવું તો ધોખાબાજનુંજ કામ છે.

ખોદા ધોખામાં આવે એતો કોરે રહ્યું પણ ખોદાને કોઈ ધોકો આપતું પણ નથી. અને ખોદા કોઇને ધોખો આપતો નથી. એ વિષે શંકા ના૦ ૫૦ માં કેટલુંક લખાયું છે છતાં આ શંકાને અનુસર આ જગ્યા પણ લખું છું.

દયનંદજીએ આયતમાં " બુરેલોગ " લખ્યો એ જગ્યા "મોના ફેકીન" નો શબ્દ છે જેના અર્થ મોંથી ઈસ્લામ જાહેર કરનાર અને દિલમાં કુફ્ર રાખનાર થાય છે. એ જગ્યા જો ઢોંગીનો શબ્દ લખતે તો કંઇક ઠીક થતે. તેઓ ખોદાને ધોખો આપતા નહોતા પણ ખોદાના રસૂલને ધોકો આપતા હતા, અને જો કે હજરત મોહમ્મદ (સલ) ખોદાનો હુકમ તેનું દીન પ્રગટ કરતા હતા અને તે બાબતમાં તેઓ તેમને ધોખો આપતા જેથી તે ધોખાને " ખોદાને ધોખો આપે છે " ફરમાવ્યું છે. અરબીમાં એને મોજાફ મહજૂફ કહે છે. કુરઆનમાં એવા ઘણા દાખલા છે કુરઆન કહે છે " વ જાહેદુ ફીલ્લાહે" જેના અર્થ દયાનંદની અકલ પ્રમાણે " ખોદામાં લડો " થાય છે. પણ ત્યાં મોજાફ મહજૂફ છે અને " ખોદાના માર્ગમાં લડો " એવા અર્થ થાય છે. વળી આવી રીતે સમજો કે એક ગવરન્મેન્ટનો કોઇ હાકેમ પોતાની સરકારના પાવરથી કોઈ સાથે કંઈ કરાર કરે છે તો તે કરાર ખાસ તે હાકેમનો ગણાતો નથી પણ તે સરકારનો ગણાય છે. અને તે કરારમાં જો તે લોક કસૂર કરશે તો સરકારના ગુનેહગાર ઠરશે. તેમ તેઓ જો તે હાકેમની સાથે ગદર કરે ધોખો કરે તો તે ગદર અને ધોખો સરકાર સાથે ગણાય છે. તેવીજ રીતે આ ધોખાને સમજો. આ દ્રષ્ટાંત એવો છે કે જેને માટે લંબાણુ કરવાની જરૂર નથી, દ-

+ એ વિષે મારી કીતાબ ઈજહારૂલ હકક આ૦ ૬ ઠો, તથા તોહફતુલ હિન્દ પૃષ્ટ ૪૮–૪૯ વાંચો ગુ. મો.

યાનંદજીએ ના૦ ૧૪૧ની આયત પૂરી લખી નથી તેમાં તેઓના ધોખા દર્શાવ્યા છે. તે આવી રીતે "જ્યારે તેઓ નમાઝ પઢવા ઉભા રહે છે તો આળસુ થઇને ઉભા રહે છે. લોકોને દેખાડે છે અને અલ્લાહની યાદ ઘણીજ થોડી કરે છે" તેઓ બંદગી કરવા ચાહતા નહોતા પણ માત્ર લોકોને દેખાડવા કરતા એજ તેઓનો ધોખો હતો. વળી બીજી જગ્યા કુરઆનમાં એઓનો ધોખો આવી રીતે બયાન કર્યો છે. "બાજ લોકોની વાત તને દુન્યામાં ભલી લાગે છે અને તેઓ પોતાના દીલમાં જે છે તેના વિષે અલ્લાહને શાક્ષી રાખે છે* અને જુઓ તો તે ઘણા લડનાર છે" સૂરા બકર ૨, ૨૦૪ આથી સિદ્ધ થાય છે કે તેઓ હજરત મોહમ્મદ (સલ) ને તથા બીજા લોકોને ધોખો આપતા હતા. અને "ખોદા તેઓને ધોખો આપનાર છે" ની મતલબ શીક્ષાકરવાની છે. અને ધોખાનો શબ્દ શિક્ષાની જગ્યા સનઅતે મોશાકલાના કાયદા પ્રમાણે વપરાયો છે. વળી સૂરા બકર ૨; ૯ માં મુનાફેકોના ધોખા દેવાનું કેટલુંક બયાન છે તેથી આ આયતના સમજવામાં ઘણું અજવાળું પડશે માટે તેને હું લખું છું. "તેઓ અલ્લાહને તથા જેઓ ઇમાન લાવ્યા તેઓને ધોખો (ફરેબ) આપે છે અને તેઓ પોતાના જીવોનેજ ધોખો આપે છે પણ તેઓ જાણતા નથી" આ આયતમાં ખોદાને તથા મુસલમાનોને ધોખો આપવાનું કહેવાયું છે એમાં હજરત મોહમ્મદનું બયાન નથી અને મુસલમાનોનું બયાન છે એથી સિદ્ધ થાય છે કે તેઓ હજરત મોહમ્મદ (સલ)ને ધોખો આપતા હતા અને જો કે હજરત મોહમ્મદ અલ્લાહનો હુકમ પુગાવનાર હતા તેનું ધર્મ પ્રગટ કરનાર હતા માટે તેમને અપાઇલો ધોખો ખોદા માટે કહેવાયો. અને જયારે "તેઓ પોતાના જીવોનેજ ધોખો આપે છે" ની મતલબ આ છે કે તેઓ તે ધોખો કરવાથી ફજેત થાય છે અને ખોદાના કોપમાં સપડાય છે "તો ખોદા તેઓને ધોખો આપનાર છે" ની મતલબ ખોદાનું તેઓને ફજેત કરવાની તથા શીક્ષા કરવાની થઇ.

* એટલે જે અમે મોંથી કહીએ છીએ તેજ અમારા દિલમાં છે અને તેઓ એ વિષે સોગંદ ખાય છે શુ. મો.

મુસલમાન સિવાય બીજા કોઇથી મોહબ્બત નહી કરવા વિષેની શંકાનો ઉત્તર શંકા નાં ૪૮માં લખાયો છે અને અત્રે દયાનંદજીનો વાકય જવાબ માં ઠીક છે તે કહે છે "જેસે કો તેસા મિલે તબી નિર્વાહ હોતા હૈ,, સત્યા. પૃ. ૫૧૩ તો ફરી કુરઆનને માનનાર હજરત મોહમ્મદ (સલ) ને સત્ય પેગમ્બર જાણનાર તે કુરાનને નહી માનનાર પેગમ્બરને નહીં માનનાર એટલુંજ નહીં પણ એની સાથે ખોદાને બુરૂં કહેનાર સાથે કેવી રીતે નિર્વાહ થાય ? સત્યાર્થ પૃષ્ટ ૨૫૩ માં શુદ્રના ઘરનું પકાવેલું તથા તેઓના પાત્રમાં ખાવાનું મના કરે છે અને જુઓ તો ઘણા શુદ્ર ઘણા બ્રાહ્મણો કરતાં સારા સ્વભાવના હોય છે તથા તેઓનાં કપડાં સફાઈ ચોખ્ખાઇમાં ઘણા બ્રાહ્મણોથી વધેલાં હોય છે. અહીયાં દયાનંદજીની અકલ કયાં ગઇ તે બાપડાઓ હિંદુ છે છતાં તેઓનું એટલું અપમાન એ ઠીક, અને ઇસલામ પારકા ધર્મ વાળાઓનું પકાવેલું દુરૂસ્ત રાખે તેઓનું પાલ વાપરે તેઓથી કારબાર રાખે તેઓ સાથે ભલાઇ કરવાને કુરઆનનો હુકમ માને (સુરા ૬૦; ૮.) માત્ર દિલી દોસ્તીની મનાઇ કરે તે એબ ? અફસોસ એવી સમજ પર

૬૨ ઐ લોગો નિશ્ચય તુમ્હારે પાસ સત્ય કે સાથ ખોદાકી ઓર સે પેગંબર આયા બસ તુમ ઉનપર ઈમાન લાઓ. અલ્લાહ માબુદ અકેલા હૈ. મં ૧ સિ. ૬ સુ. ૪ આ, ૧૬૭, ૧૬૮.

**સમીક્ષક** કયા જબ પૈગંબરોંપરઇમાન લાના ઇમાન મેં પૈગંબર ખુદાકા શરીક અર્થાત સાઝી હુઆ વા નહીં ? જબ અલ્લાહ એક દેશી હૈ વ્યાપક નહીં તબી તો ઉસકે પાસસે પૈગંબર આતે જાતે હૈં તો વહ ઇશ્વર ભી નહીં હો સકતા. કહીં સર્વદેશી લિખતે હૈં કહીં એકદેશી ઇસસે વિદિત હોતા હૈ કિ કુરાન એક કા બનાયા નહીં કિન્તુ બહુતોંકા બનાયા હૈ. ॥ ૬૨ ॥

**જવાબ** આ શંકાના પ્રથમ ભાગનો જવાબ ના. ૨૧, ૫૩, ૫૫ માં આવી ગયો છે માટે હવે લખવાની જરૂરત નથી હા, બીજા ભાગના

જવાબની કંઈક જરૂરત છે.

દયાનંદજી કહે છે " જબ અલ્લાહ એક દેશી હૈ વ્યાપક નહીં તબી તો ઉસકે પાસસે પૈગમ્બર આતે જાતે હૈ" આથી દયાનંદજીની અકલ ઉપર આફ્રીન કરવી પડે છે. ખોદા એક દેશી છે કે સર્વદેશી છે તેની સાથે આ આયત ને કશો સંબંધ નથી. હજરત મોહમ્મદ (સલ) ની પેદાએશ અમારેજ માફક તેમના માબાપના સંબંધથી થઇલી. વગર માબાપે. તેવણ કેથેથી આવ્યા હોય એમ ન તેવણે કહ્યુંછે અને ન કોઈ મુસલમાન માને છે. તો ફરી ખોદા માટે એક જગ્યા ઠેરવી ત્યાંથી પૈગમ્બરોને આવવું ચીતરી પોતાની બેવકુફાઇ જાહેર કરવી છે. હજરત મોહમદ પૈગમબર હતા એ કુરઆન કહે છે તેમ મુસલમાનો માને છે અને પૈગમ્બરીની પદવી ખોદાની બખશીશથીજ મળે છે ખોદા પાસેથી પૈગમ્બરી લીધી અને તમને બોધ આપવા આવ્યા. એમાં કયો દોષ છે ?

વળી દયાનંદજીનો તરજુમો ન તો મહાવરા પ્રમાણે છે અને ન તો શબ્દો પ્રમાણે છે. શબ્દો પ્રમાણે તરજુમો કરીએ તો આવી રીતે થાય છે " ઓ લોકો તમારી પાસે પૈગમ્બર આવ્યો સત્યની સાથે જે તમારા પરવરદિગાર તરફથી છે" આમાં જે " સત્ય " છે એની મતલબ કેટલાકોના મત પ્રમાણે કુરઆન છે. અને કુરઆન એક મોટો ચમતકાર છે. અને જે ચમતકાર હોય છે તે ખોદા તરફથીજ હોય છે તો સિદ્ધ થયું કે એ ખોદા તરફથી છે જેની સાથે તમારી પાસે હજરત મોહમ્મદ ( સલ ) આવ્યા. બીજો "સત્ય"નો અર્થ અલ્લાહની ઇબાદત તરફ લોકોને નોતરવા અને અન્યની બંદગીથી દૂર રાખવા છે અને અકલ પણ એજ બતાવે છે તો સિદ્ધ થયું કે તે ખોદા તરફથી છે જેની સાથે તમારી પાસે હજરત મોહમ્મદ (સલ) આવ્યા. બીજો મહાવરાનો તરજુમો છે તે આવી રીતે " ઓ લોકો તમારી પાસે રસૂલ (હજરત મોહમ્મદ) સત્યને લાવ્યો જે ખોદા તરફથી છે." અને જાહેર છે કે કુરઆન તથા તે દાવત (નોતરું) ખોદા તરફથી છે. એ આયતમાં શબ્દ " જાઅ " છે જેના અર્થ છે આવ્યો તેની સાથે " બ " લાગ્યો તો તેના અર્થ થયા " લાવ્યો " કહો એ આયતમાં પૈગમ્બરનું ખોદા પાસેથી આવવું જવું કયાં લખ્યું છે ?

પંડિત લખેરામે પોતાની કિતાબ " તકજીબે બરાહીન " પૃષ્ટ ૭૪માં એક વેદ મંત્ર લખ્યું છે તેનો તરજુમો આવી રીતે છે " દેવતા લોક આબે હયાત (અમરતજલ) પીવું છોડીને ત્રીજા સ્થાનમાં પ્રકાશ થનારની પૂજા કરે છે " બે જગ્યા તો આકશ તથા પૃથ્વી છે. એ સિવાય ત્રીજી જગ્યા છે જ્યાં ખોદા છે. તો ફરી વેદથી સિદ્ધ થયું કે પરમેશ્વર એક દેશી છે. અને બીજી જગ્યા સર્વ દેશી લખે છે તો દયાનંદજીના એકરાર પ્રમાણે પ્રગટ થયું કે વેદો એકના બનાવેલાં નથી પણ ઘણાઓએ બનાવ્યા છે. એક દેશી વિષેની શંકાનો કેટલોક ખુલાસો શંકા ના૦ ૪૧ માં લખાયો છે.

૬૩ તુમપર હરામ કિયા ગયા મુર્દાર, લોહૂ, સૂઅરકા માંસ જીસપર અલ્લાહકે બિના કુછ ઔર પડા જાવે, ગલા ઘોટે, લાઠી મારે, ઉપરસે ગિર પડે, સીંગ મારે ઔર દર્દકા ખાયા હુઆ. મં. ૨ સિ. ૬ સૂ. ૫ આ. ૩

**સમીક્ષક** કયા ઇતનેહી પદાર્થ હરામ હૈ અન્ય બહુતસે પશુ તથા તિર્થક જીવ કીડી આદિ મુસલમાનોંકો હલાલ હોંગે ? ઇસ વાસ્તે યહ મનુષ્યોંકી કલ્પના હૈ ઇશ્વર કી નહીં ઇસિસે ઇસિકા પ્રમાણ ભી નહીં ॥ ૬૩ ॥

**જવાબ** દયાનંદજીને જોઇતું હતું કે કોઇ મુસલમાનથી વાકેફ થતે કે આટલીજ ચીજો મુસલમાનોને હલાલ છે ? ફરી શંકા કરતે. દયાનંદજી! કીડી મકોડા કસારાં વીછુ ઊંદર ચેણુ દરેક તિર્થક જીવ જમીનમાં રહેનાર કુતરૂં બીલાડું વાઘ વરૂ કોલી ચીલ ગીદ બાજ સકરો વગેરે ઘણા જાનવરો હરામ છે. આપ શા માટે કહો છો કે આટલાંજ હરામ છે. અને એક વસ્તુ હરામની તો આપે લખેલી આયતની છેવટમાં છે જેને આપે લખી નથી. તે આ છે " અને તે જાનવર જે માતાપર જુબહ થયું હોય " એટલે માતા ઉપર ભોગ અપાઇલું દુરસ્ત નથી.

મુસલમાનો શિર્કથી બચેલા રહે એની ઘણી તાકીદ થઇ છે અને તેની સાથે આ પણ તાકીદ થઇ કે કોઇની શિર્ક કરેલી વસ્તુથી પણ બચતા રહે એ ખુબીની વાત દયાનંદને જાહેર કરવી ગમી નહીં જેથી આયતના આટલા ભાગનો તરજુમો કર્યો નહીં.

વળી આ શંકાથી જણાય છે. કે દયાનંદજીની રાઇ પ્રમાણે પણ માંસ ખાવું દરૂસ્ત છે જેથી તે તે વાત માનીને કયાં પ્રાણી દુરૂસ્ત અને કયાં નહીં દુરૂસ્ત તે પર શંકા કરે છે. અને આ આયતથી આગળી બંને આયતોમાં તથા તે પછીની આયતોમાં માંસ ખાવાનું તથા શીકાર કરવાનું બયાન છે તેપર દયાનંદજીએ કંઇ શંકા બતાવી નથી.

ખોરાક તથા હરામ હલાલ વસ્તુઓ માટે કંઇકિ ખુલાસો અત્રે લખવો પરસંગોપાત થશે. તીબ્બ (હકીમા)ની કિતાબોમાં લખાએલું છે કે માણસ જે ખોરાક ખાય છે તે બદનનો અંગ બની પોતાની અસર કરે છે. આ ડાકટરી શોધ કરતાં શરીઅતની તહકીક વધુ છે. કારણ કે હકીમામાં તો માત્ર દેહની સંભાળ હોય છે પણ શરીઅત તો દેહ તથા આત્મા બનેની સંભાળ રાખે છે. અને તે બેમાં વળી આત્માની સંભાળને શ્રેષ્ઠ રાખે છે. દેહની સંભાળ તો દરેક જાણે છે કે જાહેરી તકલીફ તથા દુઃખ દરદથી સંભાળ થાય. પણ આત્માની સંભાળ તે આ છે કે તેને બુરા સ્વભાવથી બચાવાય. કે જે તેને માટે બીજી જીંદગીમાં હલાકીનું કારણ હોય. તો જે ચીજ કે જાનવર શરીઅતે હરામ કર્યાં હોય તે આજ કાયદાને ધ્યાનમાં રાખીને કર્યાં છે ફાડી ખાનાર જાનવરો ખુનખાર છે જેને ખાવાથી માણસ પૂરો નહીં તો અડધો ખુનખાર તો થાયજ છે. ચોરીનો માલ ખાધાથી જીસમને કંઈ નુકસાની લાગતી નથી પણ સ્વભાવમાં ફેર પડે છે તેથી તે હરામ છે. સૂવરનું માંસ ખાનાર બેગેરત તથા બેહયા હોય છે. ઇંગ્રેજો એના ખાનાર છે * તેઓ કેવા બેહયા છે તેઓ પોતાની બાયડીને વહુ દીકરીને પારકા સાથે ઓરડાનું બારણું બંધ કરી બેસવા દે છે ચુમા લેવા દે છે એટલુંજ નહીં પણ પોતાના ફરેનો (કમરાદો) સાથે દશ વીશ દિવસ બાગ બગીચે કે પરદેશ ફરવા નીકળી જાય છે. પારકા પુરૂષો કમર પર છાતી ઉપર હાથ નાંખી નાચે કુદે છે. એવીજ તરેહ દયાનંદજીના વડવાઓ ભૂંડનું માંસ ખાતા હતા + જેથી તેઓમાં ઘણી બેશરમી હતી તેઓ પોતાની વહુ દીકરીને પારકા માણસો સાથે સૂવા માટે મોકલતા હતા જે રીવાજને દયાનંદજી ફરી ચાલુકરવા હિન્દુ જુવાનો ઉપર તથા ઘણી ખાહેશવાળી સ્ત્રીઓ ઉપર કૃપા કરે છે. પણ હાલ ભૂંડ ખાવાનો રિવાજ હિન્દુઓમાં તદન નથી તથા ઇસ્લામે એવા કામોની એબ તેઓના દિલમાં નાખી છે તેથી હજુ સુધી કોઈ આર્યો પોતાની વહુ દીકરીને નિયોગ માટે પારકા પુરૂષો પાસે મોકલતો નથી, મારી વાત જુઠવવા કોઇ આર્યો જોશમાં આવી પોતાની વહુ દીકરીને ખુલ્લે ચોક પારકા પુરુષો પાસે નહિ મોકલે તો ઠીક છે. મતલબ કે ખોરાકથી માણસ ઉપર ઘણી અસર પડેછે જેથી રૂહને કે દેહને નુકસાની કરનાર વસ્તુઓ હરામ કરી છે.

ના૦ ૩૯મી શંકામાં પણ દયાનંદજી એવી રીતની શંકા કરી આવ્યા છે અને ત્યાં કેટલોક જવાબ અપાયો છે,

૬૪ ઔર અલ્લાહકો અચ્છા ઉધાર(કરજ)દો અવશ્ય મેં તુમહારી બુરાઇ દૂર કરૂંગા ઔર તુમહેં બહિશતોંમેં ભેજુંગા. મં૦ ૨ સિ૦ ૬ સૂ૦ ૫ આ૦ ૧૦.

**સમીક્ષક** વાહજી ? મુસલમાનો કે ખુદાકે ઘરમેં કુછભી ધન વિષેશ નહિ રહા હોગા જો વિશેષ હોતા તો ઉધાર કયોં માંગતા ? ઔર ઉનકો કયોં બહકાતાકિ તુમ્હારી બુરાઈ છુડા

* ઇંગ્રેજો ભુંડ ખાય છે. પણ એઓની બૈબલમાં હરામ છે. વાંચો પુનર્નિયમ આ. ૧૪ કા. ૮ ગુ. મો.

+ મનુ સ્મૃત્તિ આ. ૩ શ્લો. ૨૭૦ ગુ. મો.

કે તુમકો સ્વર્ગ ભેજુંગા ? યહાં વિદિત હોતા હૈ કિ ખુદાકે નામસેં મુહમ્મદ સાહબને અપના મતલબ સાધા હૈ ॥ ૬૪ ॥

**જવાબ** કરજ વિષેની શંકાનો જવાબ શંકા ના૦ ૩૯માં આવી ગયો, પણ આ જગ્યા દયાનંદજીની બેવકુફાઈ જાહેર કરવી છે. દયાનંદજીએ લખેલી આયતથી આગલી આયત આવી રીતે છે " અને ખચીત અલ્લાહે બની ઇસ્રાઇલો (ઇસ્રાઇલ પુત્રો) થી કરાર લીધો. અને અમો એ તેઓમાંથી બારને તપાસ કરનાર ઠેરવ્યા" ફરી દયાનંદજીએ જે આયાતનો એક ભાગ લખ્યો છે તે આયત છે. તે આવી રીતે " અને અલ્લાહે કહ્યું હું તમારી સાથે છું. જો તમો નમાઝને કાએમ કરશો અને ઝકાત આપશો અને મારા પૈગમ્બરોપર વિશ્વાસ કરશો તથા તેઓની મદદ કરશો અને અલ્લાહને કરજ આપશો સવાબની નૈયતથી તો જરૂર હું તમારા પાપોને મટાડીશ અને તમને એવી જંનતોમાં દાખલ કરીશ કે જેની નીચે નેહરો વહે છે. " આથી સાફ જણાયું કે આ આયતમાં બીજો પુરૂષ સરવનામ ઇસ્રાઇલ પુત્રો છે અને તેઓનો હાલ કુરઆને બયાન કર્યો છે. તો ફરી દયાનંદજીનું કહેવું " ખુદાકે નામસે મુહમદ સાહબને અપના મતલબ સાધા હૈ " એ પોતાની બવકુફાઇ જાહેર કરવી છે. અને જ્યારે હજરત મોહમ્મદે પોતા માટે તથા પોતાની ઓલાદ માટે એટલુંજ નહીં પણ પોતાના દાસ તથા દાસીઓ માટે ઝકાત સદકો હરામ કર્યો તો ફરી તેમના વિષે મતલબ સાધવાનો દોષ મુકવો તે મુર્ખાઇ પ્રગટ કરવી છે.

ખોદાના નામ ઉપર સદકો કરવાથી પાપ માફ કરવાનો વાયદો કરવો દયાનંદજીને બહકાવવું લાગે છે અને સત્યાર્થ પૃષ્ટ ૯૪ માં અગ્નિદેવતાને હવનની ચીજો આપવાથી પાપ માફ થાય તે ખરૂં લાગે આ હટ ધર્મિની પણ કંઈ હદ છે ?

૬૫ જીસકોચાહતા હૈ ક્ષમા કરતા હૈ જીસકો ચાહે દુઃખ દેતા હૈ જો કુછ કીસીકો ભી ન દિયા વહ તુમ્હેં દીયા. મં. ૨ સિ. ૬ સૂ. ૫ આ. ૧૬, ૧૮

**સમીક્ષક** જૈસે શયતાન જીસકો ચાહતા હૈ પાપી બનાતા વૈસે હી મુસલમાનોંકા ખુદા ભી શયતાનકા કામ કરતા હૈ ? જો ઐસા હૈ તો ફિર બહિસ્ત ઔર દોજખમેં ખુદા જાવે ક્યોંકિ વહ પાપ પુણ્ય કરનેવાલા હુઆ. જીવ પરાધીન હૈ જૈસી સેના સેનાપતિકે આધીન રક્ષા કરતી ઔર કિસીકો મારતી હૈ ઉસકી ભલાઇ બુરાઇ સેનાપતિકો હોતી હૈ સેનાપર નહીં. ॥ ૬૫ ॥

**જવાબ** આ આયતમાં પાપી કરવાનું કે નહીં કરવાનું બીલકુલ બયાન નથી. દયાનંદજી પોતાના લખેલા તરજુમાને તપાસતે તો એવો બકવો નહીં કરતે. એમ છતાં એવી શંકાનો જવાબ શંકા ના૦ ૬, ૪૨, ૫૭ વગેરેમાં આવી ગયો છે. મારા વાંચકો ત્યાં તપાસો.

ભૂમિકા પૃષ્ટ ૮૦માં દયાનંદજી લખે છે સર્વ મનુષ્યોએ ઇશ્વરનીજ સહાયની ઇચ્છા કરવી કારણ તેની સહાયતા વિના સત્ય ધર્મનું જ્ઞાન અનુષ્ટાન (પાબંદી) કરવાની શકિત પ્રાપ્ત થતા નથી " ફરી યજુર અ. ૧ મં. ૫ ની દુવા લખી છે " હે જ્ઞાનસ્વરૂપ પરમાત્મન્ હે સત્ય પતે સત્ય ધર્મનું આ ચરણ કરવાનો મેં નિશ્ચય કર્યો છે જે રીતે સત્ય ધર્મનું આ ચરણ કરવાને હું સામર્થ થાઊ તે રીતની સિદ્ધિ મારી પાસે આપની કૃપાથી સદૈવ રહે " ઇત્ય. હવે વિચારવાનું છે કે જ્યારે ધર્મનું જ્ઞાન (હિદાયત) અનુષ્ટાન કરવાની શકિત તેની મદદથીજ થાય છે તો પુણ્ય અને પાપ કરાવનાર કોણ થયો ? તેજ પરમેશ્વર.

દયાનંદજીએ ના૦ ૧૮ની આયતનો એક ભાગ લખ્યો " જો કુછ કિસીકો ભી ન દિયા વહ તુમ્હેં દિયા. " પણ એ પર દયાનંદજીએ કંઇ લખ્યું નથી ખોદા જાણે શા માટે લખી. કદાપી ભંગની નિશામાં કંઇ સુજુ હશે અને ફરી તેપર ધ્યાન રહ્યું નહીં હશે.

૬૬ આજ્ઞા માનો અલ્લાહકી ઔર આજ્ઞા માનો રસુલ કી મં. ૨ સિ૦ ૭ સુ૦ ૫ આ. ૮૯

**સમીક્ષક.** દેખિયે યહ બાત ખુદા કે શરીક હોનેકી હૈ ફીર ખુદાકો લાશરીક માનના

વ્યર્થ હૈ. ॥ ૬૬ ॥

**જવાબ.** આવી બેહુદાવાતનો વારે વારે જવાબ આપવાની જરૂર નથી ના૦ ૨૧, ૫૩, ૫૫ તપાસો. અથર્વ. કા૦ ૧૫ અનુ૦ ૨ વા૦ ૯ મં૦ ૨ રાજ્ય સભા તથા રઇયત પર વાજેબ છે કે પરમેશ્વરને તથા સભા અધ્યક્ષને રાજા સમજે. અને સભાઅધ્યક્ષના ઝણ્ડા નીચે યુધ્ધમાં ભેગા થાય. ફોજના બહાદુરો પણ પરમેશ્વર તથા સભાઅધ્યક્ષ તથા સેનાધીપતિના હુકમમાં રહીને યુધ્ધ કરે " દયાનંદજીની અકલ તથા ઇકરાર પ્રમાણે આર્ય્ય પરમેશ્વરના ભાગિયા માનનાર થયા જેથી અનેક ખોદાના માનનાર થયા.

૬૭ અલ્લાહને માફ કિયા જો હો ચૂકા ઔર જો કોઇ ફિર કરેગા અલ્લાહ ઉસસે બદલા લેગા મં૦ ૨ સિ૦ ૭ સુ૦ ૫ આ૦ ૯૨

**સમીક્ષક** કિયે હુએ પાપોકા ક્ષમા કરના જાનો પાપોકો કરનેકી આજ્ઞા દે કે બઢાતા હૈ પાપ ક્ષમા કરનેકી બાત જીસ પુસ્તમેં હો વહ ન ઇશ્વર ઔર ન કિસી વિદ્વાનકા બનાયા હૈ કિંતુ પાપ વર્ધક હૈ. હાં આગામી પાપ છુડાનેકે લિયે કિસીસે પ્રાથના ઔર છોડનેકે લિયે પુરૂષાર્થ પશ્ચાતાપ કરના ઉચીત હૈ પરંતુ કેવળ પશ્ચાતાપ કરતા રહે છોડે નહીં તો કુછ નહીં હો સકતા. ॥૬૭॥

**જવાબ** ગુનાહ માફ કરવા વિષેનો જવાબ વિસ્તારથી ના૦ ૨૨ માં આવી ગયો છે ત્યાં તપાશો.

દયાનંદજી કહે છે " કિએ હુએ પાપોકા ક્ષમા કરના જાનો પાપો કરનેકી આજ્ઞા દે કે બઢાતા હૈ" આનેમની સમજની કસૂર છે. જયારે માણસોમાં એક બીજામાં ગુનાહ માફ કરવામાં આવે છે તે માફીની ખબર પણ પડે છે છતાં ગુનાહનો વધારો થતો નથી નો ફરી ખોદાની માફી જે પોશીદા છે ગુનેહગારોને પોતાના ગુનાહ માફ થવાની ખબર પડતી નથી તે કેવી રીતે ગુનોહ વધારે કરશે ? અને જે નાપાક ભીઝાજ હોય તે તો ગુનોહ માફ થવાને નહીં માને છતાં ગુનોહ કરતા અચકાતો નથી એ પણ આર્ય્યોઓના ચલણથી સિદ્ધ થાય છે.

દયાનંદજી ઇકરાર કરે છે કે "પાપ ક્ષમા કરનેકી બાત જીસ પુસ્તકમેં હો વહ ન ઇશ્વર ઔર નકિસી વિદ્વાનકા બનાયા હૈ" પણ સત્યાર્થ પૃષ્ટ ૯૪ માં પાપોની માફી હવન કરવાથી લખી છે. તથા મનુ આ૦૩ તથા આ. ૧૨ માં અનેક જગ્યામાં તથા ભગવત ગિતામાં પાપો માફ થવાનું લખ્યું છે એ સઘળાં પુસ્તકો જોહેલા અજ્ઞાનીયોના બનાવેલાં થયાં. દયાનંદજી પોતાના ઇકિરારથી પણ જાહેલ બન્યો.

વેદમાં ઘણી જગ્યા ગુનાહોની માફી માટે પ્રાર્થના છે તેથી કંઇ લાભ થાય છે કે નહીં ? જો નહિ થાય તો તે પ્રાર્થના નકામી અને જો થાય છે તો તેણે ગુનાહની માફી બયાન કરી જેથી દયાનંદજીના ઇકિરાર પ્રમાણે વેદ ઇશ્વરના બનાવેલાં નથી.

દયાનંદજી કહે છે " હાં આગામી પાપ છુડાનેકે લિયે કિસીસે પ્રાર્થના ઔર છોડનેકે લિયે પૂરૂષાર્થ પશ્ચાત્તાપ કરના ઉચીત હૈ "–આ મુસલમાનોનીજ તૌબાના અર્થ છે. હવે દયાનંદજી ઠીકાણે પડયો. મુસલમાનો પણ માત્ર મોંથી પશ્ચાતાપ કરવાને તૌબા ગણતા નથી તેઓ કહે છે ભૂતકાળ માટે પશ્ચાતાપ અને વર્તમાન માટે ખોદા આગળ આજીજી કરવી પ્રાર્થના કરવી અને ભવિષ્ય માટે પાપ છોડવાનો પૂર શકિતથી કસદ કરવો એનું નામ તૌબા છે, દયાનંદજીએ એમાં આટલો સુધારો કર્યો કે ખોદા પાસે પાપ છોડવાની દોઆ શા માટે કરવી તેની આગળ આજેજી શા માટે કરવી " કિસીસે પ્રાર્થના કરની ઉચીત હૈ" એટલે મને ગુરૂ માની મારી પ્રાર્થા કરવી, કે રોમન કેથોલીકના પોપોની માફક હું માફ કરીશ. શાબાશ દયાનંદજી ! જે તૌબાથી ભાગતો હતો તે કબુલ કરવી પડી. અને જ્યારે એ તૌબા કરવી ઉચીત (વાજેબ) છે તો તે કામ કર્યાનો ફાયદો થવોજ જોઇએ. તે એજ કે એવી રીતની તૌબા કર્યાથી તેના પાપ માફ થાય.

યાદ રાખવું કે દયાનંદજીએ જે આયત લખી છે એમાં ગુનાહની માફીનું બયાન તદન નથી. એ આયતની સાથેના ભાગમાં તથા આ-

વળી આયતમાં એહરામની * હાલતમાં શિકાર નહીં કરવાનું તથા તે વખતમાં શિકાર કરવાની સજાનું બયાન છે. તો જે માણસોએ આ હુકમ પોહોંચવા પેહેલા શિકાર કર્યો હોય તેઓ માટે કહેવાયું કે " અલ્લાહને માફ કિયા જો હો ચુકા " અત્યાર પછી જે કાયદો તોડે તે ગુનેહગાર. કહો એ આયતમાં ગુનાહોની માફીનું શું છે? આ પણ દયાનંદજીની સમજનો નમુનો છે.

૬૮ ઔર ઉસ મનુષ્યસે અધિક પાપી કૌન હૈ જો અલ્લાહપર જૂઠ બાન્ધ લેતા હૈ ઔર કહતા હૈ કિ મેરી ઓર વહી કી ગઇ પરંતુ વહી ઉસકી ઓર નહીં કી ગઇ ઔર જો કહતા હૈ કિ મેં ભી ઉતારૂંગા કિ જૈસે અલ્લાહ ઉતારતા હૈ મં૦ ૨ સિ૦ ૭ સૂ૦ ૬ આ. ૧૪

**સમીક્ષક** ઇસ બાતસે સિધ્ધ હોતા હૈ કિ જબ મુહમદ સાહબ કહતે થે કિ મેરે પાસ ખુદાકી ઓરસે આયતેં આતી હૈ તબ કિસી દુસરેને ભી મુહમ્મદ સાહબકે તુલ્ય લીલા રચી હોગી કિ મેરે પાસ ભી આયતેં ઉતરી હૈ મુઝકો પૈગંબર માનો ઉસકો હટાને ઔર અપની પ્રતિષ્ટા બઢાનેકે લિયે મુહમ્મદ સાહબને યહ ઉપાય કિયા હોગા ॥ ૬૮ ॥

**જવાબ** બેશક હજરતના વખતમાં મોસેલમા કજ્જાબે યમામામાં અને મસવદ અનસીએ યમનમાં નબુવવતનો દાવો કર્યો હતો, જો તેઓ વિષે આ આયતને ઉતરવી કબુલ રાખીએ તોએ કંઇ દોષ નથી કારણ કે તેઓ જુઠા હતા તેઓની પૈગંબરીની કંઈ સાબેતી નહોતી અને કલ્પના કરી ખોદાને નામે ઠગતા હતા. તો કહેવાયું કે " ઔર ઉસ મનુષ્યસે અધિક કૌન હૈ જો અલ્લાહપર જૂઠ બાન્ધ લેતા હૈ " ઈત્ય.

વળી હજરત મોહમ્મદ (સલ) મક્કામાં જન્મેલા અને ત્યાંજ પોતાની ઉમરનો વધુ ભાગ કાપેલો અને ચાલીસ વર્ષના થયા પછી પૈગમ્બરીનો દાવો કરેલો. એ મુદતમાં તેમની ચાલચલગત એવી તો ઉમદા હતી કે " અલ અમીન " (અમાનતદાર ભરોસેદાર) નામથી ઓળખાતા હતા * ફરી જ્યારે પૈગમ્બરીનો દાવો કરી મુર્તિપૂજાનું ખંડન કરવા લાગ્યા અનેક દેવ છોડી એક અલ્લાહની પૂજા કરવાનું વહીનું ફરમાન સંભળાવવા લાગ્યા તો તેઓ જૂઠવવા લાગ્યા. વહી આવવાનો નકાર કરવા લાગ્યા તેઓને પણ કહેવાયું 'ઔર ઉસ મનુષ્યસે અધિક પાપી કૌન હૈ જો અલ્લાહપર જૂઠ બાન્ધ લેતા હૈ ઔર કહતા હૈ કિ મેરી ઓર વહી કી ગઈ પરંતુ વહી ઉસકી ઓર નહીં કી ગઈ" ઇત્ય, એટલે ખોદા વિષે કલ્પના કરવી જૂઠ બાન્ધવું તો ગણુંજ મોટું પાપ છે કેમકે એમાં ખોદાની મખલુકને ધોકો આપવો થાય છે તરેહ તરેહના ફસાદો થાય છે પણ જ્યારે દુન્યાની બાબતમાં કોઈ પાપ મારેથી થયું નથી અને તમો મારાપર પૂરતો ભરોસો રાખો છો એટલું જ નહીં પણ " અલ અમીન "નો માનવંતો ખેતાબ આપો છો તો ફરી ખોદાને નામે જૂઠ બોલવું, નહીં વહી થઇ હોય અને વહી થાય છે કહેવુ આવું મહાન પાપ મારેથી કેમ થાય. એમાં કોઇ તરેહની શંકા નથી. પણ સત્યાર્થ પૃષ્ટ ૪૧૫માં દયાનંદજી ઠીક કહે છે " જે જેવો મનુષ્ય હોય છે તે પ્રાય: પોતાજ જેવા બીજાને સમજે છે " પોતે ઠગ હતો તેમ બીજાને સમજે છે.

૬૯ અવસ્ય હમને તુમકો ઉત્પન્ન કિયા ફિર તુમ્હારી સૂરતેં બનાઇ ફરિશ્તોંને કહાકી આદમકો સિજદા કરો બસ ઉન્હોને સિજદા કિયા પરંતુ શયતાન સિજદા કરને વાલોંમેંસે નહુઆ કહા જબ મેંને તુઝે આજ્ઞા દી ફિર કિસને રોકા કિ તુને સિજદા ન કયા કહા મેં ઉસસે અચ્છા હું તુને મુઝકો આગસે ઔર ઉસકો મિટ્ટીસે ઉત્પન્ન કિયા કહા બસ ઉસમેંસે ઉતર યહ તેરે યોગ્ય નહીં હૈ કિં તુ ઉસમેં અભિમાન કરે કહા ઉસ દિનતક ઢીલ દે કિ કબરોંસે ઉઠાયે જાવેં કહા નિશ્ચય તું ઢીલ દિયે

* હજ્જની એક ક્રિયાનું નામ છે ગુા. મો.

* સૂરત આઈરીસ મીશનના રેવરન્ડે પણ હજરત મોહમ્મદના સંક્ષેપ જીવન ચરીતરમાં આ વાત લખી છે. ગુા. મો.

મયોંસે હૈ, કહા બસ ઉસકી કસમ હૈ કિ તુને મુઝકો ગુમરાહ કિયા અવશ્ય મેં ઉનકે લિયે તેરે સીધે માર્ગપર બેઠુંગા ઔર પ્રાયઃતુ ઉનકો ધન્ય વાદ કરનેવાલા ન પાવેગા. કહા ઊસસે દુર્દશા કે સાથ નિકલ અવસ્ય કોઈ ઉનમેંસે તેરા પક્ષ કરેગા તુમ સબસે દોજખકો ભરૂંગા. મં. ૨ સિ. ૮ સુ૦ ૭ આ૦ ૧૦, ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭.

**સમીક્ષક** અબ ધ્યાન દેકર સુનો ખુદા ઔર શયતાનકે ઝગડેકો એક ફરિશ્તા જૈસેકિ ચપરાસી હો, થા વોહભી ખુદાસે ન દબા ઔર ખુદા ઉસકે આત્માકો પવિત્ર ભી ન કરસકા, ફિર ઐસે બાગી કો જો પાપી બના કર ગદર કરનેવાલાથા ઉસકો ખુદાને છોડ દિયા. ખુદાકી યહ બડી ભૂલ હૈ શયતાન તો સબકો બહકાનેવાલા ઔર ખુદા શયતાનકા બહકાનેવાલા હોનેસે યહ સિદ્ધ હોતા હૈ કિ શયતાનકા ભી શયતાન ખુદા હૈ કયોંકિ શયતાન પ્રત્યક્ષ કહતા હૈ કે તુને મુઝે ગુમરાહ કિયા ઈસસે ખુદામેં પવિત્રતા ભી નહીં પાઇ જાતી. ઔર સબ બુરાઇયોંકા ચલાનેવાલા મૂલકારણ ખુદા હુઆ. ઐસા ખુદા મુસલમાનોંહીકા હો સકતા હૈ અન્ય શ્રેષ્ઠ વિદ્વાનોકા નહી ઔર ફરિશતોંસે મનુષ્યવત વાર્તાલાપ કરનેસેં દેહ ધારી અલ્પજ્ઞા ન્યાય રહીત મુસલમાનેકા ખુદા હૈં ઈશિસે વિદ્વાન લોગ ઇસલામકે મજહબકો પ્રસન્ન નહીં કરતે. ॥૬૧॥

**જવાબ** દયાનંદજી કહે છે " અબ ધ્યાન દેકર સુનો ખુદા ઔર શયતાન કે ઝગડેકો " શાબાશ. શું એની અકલ છે! શૈતાને ખોદાનો હુકમ નહી માન્યો તેથી પાપી બન્યો તે વિષે ગુનેહગાર હાકમ આગળ પોતાની અરજ કરે બચાવ ઢુંઢે તે એને ઝગડો લાગે છે કુરઆન શરીફનો મુકાબલો કરવાથી એની અકલમાં ખામી આવેલી છે.

વળી કહે છે " ખુદા ઉસકે આત્માકો પવિત્ર ભિ ન કરસકા" આથી જણાય છે કે એમને શૈતાનની હીમાયત ઘણી સુજે છે. તેને પાક કરવાની મતલબ તો આછે કે ખોદા તેના પાપો માફ કરે પણ એતો દયાનંદજીની રાયથી વિરૂદ્ધ છે. આ ગલી શંકાઓમાં પાપોનું માફ કરવું દયાનંદજીને ઘણું ના પસંદ હતું પણ શૈતાનની ખાતરભી તો રાખવી જોઇએ. ચેલાઓએ ગુરૂનો ખ્યાલ હમેશ રાખવો જોઇએ. ઇસ્લામી કાયદા પ્રમાણે તો તેની માફી થાય નહીં કારણ ઇસ્લામી કાયદામાં પાપ માટે પશ્ચાત્તાપ સાચા દિલથી કરવો જોઇએ પણ શૈતાન તો પોતાના ગુનાહનો પણ ઇકરાર કરતો નથી ખોદાના હુકમ વિરૂદ્ધ કરવું તેના ધ્યાનમાં નથી તે તો પોતાની મોટાઇ પ્રગટ કરે છે.

દયાનંદજી કહે છે " ઉસકો ખુદાને છોડ દીયા " એ જુઠ છે ખોદાએ તેને શીક્ષા કરી છે પહેલી તો આ કે માનીતી જગ્યાથી કાઢો અને તેને જલીલ ધીક્કારેલો દુર્દશાની સાથે કાઢો. ફરી તેને હમેશા તોહીદના કલેનાથી અઝાનથી નમાઝ વગેરે ઇબાદતોથી દુઃખ થયા કરે છે અને છેવટે દોઝખમાં પુરશે. હા. આટલું નહી થયું કે તેની શિક્ષામાં દયાનંદજીની સલાહ નહીં લીધી. વળી એક પાપીને ઘણી વાર હાકેમ તરત સજા કરે છે અને કદી તેને લાંબી મુદત સુધી નજર કેદ રાખે છે આ તેના વિચાર અને મસલેહત ઉપર આધાર રાખે છે તેમ ખોદાએ તેને તરેહ તરેહના દુઃખોની સાથે કોઇ મસલેહત અને હિકમતને લીધે ઢીલ આપી હોય એમાં શંકા કેવી ? શું ખોદાઇ કારખાનાની દરેક હિકમત અને કુનેહ દયાનંદજી જાણે છે ?

રહ્યો શૈતાની વાતનો જવાબ ના૦ ૩૨ વગેરેમાં આવી ગયો છે ત્યાં તપાસશો પણ આટલું રહી જાયછે. દયાનંદજી કહે છે "ઔર ફરિશતોંસે મનુષ્યવત વાર્તાલાપ કરનેસે દેહધારી અલ્પજ્ઞાન, ન્યાય રહિત મુસલમાનોંકા ખુદા હૈ" આ વાંચી મને હાંસી આવે છે. દયાનંદજીને જોઇતું હતું કે શંકા કરવા પહેલાં તે વેદોને તપાસ્યા ફરી શંકા કરતે. સત્યાર્થ પ્રકાશ પૃષ્ટ ૧૩૦-૩૧ માંછે " હે મનુષ્યો! જે આ મનુષ્ય સમુદાઇમાં પરમ ઐશ્વર્યના કર્તા શત્રુઓને જીતીશકે " ઇત્યા. અથર્વે કાં૦ ૬ અનુ૦ ૧૦ વ૦ ૯૮ મં ૧ વળી ક-

હે છે " હે વિદ્વાનો! રાજ્યપ્રજા જનો ? તમે આ પ્રકારના પુરૂષોને મોટું ચક્રવર્તિ રાજ્ય સર્વેથી મોટા થવા માટે ઇત્ય. યજુર આ. ૯ મં. ૪૦ વળી કહેછે " ઇશ્વર ઉપદેશ કરે છે કે હે રાજ્ય પુરૂષો તમારા અગ્નેયાદિ અસ્ત્ર અને શતઘ્ની (તોપ) ભુશુંણુડી ઇત્ય ઋ૦ મં૦ ૧ સૂ૦ ૩૯ મં૦ ૨ આ ત્રણ મંત્રોમાં કેટલાક કામો માટે ઇશ્વરે સરક્યુલર કાઢયા આથી પણ તે દેહ ધારી અલ્પજ્ઞ ન્યાય રહિત થાય છે કે નહી ? જો નહિં થતો તો તેનું કારણ શું ?

પંડિતજી પોતાની ખોમાં લાચાર હતા. જેથી તેમને આવા સવાલ સુજતા હતા. અને પોતાની ટેવને લીધે નકામી શંકા કરી પોતાના ચેલાઓને શરમિન્દા કરી ગયા. અને એવી શંકાઓથી ઇસલામની ખુબી વધારતા ગયા.




# જાહેર ખબર.

**બેહેશતી ઝેવર** ઉર્દુ છોકરીઓ તથા ઓરતો માટે ખાસ આ કિતાબ લખાઇ છે એમાં અકીદા, નમાઝ રોઝા, ઝકાત' નિકાહ તલાક, ઇદ્દત સોગના મસલા તથા કેટલાક બ્યવહારના તથા અખલાકના મસલા સારી રીતે બયાન થયા છે. એની સાથે ઘર કેમ ચલાવવું, ધણી તથા સાસુ સસરા સાથે કેમ રહેવું તથા બચ્ચાંઓની કેવી પરવરીશ કરવી તે પણ બયાન થયા છે. તથા સો નેક બીબીયોની હાલત તેમની પરહેજગારી વગેરે પણ બયાન થઇ છે. અને ઘર ધંધાનાં હુનરો, જરૂરી દવા પણ સારી રીતે દર્શાવ્યાં છે જોકે એ પુસ્તક ખાસ ઓરતો માટે લખાયું છે પણ મરદોને પણ ઓછું લાભ કારક નથી. એ પુસ્તકના ૧૦ ભાગ છે. આખા પુસ્તકની કીંમત રૂ૦ ૨॥

**બેહેશતી ગોહર ઉર્દુ**—મરદોને લગતા મસલા ઇલાજ વગેરે જે બેહેશતી ઝેવરમાં બયાન થયા નથી તે એમાં ઘણી સારી રીતે લખાયા છે કીં. આના ૯

**બરકે ઇસલામ ઉર્દુ**—એમાં આર્યા સમાજવાળાઓના સવાલનો જવાબ છે. તથા છેવટમાં તેવીજ રીતના કેટલાક સવાલ તેઓપર કર્યા છે. પૃષ્ટ ૩૦૦નું દલદાર પુસ્તક છે કીં. આના ૬.

**હક્ક પ્રકાશ ઉર્દુ**—આ પુસ્તકમાં સત્યાર્થ પ્રકાશના ૧૪મા સમુલ્લાસનું ખંડન છે. કી. રૂ. ૧

**આર્યસમાજકી પોલ ઉર્દુ**—ભાગ ૧ લો કીં. રૂ૦ ૧॥

" " " " ભાગ ૨ જો કી. રૂ૦ ૧॥ આ બંને ભાગમાં આર્યા સમાજના ઉસુલોપર બહસ કરી તેનો ઘણી સારી રીતે રદીઓ આપ્યો છે. એના કરતા અસલ આર્યા સમાજી હતા એટલુંજ નહીં પણ ઘણામાં આર્યાઓ તરફથી ઉપદેશનું કામ પણ કરતા હતા તેવણે મુસલમાન થયા પછી આ પુસ્તકો રચ્યાં છે જે જોવા લાયક છે.

**માલા બુદ્દ મિન્હો**—નામની જગત જાણીતી ફારસી કિતાબ મહા વિદ્વાન વલીયે કામેલ જનાબ કાજી સનાઉલ્લાહ પાણીપતી(રહ)ની રચેલી કે જે ઘણા શેહરોના ઘણા પ્રેસોમાં ઘણી વાર છપાઇ માન પામી દરેક ઇસલામી મદરસાઓમાં ચાલુ છે. તેનો તરજુમો ગુજરાતીમાં છપાયો છે. મજકુર કિતાબનો તરજુમો ઉર્દુમાં પણ થઈ ઘણો માનીતો થયો છે. પણ તે ફકત કિતાબનો તરજુમો છે અને ગુજરાતીમાં કિતાબના તરજુમા સાથે તેની નોટોનો પણ તરજુમો

થયો છે કે જેમાં નમાઝ, રોઝા ઝકાત અકાએદ વગેરેના સેંકડો મસલાઓનો મોટો ખજાનો સમાયલો છે. અને એજ કારણથી ફારસી માલા બુદ મિનહોની સાથે દરેક પ્રેસવાળાએ એ નોટને છાપી છે. એ તરજુમો ૬૦ રતલી ઉમદા કાગલ ઉપર છપાઇ બહાર પડયો છે. કી. રૂ૦ ૧ પોષ્ટ વગર.

**તોહફતુલ હિન્દ**—નામની કિતાબ જે ઉરદુ ભાષામાં માન પામી ૧૧ વાર છપાયલી તેનો અંગ્રેજી ભાષામાં તરજુમો થયો છે અને જો કે કર્તાએ માત્ર હિન્દુ ધર્મ અને ઇસલામી ધર્મની સરખામણી કીધી હતી પણ ભાષાંતર કર્તાએ નોટમાં ખ્રિસ્તીઓની અને આર્યસમાજ વાળાઓની પણ સરખામણી કરી તેઓના લખાણનો જવાબ પણ લખ્યો છે. જેથી તે અસલ કિતાબ સહીત ત્રણ ઘણી મોટી થઇ છે. મતલબ કે એ કિતાબનો વાંચનાર હીંદુ. ખ્રીસ્તી, અને ઇસલામી ધર્મથી વાકેફ થઈ જશે. કીંમત પોષ્ટ વગર રૂ૦ ૨)

**મશારેકુલ અનવાર ભાગ ૧ લો—૨ જો, અને ૩ જો** જેમાં બોખારી તથા મુસલિમની ૨૨૭૦ હદીસો છે કીં. દરેક ભાગની રૂા. ૧

**બેહેશ્તી ઝેવર ભાગ ૩ જો**—જેમાં રોઝો ઝકાત, ફિત્રનો સદકો, કુરબાથી, બચ્ચાનો અકીકો, હજ્જ, મદીના શરીફની ઝીયારત, મન્નત (નઝર) માનવી, કસમ [સોગન] ખાવી, કસમનો કફારો, દીન (ઇસ્લામ) થી ફરી જવાનું (મુરતદ થવાનું) બયાન, ઝુબેહ કરવાના મસઅલા હરામ અને હલાલ ચીઝો, પોશાક અને પરદો કરવો, પરચુરણ મસઅલા, રસ્તાપર પડેલી વસ્તુ મળવી (લુકતા), અને વકફ એટલા બધા વિષયો છે એ કિતાબનો ગુજરાતીમાં તરજુમો છપાઈ પ્રગટ થયો છે. કીંમત આના ૫.

**બેહશતી ઝેવર** ભાગ ૪થો ગુજરાતી મફત.

**બેહેશતી ઝેવર** ભાગ ૫મો ગુજરાતી કી. આ. ૫ એમાં વેચાણ, કીરાયા, બખશીશ, ભાગીદાર, વકીલ બનાવવું વગેરેના મસલા છે.

**"તોહફતુલ હિંદ"** ઉર્દુ કી૦ આના ૧૦.

**"ઇજહારૂલ હક્ક"** નામનું પુસ્તક કે જે મોલવી રહતુલ્લાહ મોહાજેરે મક્કા સાહેબનું અરબીમાં રચેલું છે તેનો તરજુમો ગુજરાતી ભાષામાં કરી ગલેઝ ૫૦ રતળી કાગળ ઉપર આઠ પેજી પૃષ્ટ ૫૦૦ ઉપર છપાવ્યું છે. એ આખી જગતના પાદરીઓને અઉ-તર કરનારૂં છે હજરતની નુબુવવત ઘણી સારી રીતે તેઓની બાઇબલથી પણ સાબેત કરવામાં આવી છે કી રૂા. ૨—૦—૦ પોસ્ટ વગર,

બૈબલ પરીક્ષા કીંમત આના ૨ }
જેહાદની હકીકત કીં. આનો ૧ } આ બંને ચોપડીઓ ઇજિહારૂલ હક્કના નમુના છે.

**રાહેનજાત** ગુજરાતી ઉમદા કાગળ ઉપર કી૦ આના ૨.

**આકાશ ચાલ** રદ્દે પૃથ્વી ચાલ કીંમત આનો ૧

**ગુલ દસ્તએ તમીજ.** ગુજરાતી એમાં સારી ઘણી ઉમદા શીખામણો છે. કીં. આ. ૧૦

**મઝહરૂલ ઈસ્લામ** ગુજરાતી કીં. આના ૪

**એઅલાએ કલેમતુલ હક્ક** ગેબની તહકીકમાં ઉમદા કિતાબ છે કીંમત આના ૪

**કશફુલ ગેતા** એઅ્જાલતુલ ખફાનો જવાબ એમાં ગેબ વિષે સારી તહકીક છે. કીં. આ. ૪.

**રાહે નજાત** ઉર્દુ કીંમત આનો દોઢ.

**નસીહતુલ મુસ્લેમીન** ઉર્દુ કીમત આનો ૧

**કુરઆને શરીફ** મોટા તથા ઉમદા ખતમાં અને તેની નીચે શાહ અબદુલ કાદેર (રહ) નો જગત જાણીતો તરજુમો ગુજરાતી અક્ષરોમાં કીં રૂા. ૫

**મોનબ્બેહાત** ગુજરાતી. નસીહત તથા અખલાક શીખવનાર સારી ચોપડી છે જે ઉરદુ ફારસી અને ઇંગ્રેજીમાં છપાઈ ઘણી માન પામી છે. અને ગુજરાતીમાં એની સાથે લુકમાન હકીમ (અલે)ની સો નસીહતો પણ છાપી છે કીં૦ આન૦ ૪

**ગુલામ મોહમ્મદ બી૦ હાજી હાફેજ સાદિક**
**મુ૦ રાંદેર જીલ્લે સુરત.**

